

श्री स्वामिनारायणो जयति ।

वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि ।
वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ॥ १ ॥
तन्नोतु कृष्णोऽखिलमङ्गलं नः ॥

---

જુ. શા. કૃષ્ણજી. તથા અમદાવાદના શા. સ્વયંપ્રકાશ. તથા વે. શા. ભગવત્પ્રસાદ. તથા મૂળીના શા. બાળકૃષ્ણ. તથા ધ. ધુ. આ. ન. પ્ર. તથા રા. રા. પંડ્યા રમેશચંદ્ર તથા વીરસદના નારાયણજી તથા અમદાવાદના હીરજી ચાવડા વિગેરેએ તે તે સ્થળે નિબન્ધો લખ્યા છપાયા છે તેમાં તેમણે સંપ્રદાયના મુખ્ય માન્ય ગ્રંથોથકી જે જે વિરુદ્ધ અંશ લખ્યો છે તેનું સત્ય

# ચોથું દિગ્દર્શન.

---

: સંપાદક, સંશોધક, પ્રકાશક :

શાસ્ત્રી હરિજીવનદાસ, વડતાલ.

સંવત ૨૦૨૮ ] [ સન ૧૯૭૨

કીંમત રૂા. ૧=૫૦



श्री हरिर्जयति ।

## જુનાગઢના શાસ્ત્રી કૃષ્ણવલ્લભદાસ આદિક શાસ્ત્રીઓએ પોતાના નામથી લખેલા નિબન્ધોમાં મુખ્ય માન્ય શાસ્ત્રોથકી જે વિરુદ્ધાંશ લખ્યો છે તેનું

# દિગ્દર્શન—

---

હવે અવશિષ્ટ વિશિષ્ટ સ્પષ્ટ કહીએ-ઉદ્ધવ સંપ્રદાયનાં જબરી જાત મહેનતે અને ખુબ ખર્ચે બંધાવેલાં મહામંદિરોમાં બહુ ધામધુમીથી યથાવિધિ પધરાવેલાં પૂજ્ય ધ્યેય મોક્ષપ્રદ લક્ષ્મીનારાયણ રાધારમણ ગોપીનાથ નરનારાયણ આદિક પ્રતિમાસ્વરૂપોની પણ કેવી દુર્દશા દુરંત દુર્દશ્ય અવળી લાવ્યા છે તેને પ્રત્યક્ષ જુવો—

"હરિ સ્વરૂપ નિર્ણય" નિબંધ ઉપરના કુસંગભાષ્યમાં—કૃષ્ણાવલ્લભાચાર્યે પેજ ૮૯ "શ્રીહરિએ પોતાની મુર્તિથકીજ પોતાના ભક્તોના દર્શન લાભ માટે જ પ્રકટ કરેલાં અવતારસ્વરૂપો **ચોવીસ** આદિક અને પોતેજ સ્વસ્વરૂપાત્મિકી તે મૂર્તિઓ મંદિરોમાં પ્રતિષ્ઠાપી છે. પણ **પોતાના ધર્માત્મજ જન્મ પહેલાં નહિ.** આવી ભાવના રાખવામાં **અન્યાશ્રયદોષ આવતો નથી તેમજ પાતિવ્રત્યભંગ દોષ પણ આવતો નથી"** એમ મનમાની પ્રખરવિમુખતા બંડીયા બેફામ ઉઘાડી વાપરી છે. મંદિરોમાં જે મૂર્તિઓ છે તે પૂર્વે થઈ ગયેલા નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધારમણ ગોપીનાથ વિગેરેની નથી, પણ પોતાની મૂર્તિમાંથી પ્રગટ કરેલી હતી. તેજ ભક્તોના દર્શનાદિ

લાભ માટે પધરાવી છે. જો પૂર્વની માને તો અન્યાશ્રય (બીજાનો આશ્રય) દોષ અને પ્રાતિવ્રત્યભંગ (પતિવ્રતનો ભંગ) દોષ આવે, એટલે "પૂર્વની કોઈ પણ મૂર્તિ પૂજ્ય ધ્યેય મોક્ષપ્રદ નથી" એવો નિગૂઢ બંડાર્થ ઉઘડે એમ તેમ ગોઢવી કાઢયો છે.

આ બધો બંડબગડો પ્રતિમાદ્રોહી આસુરી કયાંથી લાંવ્યા છે? તેનું મૂળ સ્થળ શોધતાં ગુણાતીતસ્વામી અને અબજીબાપાને મિથ્યા નામે યદ્વાતદ્વા જેણે તેણે ગોઠવી કાઢેલી વંઠેલ વાતો જ શાસ્ત્રશત્રુ મૂર્તિ-દ્રોહી છે. (જેનો બંહિષ્કાર સંપ્રદાયે જાહેરમાં કર્યો છે.) પ્ર. ૫ વાત ૪૧૯ 'કોના રાધારમણ અને કોના ગોપીનાથ તેની **આપણે ઓળખાણ નથી.** ને મહારાજની આજ્ઞા છે તે થાળ ધરવા ને પ્રસાદી જમવી, રોટલા ખાવા, પણ સમજવાનું તો આટલું જ છે જે **"લઘુશંકા જેવાને પુરુષોત્તમ ઠરવે છે."** (શ્રી હરિએ સ્વહસ્તે પધરાવેલા રાધારમણ ગોપીનાથના ઓળખાણની જ ચોખી ના કહેવા પૂર્વક તેઓને લઘુશંકા (મૂતર) જેવા અત્યંત તુચ્છ ગણીને, તેમને પુરુષોત્તમપણે કહેનારા શ્રીહરિ, સંપ્રદાયનાં શાસ્ત્રો અને તેના કર્તા મહામુનિઓ અને તે પ્રમાણે માનનારા સર્વે આશ્રિતોને પણ તીવ્ર તુચ્છકારે છે. આમાં પ્રથમ સ્થાપેલા લક્ષ્મીનારાયણ અને નરનારાયણને ભુલી ગયા જણાય છે.) પ્ર. ૫ વાત ૫૬ "ને પોતે નરનારાયણનું લખ્યું છે તે તો જેમ કોઇને અજાણે ગામ જવું હોય ને ભોંમીયો લે તેમ પોતે કોઈવાર આવેલ નહિ ને એનો ભરતખંડ કહેવાય માટે એને ભોંમીયા લીધા છે." (શ્રીહરિ-સ્વરૂપ નરનારાયણને પરંબ્રહ્મપદેથી સાવ ઉતારી પાડવાનો દુરંત દુરાશય દર્શાવ્યો છે.) સિદ્ધાંતસાગર સિદ્ધાંત ૨૪ 'પણ બદરીકાશ્રમવાસી જે નરનારાયણ તથા શ્વેતદ્વીપવાસી જે વાસુદેવનારાયણ તથા ગોલોકવાસી જે શ્રીકૃષ્ણનારાયણ તે પ્રકૃતિ પુરુષથી પર છે એમ અમારૂં કહેવું નથી તથા તેજ અમે છઈએ એમ પણ કહેવું નથી. **"પણ એકે અવતાર પ્રકૃતિ પુરુષ થકી પર નથી** ને પર તો આ પ્રત્યક્ષ અક્ષર ને

પુરુષોત્તમ એ જ છે." ( આમાં નરનારાયણ, વાસુદેવનારાયણ, કૃષ્ણ-નારાયણ આદિક તમામ અવતારોને પરંબ્રહ્મપદેથી ઉતારી પાડીને માયાબદ્ધ કોઈ જીવો ઠરાવાનો બંડાશય ઉઘાડો છે. ) પ્ર. ૪ વાત ૨૫ " અમદા-વાદમાં શ્રી નરનારાયણદેવની પ્રતિષ્ઠા કરી તે સમે શ્રીજીમહારાજ મુક્તાનંદ સ્વામી આદિક સંત આગળ એમ બોલ્યા જે આ ભરતખંડના રાજા નરનારાયણ છે તેમની પ્રતિમાની પ્રતિષ્ઠા આપણે કરી ને જે સાક્ષાત્ મૂર્તિમાન્ શ્રી નરનારાયણદેવ શ્રી બદરીકાશ્રમવાસી છે તથા વૈકુંઠવાસી શ્રી લક્ષ્મીનારાયણદેવ આદિક સર્વે તે પ્રગટ પુરુષોત્તમ દ્વિભુજમૂર્તિ એવા જે ભગવાન્ તેમની ઉપાસના તથા સેવા કરે છે." ( પ્રતિષ્ઠાપેલા નર-નારાયણ કોણ ? તો તેનું આખું ઓળખાણ સ. જી. માં જ આપ્યું છે. તેથી આ અત્યંત અવળી વાત નરનારાયણાદિને જીવાદિ તુચ્છપદે ઉતારી પાડવા જોડી કાઢી છે. ) આવી તો અનેક વાતો શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી વિમુખ છે.

અબજીબાપાની વાર્તા ભાગ ૧ વાત ૨૦ " ઈશ્વરચરણદાસજીએ પુછ્યું જે–આપણાં મંદિરોમાં નરનારાયણ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ ગોપીનાથ આદિક અવતારોની મૂર્તિઓ પધરાવી છે તે પધરાવવાનું શું કારણ હશે ? ત્યારે બાપા બોલ્યા જે શ્રીજીમહારાજ માંગરોળ આદિક ગામોમાં મતવાદિઓને તથા બીજા અવતારોના ઉપાસકોને એમના ઇષ્ટદેવરૂપે દેખાયા હતા...તે પોતાનાં સ્વરૂપ પોતાનાં મંદિરોમાં પધરાવ્યાં છે. બીજા અવતારો જે વૈકુંઠ ( લક્ષ્મીનારાયણ ) ગોલોક ( રાધાકૃષ્ણ ) બદરીકાશ્રમ ( નરનારાયણ ) શ્વેતદ્વીપ ( વાસુદેવ ) આદિક ધામોમાં રહ્યા છે **તેમને કોઇને પધરાવ્યા નથી.** બીજા અવતારોની મૂર્તિઓ છે એમ ન જાણવું. આપણા મંદિરોમાં તો શ્રીજી મહારાજ પોતે છે તે ઘણા જીવોના **સમાસ** અર્થે વેષાંતર કરીને દર્શન આપે છે...તે તો સર્વાનુકૂળ માટે છે. **પણ મુક્તતો સર્વેને દર્શન કરવા યોગ્ય છે.** ( સર્વ અવતારો કરતાં મુક્તોને મોટા કહે છે ) ત્યારે વળી સ્વામીએ પૂછ્યું જે ' એ સર્વે

મૂર્તિઓ શ્રીજી મહારાજ પોતે છે ત્યારે એનું ધ્યાન થાય કે નહિ? ત્યારે બાપા બોલ્યા જે એ મૂર્તિઓ પોતાના સંકલ્પે કરીને દેખાડી છે માટે એ મૂર્તિઓ સંકલ્પની છે, **તેનું ધ્યાન થાય નહિ.** ધ્યાન તો પોતે સહજાનંદ સ્વામી હરિકૃષ્ણ એવા નામની પધરાવી છે તેનું કરવું...વાત ૨૬ "હમણાં અમદાવાદના સાધુ (ઇ. ચ.) આવેલા. તેમણે સભામાં વાત કરી જે નરનારાયણ ભગવાનની જે મૂર્તિઓ છે તે સ્વા. ના. પોતે છે. બદરીકાશ્રમમાં રહ્યા છે એ નહિ" આવી તો અનેક વાતો શાસ્ત્રશત્રુ અવતારમૂર્તિઓદ્રોહી છે. આ બન્નેની કે બીજી એવી વાયડ વંઠેલ વાતોમાંથી જ (સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોમાં આવી વાતનો ગંધ પણ નથી) બધો બંડબગડો વાળી લાવીને જ્યાં ત્યાં પ્રાકૃતમાં કે સંસ્કૃતમાં બનાવીને ફેંકયા કરે છે. સંપ્રદાયનાં મુખ્ય માન્ય શાસ્ત્રો સામી તો જરા પણ નજર રાખતા નથી.

હવે ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીહરિ શું કહે છે તે નજરે જુવો. અર્ચાવતારો એ સ્વયં ભગવાન છે (પણ કોઇ ભક્ત મુક્તના નહિ) મંદિરોમાં પધરાવેલી જે નરનારાયણ આદિક મૂર્તિઓ છે તે પૂર્વે તે તે સમયે તે તે સ્થળે થએલા, મૂળ પરંબ્રહ્મના સાક્ષાત રામકૃષ્ણાદિ અવતારોની છે (પણ શ્રીજીએ તે તે સમયે ભકતોને પ્રદર્શાવેલાં તે તે ક્ષણિક રૂપોની નહિ) આ મૂર્તિઓ પણ શ્રીહરિની સાક્ષાત્ છે (પણ વેષાવતાર કે સંકલ્પ મૂર્તિઓ કાલ્પનિક નહિ) આ મૂર્તિઓમાં તત્ત્વથી ભેદ નથી (પર સ્વરૂપથી અભિન્ન છે) આ સર્વે મૂર્તિઓ પરંબ્રહ્મની હોવાથી આત્યંતિક કલ્યાણ માટે ધ્યેય છે (ભકત મુકતની પેઠે અધ્યેય નથી) શ્રીહરિનો આ સઘળો શુભાભિપ્રાય, તેમના મુખ્ય માન્ય ગ્રંથોનાં વિશદ વચનોથી જ વિસ્પષ્ટ થાય છે તેને ગુ. સ્વામીવાળા અને અ. બાપાવાળા અને બીજા પણ અર્ધદગ્ધો પ્રત્યક્ષ જુવો—

દયાળુ શ્રીહરિએ જ્યારે ભાવિ મનુષ્યોના હિતનો વિચાર કરી, ધ્યાનાદિ આલંબન માટે પ્રતિમાઓ પધરાવવાનો પ્રથમ સંકલ્પ કર્યો

ત્યારે (સ. પ્ર. ૪ અ. ૨૪) " મંદિરો કરાવીને તેમાં મારી પ્રતિમાઓ પધરાવું, એના સેવનથી સેવકોને મોક્ષાદિ ચારેય પુરુષાર્થની પ્રાપ્તિ થશે. " એમ મંદિર સ્થાપિત તમામ મૂર્તિઓને પોતાની અને ધ્યાનાદિકથી કલ્યાણકારિણી સર્વસાધારણ કહે છે. અમદાવાદમાં પહેલવહેલા **નરનારાયણદેવ** પધરાવ્યા ત્યારે આ નરનારાયણ દેવ કયા ? તો તેમનું પૂર્વેનું ખરૂ ઓળખાણ મહાસભામાં આ રીતે આશ્રિત હિતાર્થે આપ્યું છે. ( સ. પ્ર. ૪ અ. ૨૫ ) ' ગોલોકમાં અક્ષરનામના તેજોમંડળના મધ્યમાં જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ આપણા ઈષ્ટદેવ વિરાજે છે એજ પોતે ભૂતળમાં સર્વ લોકોના શ્રેય માટે ધર્મપ્રજાપતિ અને તેમની મૂર્તિ નામની પત્નીએ દઢ ભક્તિથી ધ્યાન કરતાં, તેમની ઉપર પ્રસન્ન થઈને તેમના અંગથકી પ્રાદુર્ભવતાં, નર–નારાયણ એવાં બન્ને રૂપો ધારીને ધરાતળમાં વિરાજે છે. માતાપિતાને વાંછિત વરથી સંતોષીને, નરોના નિઃશ્રેયસ માટે ભગવાન્ શ્રીનરનારાયણ બદરીવને પધાર્યા. આ ભરતખંડના મનુષ્યોના મોક્ષાદિ માટે સ્વયં તપ કરતા થકા અદ્યાપિ બદરીકાશ્રમમાં વિરાજે છે. એજ નરનારાયણ રૂપધારી ગોલોકાક્ષરધામવાસી શ્રીકૃષ્ણ ભગવાન્ બ્રહ્માદિ દેવોની પ્રાર્થનાથી ભૂભાર ઉતારવા યદુકુળમાં પ્રાદુર્ભવ્યા અને નારાયણના સખા જે નર તે કુરુવંશમાં અર્જુન નામથી આવિર્ભવ્યા. માટે તે અર્જુને યુક્ત શ્રીકૃષ્ણ, ' નરનારાયણ ' એવા નામથી કહ્યા છે. **તે આ નરનારાયણ પ્રતિમારૂપથી મેં હાલમાં પધરાવ્યા છે. એમને વિષે અનન્ય ભક્તિ કરવાથી સર્વજનોનું શ્રેય થશે એમાં સંશય નથી** " આ રીતે ગોલોકાક્ષરધામી મૂળ પરંબ્રહ્મના અવતારભૂત ધર્મમૂર્તિપુત્ર નરનારાયણની પ્રતિમા પધરાવવાની કહે છે. (આ તો અમદાવાદની વાત થઈ )

વરતાલમાં પ્રતિમાઓ પધરાવી તેમનું પૂર્વેનું ઓળખાણ આ રીતે આપ્યું છે. (સ. પ્ર. ૪ અ. ૨૭) "આ મધ્ય મંદિરમાં લક્ષ્મીનારાયણ દેવની મેં સ્થાપના કરી છે તે સાક્ષાત દ્વારકાધીશ શ્રીકૃષ્ણ સમજવા.

દક્ષિણ મંદિરમાં જે રાધાએ સહિત સ્થાપન કર્યા છે તે વૃંદાવન-વિહારી શ્રીકૃષ્ણ જાણવા ( શિ. માં કહ્યા મુજબ ) તેમની સમીપે મારી મૂર્તિ સ્વીય જનોની પ્રસન્નતા માટે પધરાવી છે. ઉત્તર મંદિરમાં ધર્મ ભક્તિએ સહિત મારી મૂર્તિ સ્થાપન કરી છે. દ્વારકાધીશ શ્રીકૃષ્ણ છે એજ આ લક્ષ્મીનારાયણ છે. એમના સ્વરૂપમાં ભેદ ન જ જાણવો. અમારૂ આ સત્ય જ વચન છે. એમાં કોઈને સંશય રહેતો હશે તો એજ ભગવાન થોડા દિવસોમાં ટાળી નાંખશે. આ રીતે પૂર્વના દ્વારકા-ધીશ લક્ષ્મીનારાયણને તથા વૃંદાવનવિહારી શ્રીરાધાકૃષ્ણને સ્થાપવાનું કહીને તે બન્નેમાં તત્ત્વથી ભેદ નહિ જાણવાનો પણ કહે છે. વળી (અ-૩૦) 'જે સાક્ષાત ભગવાન કૃષ્ણ હરિ છે તેતો સ્વયં દુર્ગપુરમાં વસે છે. તેજ સાક્ષાત હરિકૃષ્ણ આ દ્વારિકાપુરીમાં ચતુર્ભુજ રૂપે વિરાજે છે" એમ શ્રીકૃષ્ણ શ્રીહરિની અભિન્નતા પણ જણાવી છે. (અ-૩૨) "દ્વારકાધીશ શ્રીકૃષ્ણ વડતાલમાં લક્ષ્મીનારાયણ નામથી રહ્યા છે" એમ કહીને પૂર્વરૂપની પુરી પ્રખ્યાતિ પણ આપી છે. ( પ્ર. ૪ અ. ૫૫ ) 'ભકતોને નિત્ય પૂજવા માટે દીક્ષિત આચાર્યો પાસે વિભાગથી રાધાકૃષ્ણ તથા નરનારાયણની પ્રતિમાઓ અપાવી" એવો પણ ઉલ્લેખ છે.

( પ્ર-૫ અ-૪૯ ) " જુનાગઢમાં મહામંદિર કરાવીને મધ્યમંદિરે સાક્ષાત્ પોતેજ કૃષ્ણ હરિએ દ્વારકાધીશની સ્થાપના કરી. દક્ષિણ મંદિરમાં રાધારમણની મૂર્તિ સ્થાપન કરી" એમ પૂર્વ રૂપોની સ્મૃતિ આપી છે. ( પ્ર.-૫ અ.-૫૫ ) " ગઢડામાં રાધિકાએ સહિત પ્રૌઢાકૃતિ શ્રીગોપીનાથ નામના શ્રીકૃષ્ણની સ્થાપના કરી " આ રીતે પૂર્વ રૂપની યાદ આપી છે. (પ્ર.-૪ અ-૫૫ ) " આ ઔદ્ધવ સંપ્રદાયમાં ઈષ્ટદેવ શ્રી કૃષ્ણનાં મંદિરો પાંચ પ્રકારનાં કહ્યાં છે. એકજ શ્રીકૃષ્ણની સ્થાનાદિ ભેદથી પાંચ પ્રકારની પ્રતિમાઓ કહી છે પણ વાસ્તવિક ભેદથી નહિ " એમ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણ આદિકનો તત્ત્વથી અભેદ પણ સમર્થ્યો છે. ( પ્ર.-૫ અ.-૬૭ ) " સાક્ષાત્ શ્રીકૃષ્ણ

ભગવાન અને અમે મંદિરોમાં સ્થાપેલ તેમની નરનારાયણાદિ મૂર્તિઓમાં લેશથીપણ ભેદ છેજ નહિ એમ જાણવું" એમ સાક્ષાત્ ભગવાન જેવોજ મૂર્તિઓનો મહિમા શ્રીમુખે કહે છે. (પ્ર.-૫ અ.-૬૮) "મારા આશ્રિતોના સુખસારૂં આ લોકમાં મંદિરો કરાવીને તેમાં મારીજ મૂર્તિઓ સ્થાપી છે." એમ શ્રીહરિ પોતામાં અને નરનારાયણાદિકમાં અભેદ જાણવાનો કહે છે. વળી "મારા વિયોગની ચિંતા કરવી નહિ, કેમકે હું ભૂતળ ઉપર વડતાલમાં પ્રતિમારૂપ શ્રીહરિકૃષ્ણ શ્રીવાસુદેવ શ્રીરાધાકૃષ્ણ શ્રીલક્ષ્મીનારાયણરૂપે સાક્ષાત્ વર્તું છું. મારામાં અને આ અર્ચારૂપોમાં લગારમાત્ર ભેદ નથી. આ મૂર્તિઓનું સેવન કરનારાઓને મારૂં સાક્ષાત્ દર્શન થશે" આ રીતે શ્રીહરિ પોતામાં અને સ્થાપિત ઉક્ત મૂર્તિઓમાં ભેદ નહિ સમજવાનો કહે છે. શિક્ષાપત્રીમાં- "अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा" આ શ્લોકથી રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ આદિક સ્વરૂપોમાં ભેદ સમજવાની ના કહે છે. "कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमाऽपि च" આ શ્લોકથી કૃષ્ણ, તેમના અવતારો અને તેમની પ્રતિમાઓની ધ્યેયતા સમર્થી છે. વચ. પ્ર. ૬૮ માં તથા લોયા. ૧૧માં વધુ સ્પષ્ટતા કરી છે તે તે થકી જાણવી.

હરિદિગ્વિજયમાં-ઉ. ૪૧ "एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः। प्रयोजनवशादेव मूर्तिरेकास्त्यनेकधा ॥ अतोऽत्र भेदो न ज्ञेयो ध्यानं कार्यं यथारुचि" આ રીતે ભગવાન્ શ્રીહરિજ લક્ષ્મીનારાયણ નરનારાયણ રાધાકૃષ્ણ આદિક અર્ચામૂર્તિઓને પોતાનાંજ રૂપોપણે પ્રતિપાદવાપૂર્વક પોતામાં અને એમાં તત્ત્વભેદ નહિ જાણવાનો કહીને તેની **યથારુચિ ધ્યેયતાને કહે છે.** આ શ્લોકની ટીકામાં—**શંકા**—"ભલે કહો છો તેમ એકરૂપ હોય પરંતુ આપે સ્થાપેલાં અનેક સ્વરૂપોની ઉપાસના કરનારા જનોને ભક્તિમાં વ્યભિચારપણું આવશે ? કેમકે ઉપાસનામાં તો જેમ પતિવ્રતા નારીને એકજ પતિ હોય છે તેમજ ઉપાસકોને એકજ સ્વરૂપનું ઉપાસન હોવું જોઇએ ?" એવી શંકા કરીને ઉપર પ્રમાણે

સમાધાન કર્યું છે. "આ બાબત 'स राधया' આ શિ. ટીકામાં સ્પષ્ટ છે" એમ પણ કહ્યું છે. આથી અન્યાશ્રય કે પાતિવ્રત્યભંગ દોષને ઉદ્ભાવનારા અલ્પશ્રુત અર્ધદગ્ધોના સર્વ સંશયો સમુચ્છિન્ન થશે.

જેઓ એવી કુશંકા કરનારા છે તેમનાંજ માન્ય પ્રમાણો અવર્જનીય લઈએ–જેની વાયડ વાતોના ફકરા લીધાછે તે બાપામાન્ય જેતલપુર વચનામૃત ૫ "અક્ષરધામના અધિપતિ શ્રી પુરુષોત્તમ જે પ્રથમ ધર્મદેવથકી મૂર્તિ દેવી જેને ભક્તિ કહીએ તેને વિષે શ્રી નરનારાયણ ઋષિરૂપે પ્રકટ થઇને બદરીકાશ્રમ વિષે તપને કરતા હવા અને તે ઋષિ આ કલિયુગને વિષે... શ્રી ધર્મદેવથકી ભક્તિને વિષે નારાયણ મુનિરૂપે પ્રકટ થઈને આ સભા વિષે વિરાજે છે તે જાણજો. અને વળી બોલ્યા જે અમે વારેવારે શ્રી નરનારાયણ દેવનું મુખ્યપણું લાવીએ છીએ તેનું તો એ જ હારદ છે જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ અક્ષરધામવાસી શ્રી નરનારાયણ તે જ આ સભામાં વિરાજે છે, તે સારૂ મુખ્યપણું લાવીએ છીએ અને તે સારૂ **અમે અમારૂ સ્વરૂપ જાણીને લાખો રૂપીયાનું ખર્ચ કરીને શિખરબંધ મંદિર પ્રથમ કરાવીને શ્રી નરનારાયણની મૂર્તિઓ પધરાવી** છે અને એ નરનારાયણને મેલીને આ ભરતખંડનાં મનુષ્યો બીજા દેવને ભજે છે તેતો જેમ વ્યભિચારી સ્ત્રિયો તેમ તે પોતાના ધણીને મેલીને બીજા ભરને ભજે તેમ છે અને એ નરનારાયણ ભરતખંડના રાજા છે" આ રીતે (સ. જી. માં શ્રીમુખે કહ્યા મુજબ) બદરીપતિ નરનારાયણને જ અક્ષરધામાધિપતિ શ્રી પુરુષોત્તમના સાક્ષાત્ અવતાર તરીકે પ્રતિપાદવાપૂર્વક તે નરનારાયણના અનન્ય અવતાર તરીકે શ્રીહરિને નિરૂપીને તે વચ્ચે તત્ત્વથી અભેદ જણાવીને, એ પૂર્વ નરનારાયણનીજ પ્રતિમાઓ પધરાવવાનું કહીને તેની પતિવ્રતાવત્ એકાંતિક ભાવથી ભજનીયતાને પણ નિરૂપે છે. આથી હવે બંડીયાઓની અન્યાશ્રય દોષ કે પાતિવ્રત્ય ભંગ દોષની શંકાને લેશ પણ અવકાશ રહેતો નથી.

અધિક કહીએ–અમદાવાદ ૪ "અનંતકોટિ અક્ષરાદિક મુક્તોના

નિયંતા છે ને સર્વના સ્વામી છે. એવા જે શ્રી પુરુષોત્તમ નારાયણ તે પ્રથમ ધર્મદેવ થકી મૂર્તિને વિષે શ્રીનરનારાયણ રૂપે પ્રકટ થઈને બદરીકાશ્રમને વિષે તપ કરે છે. અને વળી તે નરનારાયણ તે પૃથ્વીને વિષે કોઈક કાર્યને અર્થે મત્સ્ય કચ્છ વરાહ વામન રામકૃષ્ણાદિક જે દેહ તેને ગ્રહણ કરીને...ને એ નરનારાયણ સર્વે અવતારના કારણ છે" અમદાવાદ ૬ 'ને તેજ શ્રીકૃષ્ણ ભગવાન પોતે શ્રીનરનારાયણરૂપે કરીને ધર્મભક્તિને વિષે પ્રગટ થયા છે. તે માટે આ નરનારાયણને અમે અમારૂં સ્વરૂપ જાણીને અતિઆગ્રહ કરીને સર્વથી પ્રથમ આ શ્રીનગરને વિષે પધરાવ્યા છે. માટે આ શ્રીનરનારાયણ વિષે ને અમારે વિષે લગારપણ ભેદ સમજવો નહિ ને બ્રહ્મધામના નિવાસી પણ એજ છે...અને ગોલોક પણ એને જ કહીએ" આ રીતે પ્રતિષ્ઠિત શ્રીનરનારાયણનો ગોલોકાક્ષર ધામાધિપતિ સર્વાવતારી સર્વોપરી સર્વોપાસ્ય તરીકેનો મહામહિમા કહે છે. અમદાવાદવાળાને માટે આ પર્યાપ્ત પ્રમાણ છે. ઉપર પ્રમાણે સંપ્રદાયના મુખ્ય ગ્રંથોને પૂર્વાપરના અનુસંધાનથી ઉઘડ બંડભાવને નિઃશેષ ભુલીને વાંચે વિચારે તો ઈષ્ટદેવ શ્રીજીના અભિપ્રાયમાં તેજસ્તિમિર જેટલું વિરોધી અંતર ઉઘાડું જણાય છે. આસ્તિક નાસ્તિક જેટલું અંતર કહીએ તો પણ ચાલે.

પરમાત્માનું ધામસ્થ મૂળ રૂપ કે તેમનાં ભૂમિસ્થ અવતારરૂપો કે જે પૂર્વે લક્ષ્મીનારાયણ નરનારાયણ રાધાકૃષ્ણ આદિક અનેક નામથી લોક-શાસ્ત્રોમાં અતિપ્રસિદ્ધિમાં આવેલાં છે. એનાં એજ અનેક પૂર્વરૂપો શ્રીજીએ સમાધિ વિગેરે પ્રસંગે ભક્તોને બતાવ્યાં છે. જો પૂર્વ કાળમાં તેમનું અસ્તિત્વ ન હોય તેને બતાવવાનો પ્રસંગજ નથી. આકાશકુસુમનું લોકમાં અસ્તિત્વ નથી તો તેને બતાવવા કે જોવા કોઇ વાંછતું નથી. તો વિચિત્ર અદ્ભુત દિવ્યરૂપો અને તેમનો મહામહિમા લોક-શાસ્ત્રોમાં બહુ ગવાએલો પ્રસિદ્ધ હોવાથી તેવાં દિવ્ય રૂપોનાં દર્શનની ઉત્કંઠાવાળા પ્રિય ભક્તોને ભક્તાધીન ભગવાને બતાવ્યાં હતાં એમજ અવશ્ય માનવું

પડે. જે જે પૂર્વ રૂપ કે અવતાર રૂપો રામ, કૃષ્ણ નૃસિંહ લક્ષ્મીનારાયણાદિક લોકશાસ્ત્રવિષે પ્રસિદ્ધિમાં આવેલાં છે તેના આકારવાળી પ્રતિમાઓ બનાવરાવીને તેતે મંદિરમાં તેતે પૂર્વાચાર્ય વિગેરેએ જેમ પધરાવી છે તેમજ શ્રીહરિએ પણ નિજમંદિરોમાં એનાંએજ રૂપોના આકારવાળી મૂર્તિઓ કરાવીને પધરાવી છે. અવતાર રૂપમાં રહેલા શ્રીકૃષ્ણ આદિકે પણ તેતે અક્રુરાદિ ભક્તોને પૂર્વરૂપો પ્રદર્શાવેલાં ભાગવતાદિકને વિષે સુપ્રસિદ્ધ છે. તો પછી "શ્રીકૃષ્ણે રામરૂપે દર્શન આપેલું એજ આ પ્રતિમારૂપે રામચંદ્રજી પધરાવ્યા છે પણ પૂર્વે થઇ ગએલા દશરથસુત અયોધ્યાવાસી નહિ" એમ શ્રીકૃષ્ણના ઉપાસકોને માનવાનો અવળો પ્રસંગ આવે. આવી કુકલ્પના મુજબ તો કોઈ આસ્તિક પ્રતિમાપૂજક માનતો નથી.

વળી જો "પૂર્વેનાં રૂપો પધરાવ્યાં નથી, પણ શ્રીજીએ પ્રદર્શાવેલાં પધરાવ્યાં છે." એમજ ઉઘડ જલ્પવામાં આવે તો તે તે જન્મતિથિએ તે તે દેવોના ઉત્સવો (જેમકે જન્માષ્ટમીએ શ્રીકૃષ્ણ, ઉ. ફા. નક્ષત્રમાં નરનારાયણનો) ઉજવવાનો નિયમ કર્યો છે તેની પણ કશી જરૂર નહિ. શ્રીજીએ જે જે તિથિએ તેતે રૂપો પ્રદર્શાવ્યાં હોય તેજ તિથિએ ઉત્સવો ઉજવવા જોઈએ. એને અનુલક્ષીનેજ ઉત્સવ નિર્ણયો પણ નવા કરવા જોઈએ અને સ. જી. માં કરેલી ઉત્સવ વ્યવસ્થા પણ કાઢી નાખવી પડશે અને 'આ બદરીપતિ નરનારાયણ કે આ દ્વારકાધીશ લક્ષ્મીનારાયણ પધરાવ્યા છે.' આવા શાસ્ત્રીય શબ્દો કે બોર્ડ હશે તે પણ કાઢી નાંખવાં પડશે અને "આ મૂર્તિઓ પૂર્વાવતારની નથી." એવાં તે તે મંદિરે સ્પષ્ટતા કરતાં બોર્ડ પણ નવાં મારવાં પડશે. શ્રીજી તો તે તે પ્રસંગે "આ પૂર્વ રૂપો પધરાવ્યાં છે." એમ ભરસભામાં સ્પષ્ટ કહી ગયા છે, પણ 'આ મેં સમાધિમાં દર્શાવેલાં અપર રૂપો છે.' એવું કદાપિ કહેતા નથી. તેમાં પણ સુધારો કરવો પડશે. એમ અનર્થની પરંપરા આવશે. આ રીતે પૂર્વાપરના અનુસંધાનથી બંડબગદાને બહુ દૂર ફેંકી દઈને

આવુ પંડિતજી કે બીજા બધા બાહ્યો બહુ વિચારશે તો સ્વયં સમજી શકશે કે–અમો બધું જ સાંપ્રદાયિક શાસ્ત્રીય સિદ્ધાંત થકી સાવ અવળુંજ અપલપીએ છીએ. આ બધી સાંપ્રદાયિક પરા પ્રક્રિયા મુખ્ય શાસ્ત્રસિદ્ધ છે તેને પણ પંડિતજી કે બીજા બાહ્યો શું નથી જાણતા ? જાણે છે, પણ પોતાને સર્વોપરી અવતારી થવાના બદઇરાદાને લીધે એવું ખોટું તુત વિમુખીય ચલવ્યાજ જાય છે અને મુખ્ય શાસ્ત્રોને જેમ.તેમ ખંડન કરતા જાય છે. આને હવે સત્સંગભાષ્ય કહેવું કે કુસંગભાષ્ય કહેવું ? લક્ષણો મેળવીને યથાયોગ્ય કહેવું જોઈએ.

શા. શ્વેત. પણ પંડિતજીના અનુચર પ્રસ્તાવક બનીને સ્વકીય પ્રસ્તાવનામાં " निजमूर्तिप्रकटीभूतावतारादिमूर्तिप्रतिष्ठापनादिसिद्धान्तः " એમ સૂત્ર તરીકે ' अन्धेन नीयमाना यथान्धाः ' એ ન્યાયે વિકત્થે છે. શાસ્ત્રબાહ્ય કપોળકલ્પિત વિમુખ વાતોના આબાળ અસદભ્યાસનો આ વિપરિપાક વિમુખી આવ્યો છે. વાયડી વાતુને તો વળી ગુણાતીત અક્ષરબ્રહ્મની શ્રુતિઓની ઉચ્ચ ઉપાધિ ધરાવીને, તેના ગર્વાવેશથી પરંબ્રહ્મની શ્રુતિ–સ્મૃતિ–ગીતા વિગેરે સચ્છાસ્ત્રોને પણ ચોધારુ ઉઘડ ખંડન ચોગાનમાં કરવા મંડયા છે એજ અત્યંત અનુશોચ્ય છે. આજ કુસંગભાષ્યમાં એ વાતુના ફકરા સંસ્કૃતમાં કરીને નંબરવાર ગોઠવ્યા છે. ગુ. વાતો કે બાપાવાતોના શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી ફકરા પંક્તિબંધ ગોઠવી મુકયા છે તેમાંથી તે થોડાવત્તા જ્યાં ત્યાં સંસ્કૃતમાં કે હીંદીમાં કે ગુજરાતીમાં ફેંકયાજ કરે છે. આ બધા બંડીયા ફકરાનું મૂળ શોધતાં જે તે વાતોમાંથીજ મળી આવે છે. મુખ્ય શાસ્ત્રોમાંથી કશુંજ બંડીયું ખુંણીયું મળશે નહિ.

હવે કાશીપાશ થઈને જે જે ઉપાધિઓ મેળવી છે તેને ન્યાય કે સાંખ્ય યોગ કે વેદાંતને આગળ નહિ ધરતાં, વાર્તાચાર્ય કે વાર્તાતીર્થ કે વાર્તાવારિધિ, એમ જ યથાસ્થિત ગોઠવવી પડશે. પોતે નહિ ગોઠવે તો જ્ઞાની આશ્રિતો તો એમ જ ગોઠવશે અને જાહેરમાં વધાવશે. જે વાતો

કોર્ટ સુધી સકારણ તિરસ્કાર પામીને સંપ્રદાયે સર્વથા હેય ગણી છે તેને જ મોટું તત્ત્વ શાસ્ત્ર ઠરાવીને સંપ્રદાયનાં માન્ય મુખ્ય શાસ્ત્રો અને પ્રતિષ્ઠિત નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધારમણ ગોપીનાથ વિગેરે પૂજ્ય ધ્યેય મોક્ષપ્રદ દેવોને પણ બહુ બંડ રીતે ખંડન કરવા મંડયા છે તે અત્યંત અનુશોચ્ય હોઈને સર્વેએ વધુ ધિક્કાર્ય છે. (સ. પ્ર. ૧ અ. ૪૯) 'त्वं राधिकारमणः स्वयं' (હ. દિ. ૩. ૬) 'श्री राधिकारमण एष हरिः स्वयं वै नास्त्यत्र कोऽपि संशय इत्यवैत' એમ શ્રીહરિને જ રાધારમણપણે પ્રવર્ણવ્યા છે. જેના પ્રબળ આશ્રયે મોટા મનાયા છે અને લહેર મારે છે એવા એક શ્રીજીસ્વરૂપ રાધારમણને આમાં વર્જી મુકયા હોત તો સારૂં કહેવાત. અને કૃતઘ્નપણાનો દોષ ન આવત. 'ખાવું તેનું ખોદવું' એના જેવી વાત છે. રાધારમણને પણ મહાસમર્થ માનવા પડે. જેથી આવા ભયંકર ક્ષયંકર વિમુખ વાતાવરણમાં પણ પોતાની યથાપૂર્વ સ્થિતિ સાચવી રહ્યા છે. શ્રીહરિહસ્તે પ્રતિષ્ઠાપેલા પૂજ્ય દેવોની આવી અક્ષમ્ય અવદશા ચોખી દેખવાથી આટલું વિષમ કહેવું પડે છે તે ક્ષંતવ્ય છે. અસ્તુ—

ઉપરના લેખમાં પંડિત કૃષ્ણાવલ્લભાચાર્યની પ્રતિમામહાદ્રોહી વાત કરી, હવે એવી જ બીજી અમદાવાદની વાત કરીએ—અમદાવાદ ગાદી તરફથી **"સ્વામિનારાયણ"** માસિક નિકળે છે. તેના વર્ષ ૧ અંક ૮ માં શાસ્ત્રી સ્વયં પ્રકાશદાસજીએ **સમૈયો** એવા હેડીંગથી એક લેખ લખ્યો છે. તેમાં "અમદાવાદમાં મુખ્યત્વે રામનવમી, પ્રબોધની, નરનારાયણનો પાટોત્સવ, પરિવર્તિની એકાદશી વિગેરે સમૈયા પણ ઉજવાય છે. અમદાવાદ ખાતે તો નરનારાયણ દેવની સ્થાપનાથી પ્રતિદિન ઉત્સવોની અભિવૃદ્ધિ થયે જાય છે. **"નરનારાયણ તો ભારતીય પ્રજાના ઉપાસ્ય ઈષ્ટદેવ કહેવાય છે"** ભાગવતમાં આ અંગેનું મોટા રૂપમાં વર્ણન વ્યાસ ભગવાને કર્યું છે. **પરોક્ષ અને પ્રત્યક્ષ**નાં ઘણાં ધામોમાં જેતે ધામોને અનુલક્ષીને દેવોની સ્થાપનાઓ કરવામાં આવેલી

**છે. પણ અમદાવાદમાં નરનારાયણની જોડી અદ્વિતીય દર્શન આપે છે. નરનારાયણનો મહિમા રાખવા પાછળનો આશય તેની ઉપાસના તરફ દોરવાનો રખે સમજતા માનતા. સાંપ્રદાયિકોએ તો ઉપાસના શ્રીહરિકૃષ્ણ મહારાજની દૃઢ કરવાની હોય છે. અને તેથીજ આત્યંતિક કલ્યાણ મેળવી શકાય છે"** આ પ્રકારે આત્યંતિક કલ્યાણ માટે નરનારાયણ આદિક પરોક્ષ કોઇપણ દેવની ઉપાસનાને સર્વથા ઉઘાડ નકારે છે. શ્રીજીમાન્ય ભાગવતમાં શ્રીજીએ સર્વાચાર્ય તરીકે માનેલા વ્યાસ ભગવાને કહેલા નરનારાયણ મહિમાને પણ નકારે છે. તેનું તો કાંઈ નહિ પણ શ્રીહરિએ સત્સંગિજીવનમાં અને વધારાનાં સ્વદેશીય વચનામૃતોમાં પણ વર્ણવેલા મહિમાને પણ (ઉપરના લેખમાં થોડો જણાવ્યો છે) અત્યંત નકારે છે એ સખેદ આશ્ચર્ય પામવા જેવું છે. પોતે પ્રથમ બહુ રીતે મહિમાને કહીને પણ છેવટે સાવ માંડી વાળે છે. નરનારાયણને ભારતીય પ્રજાના ઉપાસ્ય ઈષ્ટ-દેવ તરીકે કહે છે તો તે ભારતીય પ્રજામાં આ સંપ્રદાયવાળા શું નથી આવતા? ભારતીય પ્રજાથી તેઓ શું બહાર છે? રાધાકૃષ્ણ લક્ષ્મી-નારાયણ આદિકને પરોક્ષ દેવ કહીને કાઢી નાંખે તેનું તો કાંઈ નહિ પણ નરનારાયણને અદ્વિતીય જોડી કહીને પણ પર્યવસાને તો ઉપાસનામાંથી દૂર કાઢી નાંખે છે તેતો આખા સંપ્રદાયે અત્યંત અનુશોચનીય છે. નર-નારાયણના અવતાર તરીકે શ્રી હરિને નિરૂપવાનો આખો ઉપોદ્ઘાત શાસ્ત્રીય સાંપ્રાદાયિક સુદૃઢ છે. આવા અભેદભાવને જણાવવા માટે "નર-નારાયણ સ્વામિનારાયણ" એવી ધૂન જોરશોરથી બોલાવાય છે તેની તો કશીજ કીંમત રહેતી નથી. વધારાનાં વચનામૃતોમાં તો નરનારાયણનો ગોલોકાક્ષરધામાધિપતિ સર્વાવતારી સર્વોપાસ્ય સર્વોપરી તરીકેનો મહા-મહિમા કહ્યો છે તે પણ આ પ્રત્યક્ષ પાપ જોતાં બીલકુલ ખોટો પડતો હોવાથી હવેથી તે મૂળમાંથી કાઢી નાંખવો પડશે.

હવે અન્ય ખાસ કહીએ—જ્યારે આત્યંતિક કલ્યાણ માટેતો એક

હરિકૃષ્ણનીજ ઉપાસના કરવાની છે, બીજા નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ આદિકને તો ચોખ્ખી ના કહે છે. તો પછી તેમને કેવા સમજવા ? કેમ કે આત્યંતિક કલ્યાણ કરવાનીતો તેમની શકિત કે સત્તા નથી. એતો આપણા જેવાજ જીવકોટિના અનુપાસ્ય ઠર્યા. મંદિરોમાં એવાને પધરાવવાનો કશો અર્થજ નથી. આત્યંતિક કલ્યાણ એ શી અપૂર્વ વસ્તુ શાસ્ત્રબાહ્ય શોધી લાવ્યા છે કે એમાં નરનારાયણ આદિક કોઇ પણ અવતારોની શક્તિ નથી. "આત્યંતિક કલ્યાણ કરવા માટે તો નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ આદિક અવતારોને પણ તેથી પર શ્રીહરિકૃષ્ણની ભક્તિ ઉપાસના અવશ્ય કરવી પડે" એવો પણ એક ઉદ્ધત ઉલ્લેખ "स्वकीयावतारास्तदीयाश्च भक्ता निजोपासनां ज्ञानमाबोध्य तेषाम् । तथैतान् स्वधामाधिनेतुं विचिन्त्याऽऽगतः श्रीहरिर्हेतुरुक्तश्चतुर्थः ॥" (અર્થ પોતાના રામ કૃષ્ણ નરનારાયણ આદિક અવતારો અને તેમના હનુમાન ઉદ્ધવ આદિક ભક્તોને પોતાની ઉપાસના અને જ્ઞાનનો બોધ આપીને, તે અવતારોને અને તેમના ભક્તોને પોતાના ધામ પ્રત્યે તેડી જવાના વિચારથી શ્રીહરિ આ લોકમાં પધાર્યા છે) આ રીતનો શ્લોક જ્યાં ત્યાં જેતે સ્વકાવ્યમાં નોંધ્યાજ જાય છે. તેને આબેહુબ મળતું આ વિવેચન થાય છે. જ્યારે અવતારોનું આત્યંતિક કલ્યાણ અદ્યાપિ થયું નથી તો પછી તેમના ભકતોના કલ્યાણની તો વાતજ ક્યાં છે? તેમને પણ સ્વા. ના.ની ઉપાસના અને જ્ઞાન મેળવવું પડે તોજ તે શ્રીહરિના પરમ ધામમાં જાય. અત્યાર સુધીના બધાજ અવતારો અને તેમના ભકતો કલ્યાણ વિના જ્યાં ત્યાં રખડીજ પડયા છે. વળી અવતારોને 'स्वकीया' એમ કહે છે. તો તે સ્વકીયપણું કેવા પ્રકારનું માનતા હશે તેની સ્પષ્ટતા નથી. જો આત્મતત્ત્વથી અભિન્નપણાનું સ્વકીયત્વ માન્યું હશે તો કશો બાધ નથી. પરંતુ આપણે ઘર ખેતરને સ્વકીય માનીએ છીએ તેમ મનાતું હશે. તો મોટો બાધ શાસ્ત્રીય આવે છે.

આ ઉપરથી અનેક પ્રશ્નો એવા ઉપસ્થિત થાય છે કે–આત્યંતિક

કલ્યાણ વિનાના બધા અવતારો અને તેમના ભકતોને કયા જુદા બેટ કે ટાપુમાં અનાદિથી અગોચર રુંધી રાખ્યા હતા ? એમના એવા શા પ્રબળ કર્માદિ દોષો હતા કે જેથી અનાદિ કાળથી કલ્યાણ વિનાના દુઃખી દશામાં સબડાતા હતા ? મુમુક્ષુ જીવોનો યદા કદાચિત્ પણ મોક્ષનો વારો આવશે. પણ આમનો તો વારોજ આવવાનો જણાતો નથી. બધા જ બંડીયા પોતાને તો અનાદિ મહામુકત તરીકે અને આ અવતારો અને તેમના ભકતોને તો અનાદિબદ્ધો તરીકે સમજતા હશે કે શું ? સર્વોપરી સંજ્ઞાની બંડઉપાસનાના ઘમંડ વેગવશાત્ અવતારો અને તેમના ભક્તોનો મહાદ્રોહ થાય છે તેનું તો જરા જેટલું પણ ભાન રહેતું નથી. જેને સર્વાવતારી કહે છે તે શ્રીહરિ તો અવતારોનું કુયુક્તિથી ખંડન કરવાની ના કહે છે અને ખંડન કરનારાને આસુર કહે છે. બંડ તાત્પર્ય એ નીકળે છે કે—આ દેવોની સ્થાપના, સંપ્રદાયના આશ્રિતો માટે તો નહિજ, પરંતુ બીજાઓ માટે છે. એટલે બીજાઓને છેતરી ભોળવીને, અનાદિમુક્ત કે મૂળઅક્ષર આદિક ઉઘડ ઉપમાઓને ધારી રહેલાના ઉદરભરણ માટે આ એક જાતની અલૌકિક અપૂર્વ દુકાનો ખોલી છે, એમજ કોઈ બહારનો સામું અડાવે તો શો ઉત્તર આપે ? આ તો સર્વોપરી જનવંચના-ચાતુરી વિચિત્ર કહેવી પડે.

આતો કંઈક અંશે માપમાં છે, પરંતુ અમદાવાદગાદી તરફથી બે નકશા થોડા ફેરફારવાળા આચાર્યશ્રીની આજ્ઞાથી અને નામાંકિત સાધુ વર્ણિ હરિભક્તોના નામથી છપાયા છે. અને સર્વત્ર પ્રસાર્યા છે. તેમાં તો જેમને અદ્વિતીય જોડી તરીકે બહુ વખાણે છે એમાં નરનારાયણનો છઠ્ઠો નંબર આપ્યો છે. તેમના ઉપરી તરીકે વાસુદેવ બ્રહ્મને મુકયા છે. અને એમના ઉપરી તરીકે મૂળ અક્ષર અનાદિ મુકતો વિગેરેના ચાર નંબરો નોંધ્યા છે. એટલે નરનારાયણના ઉપરી તરીકે તો જાત જાતના મુકતોને ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે મુકયા છે. નરનારાયણની નીચે કાળ પુરુષ અને તેની નીચે શ્રીહરિએ ઉપાસ્ય ઈષ્ટદેવતરીકે માનેલા શ્રીકૃષ્ણને મુકયા છે. એકતત્ત્વ

નરનારાયણ શ્રીકૃષ્ણ વચ્ચે મેળાપ ન રહેવા દેવામાટે અંતરાય તરીકે કાળ-પુરુષને મુકયા છે. આ બંને નકશામાં ચરાડવાના વિદ્યાભાસ્કરની ઉઘડ ઉપાધિ ધરાવનારા શાસ્ત્રીની પણ અવિદ્યારૂપ સંમતિ અને આખું માર્ગ-દર્શન છે. આ પરિસ્થિતિએ હવે શ્રીહરિના અવતારીભૂત નરનારાયણની કેટલી બધી અધોગતિ થાય છે તેનો કોઈપણ સંપ્રદાયી જનને જરા જેટલો પણ શાસ્ત્રીય સદ્વિચાર ઉદ્ભવે છે? આનો વધુ વિચાર અન્યત્ર થઈ ગયો હોવાથી વધુ કહેવા માગતા નથી પરંતુ જેને અક્ષરધામી અવતારી સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવ પ્રત્યક્ષ કહે છે તેમની કેવી ભુંડી દશા દુર્વાચ્ય દુર્દશ્ય લાવ્યાછે તે પ્રત્યક્ષ સર્વ કોઈ જોઈ લ્યો. આ દુર્દશાએ તો હવે નરનારાયણ ભગવાને બદરીકાશ્રમમાંજ પાછુ જતું રહેવું પડશે. આવા વિમુખવર્ય વાતાવરણમાં કેમ રહી શકાય? મનમાં એમ થાય છે કે આ શાસ્ત્રીઓ શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃતને નહિ વાંચતા હશે કે શું? એક વચનામૃતનો પરથારો કે જે તત્ત્વસાર છે તેને વાંચે વિચારે તો આ બંડખોરઈને લેશપણ અવકાશ મળે નહિ. અંદરના પ્રછન્ન કરતાં બાહ્યોને સારા કહેવા પડે. એમની કશી ઉપાધિ જાથુકની નથી. જે નર-નારાયણના સમુત્કર્ષ માટે વધારાનાં વચનામૃતો બનાવ્યાં છે તેની ઉપર પ્રમાણદષ્ટિ રાખે એટલી અંતે ભલી ભલામણ છે.

પ્રસંગાત્ સારું પણ થોડુ કહીએ—વર્ષ ૧ અંક ૩ માં **'ભક્તિ'** એવું હેડીંગ ગોઠવીને, શા. સ્વયંપ્રકાશદાસે લખેલા લેખમાં—"લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણમાં માહાત્મ્યજ્ઞાને સહિત એવો જે અતિશય પ્રેમ તે **ભક્તિ**" એમ શિ. શ્લો. ૧૦૩ ના અનુસંધાને ભક્તિનું લક્ષણ કહીને, 'ઈષ્ટ ગોલોકધામમાં જઈ, ત્યાં બ્રહ્મસ્વરૂપે શ્રીકૃષ્ણની ભક્તિ કરવી એનું નામ **મુક્તિ**' એમ શિ. શ્લો. ૧૨૧ ના અનુસંધાને મુક્તિનું લક્ષણ કહીને, 'ગોલોક એટલે તેજનો સમૂહ તે મધ્યે અક્ષરધામ છે અને તે અક્ષર-ધામમાં દિવ્ય સિંહાસન ઉપર શ્રીહરિ બિરાજમાન છે. ગોલોક ધામનું વર્ણન બ્રહ્મવૈવર્તપુરાણમાં શ્રીકૃષ્ણજન્મખંડમાં તથા વાસુદેવમાહાત્મ્યમાં

કહેલું છે. ગોલોક ધામમાં બ્રહ્મભાવને પામેલા મુકતો શ્રીકૃષ્ણના ચરણ-કમળોની સેવા પરિચર્યા કરે છે એજ મુકિત માની છે' એમ સપ્રમાણ વિવેચન કરીને કહે છે.

હવે આની સ્વલ્પ સમાલોચના કરીએ તો સલક્ષ્મીક શ્રીકૃષ્ણની ભકિત કરવાની અને ગોલોકાંતવર્તિ અક્ષરધામના અધિપતિ શ્રીકૃષ્ણની સેવારૂપ મુકિત મેળવવાની કહે છે. ગોલોક એ શું ? તો તેને તેજનો સમૂહ કહીને, તેનું ખરૂ સ્વરૂપ સમજવા માટે શ્રીકૃષ્ણજન્મખંડ અને વાસુદેવમાહાત્મ્યનું અનુસંધાન લેવાનું કહે છે. આ ગ્રંથમાં તો કેવળ તેજ નહિ પણ તેજોમય કહે છે. ગોલોકનો અર્થ 'નિરતિશય તેજોમય અપ્રાકૃત લોક' એવો કર્યો છે. વચનામૃતનો પરથારો અને શિ. શ્લો. ૧૨૧ પ્રમાણે આ વર્ણન બરોબર છે. વા. મા. માં 'मया कृष्णेन निहताः' આ શ્લોકોનું અનુસંધાન લઇને જે સલક્ષ્મીક ગોલોકાક્ષરધામાધિપતિ શ્રીકૃષ્ણ કહ્યા એજ ભકિતધર્મપુત્ર શ્રીહરિ છે' એવો નિર્ણય સાંપ્રદાયિક છે. આ પ્રમાણપ્રબન્ધપ્રોકત આખું અનુસંધાન યથાસ્થિત મેળવીએ તો ગોલોક અક્ષરધામની અને શ્રીકૃષ્ણ શ્રીહરિની આત્મતત્ત્વથી અભિન્નતા સ્વયં પ્રકાશિત થાય છે. શિ. શ્લો. 'स राधया' આ અને સ. જી.નો પ્ર. ૪ અ. ૨૪ પ્રતિષ્ઠાપ્રકરણ જોતાં 'નરનારાયણ એજ શ્રીકૃષ્ણ છે' એવો પણ નિર્ણય ચોખ્ખો થાય છે. એજ નિતાંત નિર્ણય અમદાવાદવાળાએ સ્વીકાર્યો છે. તો પછી અંક ૮ માં "નરનારાયણનો મહિમા લખવા પાછળનો આશય તેની ઉપાસના તરફ દોરવાનો રખે સમજતા માનતા" એ જે પેરેગ્રાફ લખ્યો છે તે બહુ વિરુદ્ધમાં જાય છે. શિક્ષાપત્રી ઉપર કરેલી કપોળકલ્પિત કિરણાવલી ટીકામાં કૃષ્ણવલ્લભાચાર્યે શિ. ટીકા અને ભાષ્યથકી અત્યંત અવળા અર્થો ઉટાંગ કર્યા છે. એમ કરીને શ્રી હરિએ ઉપાસ્ય ઇષ્ટદેવ તરીકે માનેલા પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ, શ્રીજીઈપ્સિત ગોલોકમધ્યવર્તિ અક્ષરધામ, તેમની પત્નીભૂત રાધા લક્ષ્મી, શ્રીદામાદિ નિત્ય પાર્ષદો, ઇત્યાદિ બધીજ તાત્ત્વિક વસ્તુઓને બહુ દૂર કાઢી નાંખી છે

અને બધુજ સ્વતંત્રતંત્ર શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી ગોઠવ્યું છે. એના જેવા અવળા અર્થો શિક્ષાપત્રીના નથી કર્યા એટલું સારૂ છે. શાસ્ત્રીઓએ આ પરસ્પર વિરુદ્ધાંશો વિચારવા જેવા છે.

---

સ્વા. ના. નામનું માસિક **અમદાવાદગાદી** તરફથી હાલમાં નિકળતું થયું છે. તેના વર્ષ ૧ અંક ૪ માં વેદાંતશાસ્ત્રી ભગવત્પ્રસાદદાસજીએ **"આપણા ઈષ્ટદેવ"** એવા ભવ્ય મથાળાથી લખેલા લેખમાં પાંચ રૂપે પરમાત્માની સ્થિતિ કહીને શ્રી હરિને પરરૂપે વર્ણવતાં, પરમ પ્રમાણપણે વચ. અંત્ય ૩૮ ના શબ્દો ઉપર ભારે ભાર મુકવામાં આવ્યો છે. બીજાપણ બહુ લેખકો દેખાદેખી એની ઉપર વધુ ભાર મુકે છે. પંડયા વકીલશ્રીએ પણ પોતાના લેખમાં બધાં વચનામૃતો પૈકી ચારને મુદ્દા તરીકે તારવીને, તેમાંપણ ૩૮ ને તો કૃપાવાકય તરીકે પ્રમુખ્ય માન્યું છે. ( એ વાકયો એમના લેખમાંથી વાંચી લેવાં )

હવે આ ૩૮ની કેવી કઢંગી વિચિત્ર વિકૃત સ્થિતિ છે તેને તપાસિએ— સં. ૧૯૩૩માં પહેલવહેલી વચનામૃતની આવૃત્તિ પત્રાત્મક ધ. ધુ. આચાર્ય શ્રીકેશવપ્રસાદજીની આજ્ઞાથી અમદાવાદમાંજ છપાઈ છે. તેમાંના અંત્ય ૩૮ ના શબ્દો—**"અક્ષરધામને વિષે** જે ભગવાનનો **મૂળ આકાર** છે તેતો મનુષ્યના જેવો છે. તે **મોરલીધર શ્રીકૃષ્ણ** ગોપને **વેષે છે.** તે ગોપવેશ સારો ન કહેવાય તોપણ **તેનુંજ ધ્યાન કરવું એ ઠીક છે.** ને તે ભગવાનનો જે મનુષ્યાકાર છે તે વિના બીજા જે મત્સ્યાદિ આકાર તે ભગવાને ધાર્યા છે તે સર્વેનો પણ નિષેધ કરવો એ ઠીક છે, **ને અનાદિ જે શ્રીકૃષ્ણનું** મનુષ્યાકારપણું છે તે સત્ય છે ને તેને પરિણામ નથી ને સદાય છે. ને બીજા અવતારો પ્રયોજનવશથકી ધાર્યા છે તેનું ધ્યાન કરવું નહિ. અને રામ કૃષ્ણ કપિલ ઋષભાદિ જે મનુષ્યાકારે ભગવાન્ પોતાની ઈચ્છાએ કરીને થયા **એનું ધ્યાન કરવું એ ઠીક છે** ને એ રૂપમાં જે સનાતન રૂપ છે **તેમાં ફેર નથી.** ને એમાં

અંશ કળાપણું પણ ન સમજવું. (સંપૂર્ણ સમજવા) જે માતાપિતાથકી પ્રગટથવાપણું છે ને પાછુ તિરોધાનપણું છે તેતો પોતાની લીલા છે અને જે મત્સ્યાદિકના આકાર છે તેતો તે કારજને અનુસરીને જ્યાં જેમ ઘટે ત્યાં તેવી રીતે ધાર્યા છે પણ **એ ધ્યેય નથી.** ને ભગવાનમાં જે મત્સ્યાદિક પણારૂપ જે આકાર છે તે સનાતન નથી. સનાતનતો મનુષ્યાકાર દ્વિભુજ છે" આ રીતે અત્યંત અવળું છે.

હવે આની સ્વલ્પ સમાલોચના કરીએ—આમાં ગોપવેષધારી મોરલીધર શ્રીકૃષ્ણનેજ અનાદિ કહેવાપૂર્વક એમનેજ અક્ષરધામાધિપતિ-પણે નિરૂપીને, એમનુંજ ધ્યાન ધરવાનું નિશ્ચિત કરે છે. હવે આમાં કોણ અવતારી ? અને કોણ અવતાર ? અને કોણ અક્ષરધામી ? અને કોણ ધ્યેય ઉપાસ્ય ઇષ્ટદેવ ? અને કોણ અનાદિ ? એનો નિતાંત નિર્ણય આપોઆપજ શબ્દોથી આવી જાય છે. આમાં કશું સંદિગ્ધ કે દ્વિઅર્થી પણ નથી. આ શબ્દો કોઈએ નવા કલ્પેલા ઘુસાડી દીધા છે એમ પણ નથી. ૧૯૩૩ની મુદ્રિત પ્રતના છે. આને છપાવનારા પણ બીજા કોઈ આજકાલના નહિ પણ બીજા આચાર્યશ્રી છે. આજ સાલમાં વચના-મૃતની પ્રથમ આવૃત્તિ વડતાલગાદી તરફથી બહાર પડી છે તેમાં ઉપરના શબ્દો નથી. હવે જેને જેમ સમજવું હોય તેમ સુખેથી સમજે. આતો કેવી પોલમપોલ ચાલે છે તે જાણવા પુરતી વાત છે. તત્ત્વજ્ઞાનની કેવી કઢંગી સ્થિતિ છે તેનું આ એક નિદર્શન છે. હવે લેખકશ્રી "આપણા ઇષ્ટદેવ" એવું મથાળું સ્થાપીને શ્રીહરિને ઈષ્ટદેવપણે નિરૂપવા માટે અંત્ય ૩૮ ને પ્રમાણપણે પરિગ્રહે છે તેની કેવી સ્થિતિ થાય છે તેને પોતે પ્રત્યક્ષ જુવે.

આ પ્રસંગને મળતું થોડુ વિવેચન કરીને કહીએ—બ્રહ્માનંદસ્વામિ-કૃત વ્રજભાષાના વચનામૃત અંત્ય ૩૮ માં પણ ઉપરની રીતને મળતાજ શબ્દો છે. અબજીબાપાકૃત રહસ્યદીપિકાવાળા ૩૮ વચનામૃતમાં તો ઉપરના શબ્દો નથી એ આશ્ચર્ય પામવા જેવું રહસ્ય છે, કેમકે એ

બન્ને પુસ્તકો છપાવનારી એમનીજ મંડળી મહંત છે. બીજુ રહસ્ય કહીએ—આની ઉપરના હરિવાક્યસુધાસિંધુના અંત્ય ૩૮ માં શ્લો. ૮ "आकारस्तत्र कृष्णस्य मनुष्यस्यैव वर्तते । चिदानन्दमयो गोपवेशो दिव्योऽतिभासुरः ॥" એમ છે. આ શ્લોક ગ. પ્ર. ૪૫ ની રહસ્ય ટીકામાં પ્રમાણપણે લીધો છે. તેનો આખો અર્થ કરતાં ફક્ત 'गोपवेषः' આ એકલા 'ગોપવેષ' પદનો અર્થ કર્યો નથી. જાણીને પડયો મેલ્યો જણાય છે. "અક્ષરધામમાં શ્રીકૃષ્ણનો આકાર કેવો છે? તો મનુષ્યના જેવો, દિવ્ય, અતિ તેજસ્વી, ચિદાનંદમય, ગોપવેશધારી છે" એવો શ્લોકનો અર્થ થાય છે. આ વૈચિત્ર્ય તો વળી અત્યાશ્ચર્ય પામવા જેવું વ્યગ્ર છે. વડતાલની હ. વા. સુ. ની પ્રતમાં ઉપરનો ૮ મો શ્લોક અન્ય પ્રકારે છે. અંત્ય ૩૮ ના કેવા વિચિત્ર અર્થો અને કેવી વિકૃત રજુઆત ચોગાનમાં થાય છે તેને પ્રત્યક્ષ દેખો.

વળી આ વેદાંત શાસ્ત્રીજી અમદાવાદ ૬ વચનામૃતના થોડા સનમાન્યા અર્ધતાલ શબ્દોનેજ (લેખમાંથી વાંચી લેવા) અગ્ર પદ આપીને, અંત્ય ૩૮ માં નિરૂપેલા શ્રીકૃષ્ણથકી શ્રીહરિને પૃથક્ અક્ષરધામી અવતારીપણે નિરૂપવા મથે છે. પરંતુ એજ ૬ વચનામૃતના પાછળના શબ્દો શું પ્રતિપાદે છે? તેને પ્રત્યક્ષ જુવો—"ને તેજ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે શ્રીનરનારાયણરૂપે કરીને ધર્મથકી ભક્તિને વિષે પ્રગટ થયા છે. તે માટે આ શ્રીનરનારાયણને અમે અમારૂ રૂપ જાણીને અતિ આગ્રહ કરીને સર્વથી પ્રથમ શ્રીનગરને વિષે પધરાવ્યા છે. માટે **આ નરનારાયણને વિષે ને અમારે વિષે લગારેય ભેદ સમજવો નહિ ને બ્રહ્મધામના નિવાસી** પણ **એજ છે**...હે મહારાજ! તે બ્રહ્મપુર કેવું છે? (તેનું આખું વર્ણન કરીને) અંતે **'અને ગોલોક પણ એને કહીએ'** એમ ઉપસંહાર કર્યો છે. હવે આજ વચનામૃતના શબ્દોને પૂર્વાપરના અનુસંધાનથી વિચારીએ તો નરનારાયણને આગળ ધરીને, એમનેજ શ્રીકૃષ્ણપણે કહીને, ગોલોક બ્રહ્મપુરની પર્યાયતા કહેવાપૂર્વક તેના

અધિપતિપણે શ્રીકૃષ્ણનેજ કહે છે. 'એજ શ્રીહરિ છે' એવો અંત્ય નિર્ણય લાવે છે. આમાં કોણ અવતારી? અને કોણ અવતાર? અને કેનું ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ? એ સ્પષ્ટ છે. વેદાંત ભણેલા શાસ્ત્રીજી ધામ-ધામીની જુદાઈને નિરૂપવા મથે છે તેને તો આ શબ્દો બહુ પ્રતિકૂળ છે. એકજ વચનામૃતમાં થોડા અર્ધતાલ શબ્દોને લઈને એકતરફી ઉપ-પાદન કરવું તેતો શાસ્ત્રની પ્રતારણા કરી કહેવાય. વેદાંત શાસ્ત્રીને આ ઉચિત ન કહેવાય. પૂર્વાપરનું અનુસંધાન લેવાનું તો શ્રીમુખે વચના-મૃતમાં કહ્યું છે.

જેતલપુર ૩ માં ઉપરની બાબતને બહુ મળતી આ વાત છે—"અને **શ્રીપુરુષોત્તમ** એવા જે નરનારાયણ તેમની **નિરંતર ખટકે સહિત ભક્તિ કરવી**" (જે. ૪) "કેમ જે **જે પ્રત્યક્ષ** શ્રીનરનારાયણ ઋષિનો તમારે **દૃઢ આશરો** છે ને તે શ્રીનરનારાયણ ઋષિ તમારી સભામાં નિરંતર વિરાજે છે...તે પુરુષોત્તમ તે જે તે આજ તમને સર્વને શ્રી-નરનારાયણ ઋષિરૂપ થઈને **પ્રગટ મળ્યા છે**" (જે. ૫) "અમે તો ભગવાન્ જે શ્રીનરનારાયણ ઋષિ તે છીએ...હવે તે અક્ષરધામના અધિપતિ શ્રીપુરુષોત્તમ જે તે પ્રથમ ધર્મદેવથકી મૂર્તિનામે દેવી જેને ભક્તિ કહીએ તેને વિષે શ્રીનરનારાયણ ઋષિરૂપે પ્રગટ થઈને બદરીકા-શ્રમને વિષે તપને કરતા હતા...તે નરનારાયણ ઋષિ શ્રીધર્મદેવથકી ભક્તિને વિષે નરનારાયણમુનિરૂપે પ્રગટ થઈને **આ સભાને વિષે વિરાજે છે**...અમે વારેવારે શ્રીનરનારાયણદેવનું મુખ્યપણું લાવીએ છીએ તેનું તો એજ હારદ છે કે-**શ્રીકૃષ્ણ પુરુષોત્તમ અક્ષરધામના ધામી જે શ્રીનરનારાયણ તે જ આ સભામાં નિત્ય વિરાજે છે.** (શ્રીકૃષ્ણ, નરનારાયણ અને શ્રીહરિને એકાત્માપણે પ્રતિપાદે છે) તે સારૂ મુખ્યપણું લાવીએ છીએ અને તે સારૂ અમે અમારૂ રૂપ જાણીને લાખો રુપીયાનું ખર્ચ કરીને મંદિર અમદાવાદમાં કરાવીને શ્રીનરનારાયણની મૂર્તિઓ પ્રથમ પધરાવી છે અને એ નરનારાયણ તો અનંત બ્રહ્માંડના

રાજા છે અને તેમાં પણ આતો ભરતખંડના વિશેષે રાજા છે. **પ્રત્યક્ષ** નરનારાયણને મેલીને આ ભરતખંડના મનુષ્ય બીજા દેવને ભજે છે તેતો જેમ **વ્યભિચારિણી સ્ત્રિયો હોય તે પોતાના ધણીને મેલીને બીજા જારને ભજે તેમ છે"** આ નિરૂપણમાં તો શ્રીકૃષ્ણને અક્ષરધામાધિપતિપણે નિરૂપીને, તેમનાજ અવતાર તરીકે શ્રીનરનારાયણને પ્રતિપાદીને, તેમનાજ અવતાર તરીકે શ્રીનારાયણમુનિને નિરૂપે છે. એમ કહીને ત્રણેયને સળંગ એકતત્ત્વાત્મક તરીકે પ્રત્યક્ષ ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે ઉપપાદે છે. આમાં ધામધામીના ભેદને સ્થાન નથી. આની સમીચીન સંગતિ કરતાં અંતે શું ફલિત સાબીત થાય છે તે સર્વ કોઈ આશ્રિતો પ્રત્યક્ષ દેખો.

અમદાવાદ ૮ માં તો "**આપણા ઇષ્ટદેવ** જે શ્રી નરનારાયણ તે માન ક્રોધને રાખતા નથી માટે તે નરનારાયણના **આશ્રિત** એવા જે ઉદ્ધવ સંપ્રદાયના આપણુ સર્વે' એમ ઉદ્ધવ સંપ્રદાયના સર્વ જનોને નરનારાયણને ઇષ્ટદેવ કહેવાપૂર્વક તેમના આશ્રિત તરીકે સંસ્થાપે છે. લેખના આરંભમાં "આપણા ઇષ્ટદેવ" એ જે મથાળુ આવ્યું છે તે આ રીતે શ્રીકૃષ્ણ શ્રી નરનારાયણ અને શ્રીહરિને સર્વદા અનુકૂળ સરસ થાય છે. વળી અશલાલી ૧ માં તો "ત્રીજુ રામકૃષ્ણાદિ ભગવાનના અનંત અવતાર તેને તો એ સર્વે (બીજાઓ) અંશે કરીને જાણે છે એ જ એમને વિષે **મોટી ભુલ છે**" આ રીતે રામ કૃષ્ણ નરનારાયણ આદિકને વિષે "આ અંશ છે આ અંશી છે" એવો ભેદ માનનારાને તો મોટી ભૂલ તરીકે ભણે છે. આ બાબત પણ આ ઉપપાદનમાં અવશ્ય સમજવા જેવી સમ્યક્ છે. પ્રમુખ્ય પ્રત્યેક પ્રબન્ધોના ઉપોદ્ઘાતમાં આજ શૈલી સમુચિત સમીચીન અનુસ્યૂત છે. હવે જેમ સમજવું હોય તેમ સમજો.

હવે આ શાસ્ત્રીજી અંતે નિષ્કુળાનંદમુનિકૃત પુરુષોત્તમ પ્રકાશની વાત કરે છે. એ મુનિજી સર્વોપરી ઉપાસનાવાળા અને એ ગ્રંથ સર્વાધિક

મહિમાને પ્રકાશ કરનારો મનાય છે. પરંતુ મુખ્ય ગ્રંથોને અનુસંધાને ઉપરોક્ત જેવીજ બધી બાબતોને વર્ણવે છે. જુઓ – "શ્રી ગોલોક ધામ મોઝાર રે, અક્ષરધામ છે હરિનું સાર રે. એ શ્રીકૃષ્ણનું અક્ષર ધામ રે. જોઈ રૂપછટા સુખદાઈ રે, રમા રાધા કરે સેવકાઈ રે. એવા કૃષ્ણ કમળદળ નેણ રે. મુખ મધુર મનોહર વેણ રે. એમ ગોપગોપીના નાથ રે. શ્રી દામાદિ સખા છે સાથ રે. શ્રીનારાયણઋષિ રૂપ રે. થયા પ્રગટ પરમ અનુપ રે. થયા ભક્તિ ધર્મના બાળ રે, શ્રીકૃષ્ણ ભક્ત પ્રતિપાલ રે" આ રીતે આરંભમાંજ ગોલોકમોઝાર અક્ષર ધામ, તેના અધિપતિ રાધારમાપતિ, મુરલીધર, ગોપગોપીનાથ, શ્રીદામાદિપાર્ષદસેવિત શ્રીકૃષ્ણ અને બદરીપતિ શ્રીનરનારાયણને આગળ ધરીને શ્રીહરિઅવતારનો મહિમા કહ્યો છે.

એ જ મહા મુનિએ રચેલા મહાગ્રંથ ભક્તચિંતામણિમાં–પ્ર. ૧ "અતિ સુંદર ગોલોક મધ્યે, અક્ષર એવું જેનું નામ છે" એવા અક્ષરધામમાં તમે રહો છો કૃષ્ણ કૃપાળ. પ્રથમ મૂર્તિ ધર્મથી, પ્રગટ્યા પૂરણકામ, નરનારાયણ નાથજી, તમે રહ્યા બદ્રીકાધામ. ત્યાર પછી વસુદેવ દેવકીથી, પ્રગટ્યા મથુરામાંય. ત્યાર પછી જગમાં, અધર્મ વ્યાપો અપાર. ત્યારે તમે પ્રગટ્યા કોસલદેશમાં ઘનશ્યામ" આ રીતે ઉપર પ્રમાણે જ પ્રતિપાદે છે. પ્ર. ૪૯ "સંતદાસના છે સત્ય બોલ, કહે દીઠો મેં બ્રહ્મ મહોલ, તેમાં દીઠી મૂરતિ દોય, ઉદ્ધવ ને શ્રીકૃષ્ણની સોય. ઉદ્ધવ તે રામાનંદરૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિસ્વરૂપ" પ્ર. ૧૫૯ "શ્રી ગોલોક ગુણાતીત જેહરે, શ્રી રાધાકૃષ્ણ રહે તેહ માંયરે, એવા ધામમાંહિ સિંહાસનરે, તે પર બેઠા કૃષ્ણ ભગવાન રે, પીત પટ બે કર વંશી શોભે રે, રાધા રમા રહે દોય પાસ રે, જુવે શ્રીકૃષ્ણ હેતે કટાક્ષે રે, હરિ ધરી પોતે અવતાર રે, એહ ધામનું ઉઘાડ્યું દ્વાર રે. જે કોઇ સત્સંગી નરનારી રે, કર્યાં એ ધામનાં અધિકારી રે" પ્ર. ૧૬૨ "કરી કાજ મહારાજ મોટાં, ગયા પોતે ગોલોક" આ રીતે ગોલોકાંતવર્તી અક્ષર

ધામના અધિપતિ, રાધાલક્ષ્મીવિશિષ્ટ, મુરલીધર, શ્રીકૃષ્ણને વર્ણવીને, એ જ પોતે શ્રીકૃષ્ણ શ્રીહરિરૂપે અવતર્યા છે. એમ કહીને, આશ્રિતોને એ જ ધામના અધિકારી કરવાનું એમનું ઐશ્વર્ય વર્ણવ્યું છે. શ્રીહરિનું અંતર્ધાન પણ ગોલોકધામમાં વર્ણવ્યું છે. આ મુનિકૃત ગ્રંથનો ઉપક્રમ ઉપસંહાર તત્વદૃષ્ટિએ દેખતાં, શ્રીકૃષ્ણ શ્રીહરિનો સર્વ પ્રકારે તાત્વિક અભેદ પ્રત્યક્ષ થાય છે. જો કોઈ તેવા મહિમા વાક્યથી શ્રીકૃષ્ણ શ્રીહરિનો કે ધામના ભેદ જેવું જણાતું હોય તો આખી મોટી મુખ્ય બાબતને લક્ષમાં રાખીને અવિરોધથી સમાધાન કરી લેવું ઘટે. આ મુનિકૃત કીર્તનમાં "સહજાનંદ હરિ પ્રગટ થયા સહજાનંદ હરિ. વ્યાસમુનિએ જે પૂર્વે કહીતી, તે વાત સાચી કરી" "अन्योऽपि" આ મહા વાક્યનું પણ અનુસંધાન લીધું છે. મુખ્ય ગ્રંથોને અનુસંધાને જ આ મુનિએ ગ્રંથો કર્યા છે. જેમાં કપોળકલ્પિત બંડાર્થને અવકાશ નથી.

વળી આ શાસ્ત્રીજી પરમાત્માની પંચ રૂપતાને નિરૂપવા ગયા છે. પર રૂપ કેને કહેવાય? તો તેને માટે વચનામૃતનો પરથારો તથા સત્સંગિજીવનનો ઉપોદ્ઘાત પ્રથમ પ્રમાણ છે. વરતાલ ૧૮ વચનામૃત પણ છે. પાંચમાં જે અંતર્યામી રૂપ કહેવાય છે તે તો દરેકના હૃદયમાં ઉપાસકોના ખાસ અનુગ્રહાર્થે મૂર્તિવિશેષથી રહ્યા છે તેને કહ્યા છે, પણ જેને 'अणोरणीयान् महतो महीयान्' ઈત્યાદિ શ્રુતિઓએ વિભુ–સર્વ વ્યાપકપણે વર્ણવ્યા છે તે નહિ, આને તો સ્વરૂપ રહે છે. પાંચમાં જે અંતર્યામી કહ્યા છે તે તો રૂપમાં મનાય છે. એવો સ્વરૂપ–રૂપ વચ્ચે વિભેદ છે. સ્વરૂપથી એકપણું અને રૂપ જે શરીર તેથી પંચ પ્રકારપણું કહેવાય છે. જેનો હુંપણે અનુભવ કે વ્યવહાર થાય તેને સ્વરૂપ રહે છે. અવતાર–અવતારીપણું પણ પર દિવ્ય રૂપ સાથે સંબધ ધરાવે છે. અહમર્થ પરમાત્મ સ્વરૂપ તો પરાદિ રૂપોમાં વ્યાપક છે, આ તો પાંચ રૂપના નિરૂપણનો આરંભ કર્યો છે, જેથી સત્ય સંગત કહેવાનો પ્રસંગ આવ્યો છે, હવે અલં છે.

---

અમદાવાદ ગાદી તરફથી નિકળતા સ્વા. ના. માસિકના વર્ષ ૪ અંક ૩ માં – "**વિવિધ સ્વરૂપે મુક્તશિરોમણિ શ્રીબ્રહ્માનંદ સ્વામી**" એવા લાંબા હેડીંગથી **બાળકૃષ્ણદાસ** મૂળી ) શાસ્ત્રીએ લખેલા લેખમાં – "સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન આ લોકમાં આવ્યા છતાં પોતે પોતાને મુખે "अन्योऽपि धर्मरक्षायै" એ પ્રમાણે ભાગ. સ્કં. ૧૦ અ. ૫૦ શ્લો. ૧૦માં ધર્મનું **સ્થાપન** કરવા માટે **બીજો અવતાર ધારણ કરવો પડશે તેવું કહે છે.** (આ અવતાર તો નિષ્ફળ ગયો) તેનું કારણ એ હતું કે "શ્રીકૃષ્ણ ભગવાન આ લોકમાં આવ્યા ત્યારે પોતાના સહકાર માટે પોતે પોતાના ધામમાંથી (કયા ધામમાંથી આવ્યા તેનું નામ આપ્યું નથી) કોઈ મુક્તને લાવ્યા ન હતા. પણ સ્વર્ગ લોકમાંથી દેવતાઓને લાવ્યા ( કોઈ દેવનુ નામ આપ્યું નથી ) હતા. ( આ બાબત ભાગ. ૧૦. અ. ૧ના ૨૨–૨૩–૬૨–૬૩ના શ્લોકોમાં જણાવી છે ) એટલે **ભોગવિલાસી દેવતાઓ શું અને કેટલું કામ કરી શકે?** ( તેઓ કશું જ કરી શકયા નથી. ) અને **તેઓ બીજાઓને શું સમજાવી શકે?** (બ્રહ્માદિ દેવો તત્વજ્ઞાન હીન હોવાથી સાવ અજ્ઞાની હતા. કશું સમજાવી શકયા નથી) પણ પોતેજ શ્રીકૃષ્ણ ભગવાન છે એમ સમજી શકયા નહિ... માટે પૂર્ણ પુરુષોત્તમ નારાયણ સ્વા. ના. ભગવાને **પૂર્વ અવતારોથી અલગ માર્ગ** ( શો અલગ માર્ગ તે સ્પષ્ટ નથી ) **અપનાવ્યો અને પોતાની સાથે અક્ષર ધામમાંથી અનંત મુક્તોને લાવ્યા.** ( ગોલોકાંતર્વર્તિ અક્ષરધામ થકી જુદા ધામની વિતંડા છે. કોઈ મુક્તનું નામ આપ્યું નથી. ) એમણે વિદ્યુત વેગે સનાતન ભાગવત ધર્મનું સ્થાપન કર્યું" એમ શ્રીકૃષ્ણ માટે અને તેમના ભક્તો માટે અપકર્ષસૂચક અનેક ઉધડ ઉટાંગ વાકયો એમતેમ આલેખ્યાં છે.

એની સમાલોચના એમનાંજ વાકયોથી સમ્યક્ કરીએ – શ્રીકૃષ્ણ-ના મનઃકલ્પિત અપકર્ષ કહીને, શ્રીહરિનો ઉત્કર્ષ કહેવા જઈએ તે આ

ઉદ્ધવ સંપ્રદાય માટે સુયોગ્ય સંબદ્ધ થાય એમ નથી, જો એમજ ઉઘડ કહેવું હતું તો 'अन्योऽपि धर्मरक्षायै' આ શ્લોકને પ્રમાણ તરીકે લેવોજ ન હતો. "ભવિષ્યમાં ઉદ્દ્ભવશે એવા અધર્મના વિનાશ માટે પણ હું બીજો અવતાર પણ ધર્મસ્થાપન માટે ધારણ કરીશ' એવો ખરો અર્થ છે. અપકર્ષ કહેવા માટે શ્લોકનો થોડો અર્થ ઉલટાવ્યો છે. આ શ્લોક તો બન્નેની એક તત્ત્વાત્મકતાને સુદૃઢ કરી આપે છે. 'मया' એ જે અસ્મદર્થ (હું) છે તે બન્નેનો એકજ સાબીત હોવાથી શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે કિંચિત પણ ભેદ પાડી શકાય નહિ. સ્વરૂપથી એકજ તત્ત્વ છે. ફક્ત એક નૃપ ભાવવાળું અને બીજુ બ્રહ્મવ્રતધારી રૂપ હતું. એમ સંપ્રદાયના ગ્રંથ હરિદ્દિગ્વિજયમાં સ્પષ્ટતા કરી છે. આ શ્લોકનો સત્યાર્થ ગોપાળાનંદ સ્વામી તથા ભગવત્પ્રસાદાચાર્યે સ્વકૃત ટીકામાં સવિસ્તર કર્યો છે તે જાહેરમાં બહુ વાર આવી ગયો છે તે વાંચીને સ્વયં ખાત્રી કરવી. વાકયોનો મરોડ મેળવતાં શ્રીકૃષ્ણને જુદા ધામમાંથી અને સ્વા. ના. ને અક્ષરધામ-માંથી આવ્યાનુ કહે છે તે પણ ઉટાંગ ઉભાંગડ છે. શ્રીકૃષ્ણને ફક્ત 'ભગવાન્' શબ્દથી અને શ્રીહરિને 'પૂર્ણ પુરુષોત્તમ નારાયણ' શબ્દથી સંબોધે છે એ પણ એકાત્મા એમની વચ્ચે તત્ત્વભેદ પાડવાની બંડ ચાલાકી જણાય છે. શિક્ષાપત્રીમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણ ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે કહે છે. બ્રહ્માનંદ-સ્વામીને "વિવિધ સ્વરૂપે મુક્તશિરોમણી કહે છે" તે સ્વામી પણ "પૂર્વે કહ્યુંતું ઉધ્ધવને રે લઈશ બીજો અવતારરે. તે તમે ભક્તિધર્મ-થી રે, ભૂપર ધર્યો અવતાર રે" એમ ચોખ્ખું કહે છે. એવાંતો બહુ વાકયો વિશદ એ સ્વામીનાં ગ્રંથોમાં સ્પષ્ટ છે. બીજા મુનિઓનાં પણ એવાં વાકયો ઘણાં છે. આવો અવળો અર્થ કરવો હતો તો એ શ્લાકને પ્રમાણપણે શા માટે નિરર્થક લેવો પડે? ખંડનમાંજ ઉપયોગ કરાય છે. અનાદિ મુક્ત અને અનાદિ મૂળ અક્ષરની ઉટાંગ ઉપાધિવાળાઓ આ શ્લોકને પમાણપણે કયાં લે છે? મભં હાડે છે.

શ્રીકૃષ્ણ ભગવાનેજ ભાગવત ધર્મો કહ્યા હતા અને સત્સંગની સ્થાપના કરી હતી. આ બાબત સ્કંધ ૧૧ 'धर्मान् भागवतान् ब्रूत' 'सत्सङ्गेन हि दैतेयाः' ઈત્યાદિ વાકયોમાં વિસ્પષ્ટ છે. એમનાંજ વાકયો સંપ્રદાયના પ્રબન્ધોમાં યથાસ્થિત પ્રમાણપણે લીધાં છે. તેને શાસ્ત્રી પુરાણીઓ કથાવાર્તામાં લાંબે રાગે લલકારે છે અને નિબન્ધોમાં પણ લખે છે. બીજાની વાત રહેવા દ્યો. લેખકજ 'શ્રીકૃષ્ણ ભગવાને પોતાનું ભાગવત-ધર્મનું રહસ્ય સ્થાપન કરવાની સત્સંગની પ્રણાલિકા પોતાપછી ચાલુ રહે એ રીતે **ઉદ્ધવજીને** સમજાવી......ઉદ્ધવજીને એ જ્ઞાન બીજરૂપે સમજાવેલું, શ્રીકૃષ્ણ આ લોકમાંથી ગયા પછી (કયાં ગયા તે કહેતા નથી) તરતજ ઉદ્ધવજી એ જ્ઞાન પ્રવર્તાવી શકયા નહિ, **એ જ્ઞાનની પરિપકવતા કરવા બદ્રિકાશ્રમમાં જવું પડ્યું.** નરનારાયણ પાસે પરિપકવતા મેળવીને, ફરીવાર **રામાનંદરૂપે** પ્રકટીને લોકમાં પોતાના પૂર્વ નામથી તે ધર્મમાર્ગ સંપ્રદાય નામ આપીને શરૂ કર્યો" આ રીતે એ બાબતને બહુ રીતે ઉપપાદે છે. આમાં થોડો ઉદ્ધવજીનો અપકર્ષ જણાવ્યો છે તે પણ ઉધડ ઉટાંગ હોઈને આ પ્રકરણમાં બીલકુલ યોગ્ય નથી. રામાનંદરૂપે અવતરેલા ઉદ્ધવજી માટે સંપ્રદાય પ્રબન્ધોમાં શ્રીમુખે ઘણું સરસ કહ્યું છે. અને શ્રીકૃષ્ણે તો 'नोद्धवोऽण्वपि मन्न्यूनो' 'अतो मद्वयुनं लोकं ग्राहयन्निह तिष्ठतु" એમ પોતાથકી અન્યૂન અને સ્વજ્ઞાનને લોકોમાં ગ્રહણ કરાવા પાછળ રહેવાનું કહે છે. આ વાકયનો અનુવાદ શ્રીહરિ અને તેમના વિજ્ઞાન વૃદ્ધોએ બહુધા કર્યો છે. આવા અનન્ય ભક્ત ઉદ્ધવજીને શ્રીકૃષ્ણના અન્તર્ધાન પછી જ્ઞાનની પરિપકવતા માટે શું લગભગ ચાર હજાર વર્ષ વીતિ ગયાં ? આ બાબત બંધબેસતી આવે છે ? આવા ઉદ્ધવજીને શ્રીકૃષ્ણે એકાદશસ્કંધ વિગેરેમાં જ્ઞાન આપ્યું છે તે શું ભુલી ગયા હશે ? જ્ઞાનપણ બીજા કોઈનું નહિ પણ પોતાના પરસ્વરૂપનું આપવાનું હતું એમ શ્રીસુખે કહેલું ગ્રંથગ્રથિત પુષ્કળ છે. જ્ઞાનની પરિપકવતા કરવામાં બદરીકાવાસી નરનારાયણનો મુખ્ય ભાગ

આવે છે. આ સ્થિતિએ તો 'ઉદ્ધવ તે રામાનંદરૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિસ્વરૂપ' આ સિદ્ધાંત આપોઆપ સાબીત થાય છે. 'માટે જ શ્રીકૃષ્ણના અપકર્ષને કહેનારાં વાકયોને ગૌણ માનવાનું અને ઉત્કર્ષને કહેનારાં વાકયોને પ્રધાનપણે માનવાનું શિક્ષાપત્રી માતા કહે છે. મૂળ-ભૂત શ્રીકૃષ્ણનો જેટલો અપકર્ષ કુયુક્તિથી કહેવાશે એટલો એમના અંવતારભૂત શ્રીહરિને વિષે અવશ્ય આવશે. માટે જ સંપ્રદાય ગ્રંથોમાં શ્રીકૃષ્ણનો ઉત્કર્ષ કહીને શ્રીહરિનો ઉત્કર્ષ વિજ્ઞાનવૃદ્ધોએ ગાયો છે. માટે આ શ્રીહરિનું શિક્ષામૃત વચન સદા અનુસંધાન રાખવું ઘટે.

(શ્રીકૃષ્ણ આવ્યા ત્યારે કયાંથી આવ્યા તે કહેતા નથી) "સાથે સહકાર માટે ભોગવિલાસી દેવતાઓને સ્વર્ગમાંથી લાવ્યા અને શ્રીહરિ આવ્યા ત્યારે અક્ષરધામમાંથી અનંત મુકતોને લાવ્યા "એમ એકાત્મા વચ્ચે આત્યંતિક અનાવશ્યક ભેદ પાડીને શ્રીકૃષ્ણનો અત્યંત અપકર્ષ જણાવીને શ્રીહરિનો ઉત્કર્ષ ઉઘડ કહેવો એ અત્યંત અયોગ્ય છે, કેમકે શ્રીકૃષ્ણને તો સંપ્રદાયના મુખ્ય માન્ય ગ્રંથોમાં અક્ષરાધિપતિ અવતારી સર્વોપરી ઉપાસ્ય ઈષ્ટદેવપણે અને અનંત અક્ષરમુક્તોના સ્વામિપણે નિરૂપવાપૂર્વક શ્રીહરિને તેમના અનન્ય અન્યૂન અવતાર તરીકે નિરૂપ્યા છે. હવે જ્યારે આ આખા સાંપ્રદાયિક સત્સિદ્ધાંતને અવગણીને અત્યંત અવળુંજ અપલપવા લાગ્યા છે, તો તેની સામે કોઈ ચોખ્ખું ખરૂ કહે કે–શ્રીહરિ સાથે તો બદરીકાશ્રમમાંથી દુર્વાસાશાપિત મરીચ્યાદિ મુનિઓ ગૃહસ્થાશ્રમિઓ આવ્યા હતા, અક્ષરધામમાંથી કોઈ મુકતો આવ્યા નથી" તો શો ઉચિત ઉત્તર આપશે એનો થોડો વિચાર સપ્રમાણ કરીએ—

સ. પ્ર. ૧ અ. ૫ માં—બદરીકાશ્રમમાં શ્રીનરનારાયણનાં દર્શન કરવા મરીચ્યાદિક મુનિઓ આવ્યા. અને ધર્મપ્રજાપતિ તથા મૂર્તિદેવી તથા ઉદ્ધવાદિ આવ્યા. આ સમયે સભામાં દુર્વાસા ઋષિ આવ્યા, પણ કોઈએ સન્માન નહિ આપવાથી સર્વેને શાપ આપ્યો અને સર્વેએ વિનતિ કરતાં વરદાન પણ આપ્યું. નરનારાયણ ઋષિએ પણ અવતાર

ધરીને રક્ષણ કરવાનું આશ્વાસન આપ્યું. ઋષિશાપવશાત્ મુનિઓ પૃથ્વી ઉપર ભિન્ન ભિન્ન સ્થળે અવતર્યા. દૈવવશાત્ વૃંદાવનમાં ભેળા મળેલા મુનિઓએ શ્રીકૃષ્ણનું આરાધન કરીને પ્રસન્નતા મેળવી અને **ઉદ્ધવાવતાર** રામાનંદસ્વામીનો પણ મેળાપ અતર્કિત થયો." સ. પ્ર. ૨ અ. ૬ "કેટલાક મુનિઓ બ્રહ્મચારી થઇને, તો કેટલાક સાધુ–ત્યાગી થઈને શ્રીહરિ સમીપે રહ્યા." અ. ૩૨ "શ્રીહરિ સમીપે ફક્ત મુનિઓ જ હતા. તેઓને પૂર્વભવનું જ્ઞાન આપ્યું અને **બ્રહ્માની ઉપમા લાયક** તમો બધા મરીચ્યાદિ મુનિઓ છો એમ કહ્યું. એ જ્ઞાન નિરંતર રહેવાની ઈચ્છા દર્શાવતાં, શ્રીહરિએ સકારણ ના કહી. મુનિઓને દેશાંતરમાં વિભાગથી ફરવા મોકલ્યા. પ્ર. ૫ અ. ૬૮ અંતર્ધાન સમયે શ્રીહરિએ કહ્યું કે–ધર્મ, મૂર્તિ, ઉદ્ધવ, મરીચ્યાદિ મુનિઓને શાપમાંથી મુકાવ્યા છે" આ રીતે ઉપક્રમોપસંહાર છે. વચનામૃતના પરથારામાં પણ આ બાબત સંક્ષેપમાં મહામુનિ સંગ્રહિત છે. બ્રહ્માનંદસ્વામી વિગેરે સઘળા ગ્રંથકારો પણ આ બાબતને અનુસર્યા છે. આ આખી ગ્રંથગ્રથિત અપૂર્વ પૂર્વકથા મેળવતાં, બદરીકાશ્રમમાંથી મરીચ્યાદિ મહર્ષિઓજ સહકાર માટે આવ્યા હતા. અક્ષરધામમાંથી આવ્યાની વાત આ પ્રસંગમાં કહી નથી. હવે જો સંપ્રદાયનો ઉપોદ્ઘાત નરનારાયણથી શરૂ થાય છે તેને પણ કાઢી નાંખીએ અને શ્રીહરિના પૂર્વરૂપ શ્રીકૃષ્ણને પણ મૂળમાંથી કાઢી નાંખીએ અને શ્રીહરિને તથા તેમના ધામને અને મુક્તોને પણ તદ્દન જુદાજ જલ્પીએ તો શ્રીનરનારાયણનું અને તદ્રૂપ શ્રીકૃષ્ણનું ગૌરવ કે માહાત્મ્ય રહેતું નથી અને વધારાનાં વચનામૃતોમાં શ્રીનરનારાયણનો મહામહિમા સર્વોપરી અક્ષરધામી અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકેનો વર્ણવ્યો છે તેની તો કશીજ કીંમત રહેતી નથી. 'मूले कुठारः' એના જેવું થાય છે. બદરીકાશ્રમમાંથી રામાનંદરૂપે અવતરી આવેલા ઉદ્ધવજીને તો કશુંજ સ્થાન રહેતું નથી. આ જોતાં "ઉદ્ધવ સંપ્રદાય" સંજ્ઞા પણ નિરર્થક થાય છે. "અક્ષરધામમાંથી પધારેલા શ્રીહરિ અને એમના

અનંત મુક્તોજ આ સંપ્રદાય સ્થાપી ગયા અને પોતાનું સર્વોપરી જ્ઞાન અને સત્સંગ સ્થાપી ગયા. ' अन्योऽपि ' આ વાત તો ઉડીજ જાય છે. વાત તો સારી થઇ પણ સંપ્રદાયનો સત્યાનાશ નિઃશેષ થાય છે તે તરફ જરા જોવું કે નહિ ? **સંપ્રદાય** શબ્દનો ' ગુરુપરંપરાગત સદુપદેશ ' એવો અર્થ થાય છે. શાસ્ત્રીઓને આ બધી બાબત હસ્તામલકવત્ સ્પષ્ટ છે.

આ પ્રસંગે યાદ આવતાં કિંચિત્ અધિક કહીએ – બોરસદ કોર્ટમાં ચાલેલા કેસમાં બોચાસણવાળા તરફથી બહુ દલીલો થયેલી કે – " ગુણાતીતાનંદમુનિ મૂળ અક્ષર છે અને બીજા બધા અક્ષરમુકતો છે " આ દલીલો શાસ્ત્રાધાર વિનાની ઉટાંગ ઉભાંગડ હોવાથી કોર્ટે માન્ય કરી નથી. મૂળ મુખ્ય માન્ય ગ્રંથોના આધારવાળી જે માન્યતા મરિચ્યાદિ મુનિઓની હતી એજ માન્ય રાખી છે. જેવી મૂળઅક્ષરની ગતિ એવીજ અનાદિ મુકતોની પણ ગતિ તુલ્ય ન્યાયે સમજી લેવી. (જજમેન્ટ વાંચી લેવું) આ વિવેચન ઉપર આધાર રાખીએ તો લેખક જે કહે છે તે જુઠું ઠરે છે. ' શાસ્ત્ર વિના બોલે તે સર્વ ખોટું, તે પામરનું બોલ્યું કોણ પ્રમાણે " એવી અભિયુક્તિ સાંપ્રદાયિક છે.

બ્રહ્માદિ દેવોને ' ભોગવિલાસી ' કહીને એમનો અત્યંત અપકર્ષ કહેવો એ પણ અત્યંત અયોગ્ય છે. દેવો તો સદાય પરબ્રહ્મ ભગવાન સાથે સમીપ સંબન્ધ ધરાવનારા સહાયભૂત ભક્તવરો છે. તેઓને પણ ' तदुपर्यपि बादरायणः सम्भवात् ' આ સૂત્રથી 'इन्द्रो हवै देवानामभिवव्राज' આ શ્રુતિના અનુસંધાનથી વ્યાસ ભગવાન્ ઉપાસનમાં અધિકાર આપે છે. તેઓ પણ ઉપરી પદની ઈચ્છાવાળા અને તેવા સામર્થ્યવાળા હોવાથી ભગવાનનું આરાધન સદા કરતા રહે છે. બ્રહ્માને તો ભગવાને પ્રથમ જ ' तेनें ब्रह्म हृदा य आदिकवये ' એમ વેદો આપ્યા છે. બ્રહ્માદિ દેવોને પણ બ્રહ્મવિદ્યાના ગુરુ તરીકે પણ ઉપનિષદો પુરાણો વિગેરેમાં સ્થાપ્યા છે. શ્રીકૃષ્ણ પણ ગીતામાં 'इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययं' એમ ગુરુપરંપરાને કહે છે. દેવો જ કેવળ ભોગવિલાસી છે એમ કયાં છે ? બીજા

ઋષિઓ, રાજાઓ અને બીજા ત્યાગીઓ પણ ભોગવિલાસી કયાં નથી ? અક્ષરધામમાં પણ "દિવ્ય ભોગને ભોગવતા થકા રહે છે" એમ શ્રીમુખે કહે છે. એકલા દેવોને નિંદવા તે યોગ્ય ન કહેવાય. શ્રીહરિના અવતાર સમયે પણ બ્રહ્માદિ દેવો આવીને તાત્ત્વિક સ્તુતિ કરી ગયા છે. શ્રીકૃષ્ણની સ્તુતિ પણ બ્રહ્માદિ દેવો કરી ગયા છે અને સહાયભૂત થયા છે. અને 'અંતર્ધાન સમયે તો શ્રીદામાદિ પાર્ષદો વિમાન લઈને આવ્યા તે શ્રીહરિને ગોલોકાક્ષરધામમાં લઇ ગયાં. એમ સ. જીમાં કહ્યું છે. આ મુક્ત પાર્ષદોને શ્રીકૃષ્ણના અનન્ય કહ્યા છે અને ગોલોક અક્ષર વૈકુંઠ નામથી કહેલા બ્રહ્મપુર ધામમાં પાછા ગયા એમ સંપ્રદાય ગ્રંથ કહે છે. શ્રીરામના અવતાર સમયે દેવો વાનર રૂપે સહાયભૂત હતા. એથી શ્રીરામને 'कपीन्द्र' નામથી નિર્દેશ્યા છે શ્રીકૃષ્ણના સમયમાં દેવો સહાયભૂત ન હોય એમાં એથી શો અપકર્ષ આવી જાય છે ? અને શ્રીહરિના સમયે મરીચ્યાદિ મુનિયો સહકારી કહીએ એમાં પણ અપકર્ષ આવી જાય છે ? ન્યાય તો સર્વેને માટે સરખો જ હોવો જોઈએ, બીજાનો અપકર્ષ કહેવા જતાં પોતાનો અપકર્ષ અધિક આવે છે. 'જેમાં બન્નેને સરખો જ દોષ અને પરિહાર પણ સરખો જ આવતો હોય એવી બાબતમાં સામા ઉપર આક્ષેપ ન કરવો' એવી નીતિ છે. સદ્‌ગ્રંથો એવો અપકર્ષ કહેતા નથી, તો એમાં શા માટે ખોટું દોઢડહાપણ કરવું જોઈએ.

લેખના આરંભમાં 'यदा यदा हि धर्मस्य' આ અવતાર નિરૂપણ પર ગીતા શ્લોકને જે વિરુદ્ધ પ્રવાદ, "તે અવતારો આ પૃથ્વીમાંથી અંતર્ધાન થયા ( કયાં અંતર્ધાન થયા તે કહેતા નથી ) પછી પોતે સ્થાપન કરેલી પ્રણાલિકાઓ અને ભાગવત ધર્મો અખંડ ચાલુ રહે એવી ગોઠવણીઓ અને વ્યવસ્થાઓ **લગભગ હોતીજ નથી**" એમ રામ કૃષ્ણ આદિક સર્વ અવતારો માટે મિથ્યા અપવદવું તે 'अन्योऽपि धर्मरक्षार्थै' આ શ્લોકને પ્રમાણપણે લઈને સ્થપાયેલા ઉદ્ધવસંપ્રદાય માટે બીલકુલ સારૂ ન કહેવાય. અવતારોએ સ્થાપન કરેલી પ્રણાલિકાઓ

અને ભાગવત ધર્મો તેના તેના આચાર્યો અને શિષ્યો દ્વારા ચાલુ જ છે, તેમાં વધારો થતો જતો નજરે જોવાય છે. તેમાં શ્રીકૃષ્ણનું અને શ્રીરામનું તો અખિલ ભુખંડલમાં વિસ્તૃત પ્રસારણ ચાલૂ છે તે કોઈથી પણ ના કહેવાય તેમ નથી. સંપ્રદાયના મુખ્ય ગ્રંથોમાંજ તેતે અવતારોની સુષ્ઠુ દિવ્ય કથાઓ ગ્રથિત ઘણી છે. આવુંજ ઉઘડ ઉટાંગ માનવું હતુ તો આ લેખમાં 'यदा यदा हिं' 'अन्योऽपि' આ શ્રીકૃષ્ણના વચનને લેવુંજ ન હતું. બાહ્ય બનેલાઓ જેમ શ્રીકૃષ્ણ, તેમનાં ગોલોકાદિ ધામો, તેમની રાધારમાદિ પત્નીઓ અને શ્રીદામાદિ નિત્ય મુક્તોને પણ આ સંપ્રદાય થકી બહુ દૂર ફેંકી દઈને પોતાનો સર્વતંત્ર સ્વતંત્ર અપસિદ્ધાંત અત્યંત નવો ઉઘડ ઉભાંગડ ગાઠવ્યો છે તેની પેઠે ઉજડ કરવાનું હતુ. અથવા એમાં ભળી જવાનું હતું. શ્રીહરિના મૂળભૂત શ્રીકૃષ્ણ અને રામાનંદસ્વામીના મૂળભૂત ઉદ્ધવજીને માટે જે ઉઘડ અપકર્ષ કર્યો છે તે આ ઉ. સંપ્રદાયને માટે કોઈ રીતે હિતાવહ નથી એટલુંજ કહેવાનો મુખ્ય મુદ્દો મહત્તમ છે. એટલા માટે જ આ વિવેચન કરીને વિષમ કહેવું પડે છે. આમાં એકલા શ્રીકૃષ્ણને વર્જી મૂકયા હોત તો પણ સારૂ હતું.

આ અવસરે અચાનક ઉપરના જેવી જ એક મૂળીની વાત યાદ આવવાથી જણાવીએ—ગુ. સ્વામી પ્ર. ૩ ની વાત ૧૧૫, "એકવાર તદ્રૂપાનંદસ્વામીએ કહ્યું કે—"મૂળીમાં **રાધાકૃષ્ણ** અને **હરિકૃષ્ણ** મહારાજને **બોલચાલ થાતી હતી** (વઢતા હતા) અને હું ગયો. તે હરિકૃષ્ણ મહારાજને રાધિકા કહે કે—"આ બધા તમારા કહેવાય છે, તમારે પ્રતાપે પૂજાય છે, પણ **ભજન અમારૂં કરે** છે અને અમારા જેટલો તમારામાં ભાર નથી. ને કેટલાક સાધુ હરિભક્ત પગે લાગતા નથી, તેમને જોઇને કહે કે—જુવો અમારા તરફ કેવો ભાવ છે? પછી હરિકૃષ્ણ **મહારાજની મૂર્તિએ** મંદિરમાં જાગા ભકત ઉભા હતા તેની સામી આંગળી કરી કહ્યું જે આજે મારા શ્વેતાંબરી ખરા ભકત છે તે તો **તારા સામું** જુવે પણ નહિ, તો ભજન તો શું કરે? એતો ગોલોકના

**બધા ભેગા થયા છે.** તે અમારા કરતાં તમારામાં વધુ માલ માને છે" વિગેરે. આ રીતનો વિવાદ, પૂર્વે મુક્તશિરોમણિ બ્રહ્માનંદ સ્વામિ હસ્તક પ્રતિષ્ઠિત રાધાકૃષ્ણ હરિકૃષ્ણ વચ્ચે અને જાગા ભક્ત હરિકૃષ્ણ વચ્ચે થએલો મૂળીના મહાસંત તદ્રૂપાનંદ સ્વામિ કહે છે. આ વિવાદની પરંપરા હજુ સુધી અલગ અલગ પ્રકારે ચાલુ રહી જણાય છે. પ્રતિષ્ઠિત દેવો જ જ્યારે અહંશ્રેયસ માટે વિવાદ કે બોલાચાલી કર્યા કરતા હોય તેમાં બીજા બિચારા શું બોલી શકે? અને કેમ નિવેડો લાવી શકે? મૂળીમાં રાધાકૃષ્ણ હરિકૃષ્ણ વચ્ચે વિવાદ થયો તો ખુદ જુનાગઢમાં કેમ ન થાય? ત્યાં પણ રાધારમણ હરિકૃષ્ણ સાથે જ પધરાવેલા છે. એમ બીજાં વડતાલ, ગઢડા, ધોલેરા, અમદાવાદ વિગેરે બધાં મંદિરોમાં પણ ઉચ્ચ નીચપણાનો વિસંવાદ થતો હોવો જ જોઇએ. (નવરા તેઓ બીજું શું કરે? વિવાદ કરીને દિન નિર્ગમન કરે) ઉદ્ધવ સંપ્રદાય સિદ્ધાંતે તો 'राधिकारमण स्वयं' એમ રાધારમણ તરીકે શ્રીહરિને નિરૂપ્યા છે. શિ. ૧ શ્લોકમાં જ 'वामे यस्य स्थिता राधा' એમ શ્રીમુખે કહે છે. એવાં રાધિકાજી, હરિકૃષ્ણને એવા અપશબ્દો કહેતી હશે? શિક્ષાપત્રીમાં 'गोलोको धाम त्रेप्सितम्' એમ શ્રીમુખે કહે છે અને નિષ્કુલાનંદ મુનિ તો 'આવ્યા ગોલોક થકી દયાળ રે, ગયા પોતે ગો-લોક' એમ ગોલોક થકી આગમન પ્રત્યાગમને કહે છે. એવા ગોલોકને પણ 'એતો બધા ગોલોકના ભેળા થયા છે." એવા અપશબ્દો લખીને ઉતારી પાડવાની આખી બંડાઈ વાપરી છે. જાગાભકતના સર્વોપરી મહિમા માટે આ વાત મૂળીના દેવોના નામે જોડી કાઢી છે અને એમાં મહાસંત તદ્રૂપાનંદ સ્વામિને સંડોવ્યા છે તે મૂળીવાળાએ જરૂરથી જાણવા જેવી છે. અને ધિક્કારવા જેવી છે. મૂળીના શાસ્ત્રી બાળકૃષ્ણદાસને હવે જેમ માનવું બોલવું હોય તેમ માને બોલે લખે. હવે કોઇ ના કહેનારી ઉપરી સત્તા શકિતશાળી નથી. આ તો સર્વોપરી સંજ્ઞાની ઉપાસનાના બદબાને ચાલતા બંડધમંડનું શ્રીહરિસ્વરૂપ રાધાકૃષ્ણદ્રોહી રસિક ફારસ

છે તે મૂળીવાળાએ જરૂરથી જાણવા જેવું છે. તેઓનું આમાં પર્યવસાન ન થાય એ ઇચ્છનીય છે.

પ્રસંગાત્ બહુ સરસ રોચક તત્ત્વ કહીએ–સ્વા. ના. માસિકના વર્ષ ૪ અંક ૩ માં "અમદાવાદ શ્રી નરનારાયણ દેવનો વાર્ષિક પાટોત્સવ" એવા મોટા મથાળાથી એક લેખ છપાયો છે ફાગણ શુદી ૩ આમાં–"સભામંડપમાં સાઢાસાતથી શ્રી નરનારાયણ દેવની પ્રતિષ્ઠા મહોત્સવની ચોથા પ્ર. ૨૫ અધ્યાયની કથા સ. પુ. પંડિત સ્વામી લક્ષ્મણજીવનદાસે સરસ રોચક શૈલીથી વાંચી સંભળાવી" આ રીતે છે. (આ શૈલી પ્રતિવર્ષ ચાલુ છે) આ. સ. જી. ના નરનારાયણના સર્વોત્કર્ષ સ્થાપક શ્લોકો અને અત્યારે "स्वकीयावतारास्तदीयाश्च भक्ता निजोपासनां ज्ञानमाबोध्य तेषाम्। तथैतान् स्वधामाधिनेतुं विचिन्त्यागतः श्रीहरिर्हेतुरुक्तश्चतुर्थः" (અર્થ–પોતાના અવતારો (રામ કૃષ્ણ આદિક) તથા તેમના ભક્તો (હનુમાન ઉદ્ધવ વિગેરે) તેમને (અનાદિ કાળથી આત્યંતિક કલ્યાણ વિના દુઃખ દુઃખી) પોતાની પરની ઉપાસના તથા પોતાના પરસ્વરૂપના જ્ઞાનનો બોધ કરીને, (અવતારો અને તેમના ભક્તોને પણ ઉપાસના અને જ્ઞાન મેળવવું પડે.) તેમને અક્ષર ધામમાં (અત્યંત અલગ) લઈ જવા, એવો વિચાર કરીને, શ્રીહરિ આવ્યા, આ ચોથો હેતુ કહ્યો) આ શ્લોકો સટીક સભાષ્ય શિક્ષાપત્રીમાં કે સટીક સત્સંગિજીવનમાં કે વચનામૃતમાં નહિ હોવાથી કેવળ બનાવટી આધુનિક છે એમ સાબીત છે. એનો કોઈ 'રોઢાજી પડયા' એની પેઠે તપાસ કરતા નથી. આ શ્લોકો જાણે વેદવત્ સ્વતઃ પ્રમાણ હોય એમ માનીને જ્યાં ત્યાં જે તે લેખોમાં જે કોઇ વ્યક્તિઓ દાખલ કરે છે. તેમજ હાલમાં આચાર્યશ્રીની અને બીજા મોટા મનાતા જ્ઞાતાઓની આજ્ઞાથી અમદાવાદ ગાદી તરફથી બે નકશાઓ થોડા ફેરફારવાળા બહાર પડયા છે. તેમાં ક્રમાંકે જેનો મહિમા સર્વોપરી ગાયો છે એવા નરનારાયણનો સાતમો અને ઉપાસ્ય ઈષ્ટદેવનો શ્રીકૃષ્ણનો નવમો નંબર સાવ નીચે (અનાદિ મુક્ત

મૂળ અક્ષર વગેરે સર્વેથી છેલ્લો ) આપ્યો છે. આ નકશાને છાપીને જગજાહેરમાં મુકયા છે. ઉપરનો શ્લોક અને બે નકશાઓ સંપ્રદાયાર્થ સાથે મળતા સંગત થાય છે કે કેમ ? અને સત્સંગિજીવન, શિક્ષાપત્રી, વચનામૃત આ મુખ્ય માન્ય ગ્રંથો સાથે અને વિવિધરૂપે મુક્તશિરોમણિ બ્રહ્માનંદ સ્વામીના ગ્રંથો સાથે મળતા આવે છે કે નહિ ? તે અમદાવાદ ગાદીના સમસ્ત તત્વજ્ઞો વાંચે અને વિચારે અને ફાઈનલ નિર્ણય લાવે. 'વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર." એવી કવિતા છે. પૂર્વાપરનું અનુસંધાન રાખ્યા વિના વિચારેલો જે અર્થ છે તે વિપરીત ગતિને કરનારો થાય છે' એવી અભિયુક્તિ પણ છે. કલાભાઈની શાખી જેવું સાંઠો સાંઠો ન થવું જોઈએ. આમાં લાગણીવશાત્ વિષમ કહેવાયું હોય તો ક્ષંતવ્ય છે. સુજ્ઞેષુ કિં બહુના. સ્વસ્ત્યસ્તુ.

ઉપરના કરતાં વધુ વિચિત્ર વિકૃત કહીએ—અબજીભાઈની બીજી આવૃત્તિ પ્રથમ ભાગ વાર્તા ૨૨૦–"બ્રહ્મા નારદને આવી પ્રાપ્તિ નહોતી. આજનો પ્રતાપ બહુ મોટો છે. તમને તો બહુ મોટી પ્રાપ્તિ છે. **શિવ બ્રહ્મા વિષ્ણુ** એ ત્રણે મળીને એક ગામડાનું કામ ચલાવે છે. એના ઉપરી **વૈરાજ** છે, તે બ્રહ્માંડરૂપી ગામડાના અધિપતિ છે. એના ઉપરી **અહંકાર** છે, એના ઉપરી **મહત્તત્ત્વ** છે, એના ઉપરી **પ્રધાન-પુરુષ** છે અને એવા અનંત પ્રધાન પુરુષોના ઉપરી **મૂળ પુરુષ ઇશ્વર જે શ્રીકૃષ્ણ તે છે,** એવા અનંત શ્રીકૃષ્ણના ઉપરી **વાસુદેવ બ્રહ્મ** છે, એવા અનંત વાસુદેવોના ઉપરી **અક્ષર** છે જેને **મૂળ અક્ષર** કહે છે તે અને આતો એવા અનંત કોટી મૂળ અક્ષરોરૂપી બ્રહ્માંડના ઉપરી **મહારાજાધિરાજ** છે તે આપણને મળ્યા છે" આમાં શ્રીકૃષ્ણ કે જેમને શ્રીમુખે પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણપણે નિરૂપવાપૂર્વક ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે નિરૂપ્યા છે તેમને ફક્ત અનંત પ્રધાન પુરુષોના ઉપરી મૂળપુરુષ ઈશ્વર તરીકે ઠરાવીને, વધુમાં તેમનું અનંતપણું ઠરાવ્યું છે. એમ શ્રીકૃષ્ણને સાવ નીચે ઉતારી પાડીને,

તેમના ઉપરી તરીકે વાસુદેવ બ્રહ્મને મુકે છે. એમને પણ અનંતપણે નિરૂપીને એમના ઉપરી તરીકે અક્ષરને મુકે છે. એનું વ્યાખ્યાન પણ 'જેને મૂળ અક્ષર કહે છે' એમ કરે છે. મૂળ અક્ષર પણ એક નહિ પણ અનંત કોટી ઠરાવ્યા છે. શ્રીકૃષ્ણને તથા વાસુદેવને એકપણે નિરૂપ્યા છે પણ અનંતપણે નહિ. તેમજ શ્રીહરિને શ્રીકૃષ્ણપણે અને વાસુદેવપણે પણ નિરૂપ્યા છે. "श्रीकृष्णः श्रीवासुदेवः" 'श्रीवासुदेव !' ઈત્યાદિ સેંકડો વચનો પ્રમાણ છે. આવા શ્રીકૃષ્ણ શ્રીવાસુદેવના ઉપરી તરીકે મૂળઅક્ષરો કે જે એ બેની આગળ કશીજ ગણતરી નથી તેને ઠરાવે છે. જેમ શ્રીકૃષ્ણ–શ્રીવાસુદેવને ધકાવીને નીચે કાઢી નાંખ્યા છે તેમ છેવટે તો મૂળ અક્ષરને પણ નીચે ધકાવી કાઢીને, મહારાજાધિરાજ શ્રીહરિની પાસે તો **અનાદિ મુકત, પરમ એકાંતિક, એકાંતિક મહામુકત,** આ નંબરો (રુચિ મંડળે) કબજે કરી લીધા છે. નિરક્ષર મૂળ અક્ષરવાળા પોતાને પહેલો નંબર માની બેઠા છે તેમને તો ચોથે કે પાંચમે નંબરે બેસાર્યા છે. સ્થાન આપ્યું એટલા ભાગ્યશાળી કહેવાય. એમ કરીને મૂળ અક્ષર, શ્રીકૃષ્ણ, વાસુદેવ, વિગેરે સર્વ ઉપરીઓને બહુ દૂર નીચે ધકાવી પાડીને પોતેજ સર્વોપરી અવતારી થઈ પડયા છે. આમાં મુખ્ય મનાતા નર-નારાયણનું નામ લીધું નથી, પણ તેમનો નંબરતો બીજી વાતોમાં તેમજ નકશામાં વાસુદેવ બ્રહ્મ પછીનો આવે છે. એટલે છેક છેલ્લો નંબર ગણાય. સંપ્રદાયના ઉપદ્ઘાતનું તેમજ અમદાવાદનાં વચનામૃતોનું કશું અનુસંધાન રાખ્યું નથી. **શિવ બ્રહ્મા વિષ્ણુ** કે જે 'ऐकात्म्यमेव विज्ञेयं नारायणमहेशयोः" એમાં કહ્યા પ્રમાણે પરબ્રહ્મના અવતાર વિશેષ હોઈને પરમ ચેતન તરીકે મનાય છે. સ્રષ્ટા હર્તા પાલયિતા હોઈને સર્વ જગતમાન્ય એવા પણ આ ત્રણ દેવોના ઉપરી તરીકે વિરાટ અહંકાર મહત્તત્ત્વ કે જે જડા પ્રકૃતિના પરિણામ હોઈને જડ છે તેને ઠરાવ્યા છે. આ જોતાં સંપ્રદાય માન્ય ત્રણ દેવોની તો જડા માયા કરતાં પણ અત્યંત અધમ દશા આવે છે. આ ઉટાંગ નિરૂપણમાં તો જડ ચેતનનો

પણ વિવેક આવતો નથી. શ્રીજીતો જડ ચેતનનો વિવેક વિભાગ જાણુ-વાનો કહે છે. છે કાંઈ બોલવા લખવામાં ઢંગ કે ઢાળ ? 'नास्ति नष्टे विचारः' એવું છે. આવી વંઠેલ વાતોને તો વળી સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો કરતાં પણ બહુ મોટી સર્વોપરી મુદ્દાની જલ્પે છે. અને વળી આવી વાયડ વાતોમાં મુખ્ય શાસ્ત્રોની શાખ લેવાની પણ ચોખ્ખી ના કહે છે. વાતોનેજ સ્વતઃપ્રમાણ તરીકે સ્વગોષ્ઠીમાં ગોખાવે છે.

પ્રસંગાત્ ઉપરના જેવું જ બીજુ બંડીયું બહુ જુનું કહીએ—

પ્રશ્ન ૨૪૬ સત્સંગવિજયમાં લખે છે કે—" પરંતુ આ અવતાર તો પૂર્વે થએલા **સર્વે અવતારોને** તથા તે તે કાળે થએલા સર્વ ભક્તોને લેઈ, તથા **અનાદિ** મુક્તોને લેઇ, તથા મુક્તપણામાં કંઈ ખામીવાળા **મુક્તોને** લેઈ, તથા પોતાના ધામ જેવા સ્ત્રીસહિત એવાં મૂળ પ્રકૃતિ પુરુષનાં ધામના **મુક્તોને** લેઇ, તથા અંશાવતાર તથા કલાવતાર તેમને લેઈ. તથા તેતે અવતારના કવિઓ—વ્યાસ વાલ્મિક આદિને લેઈ, તથા કોઈ કોઇ મિષથી મરીચ્યાદિ ઋષિઓને લેઈ તથા પૂર્વે થએલા સર્વ દૈત્યો તથા સર્વે અસુરોને કોઈ દ્વારા સંકલ્પથી પ્રેરણા કરી લેઇ, આ મહાઘોર કલિકાળમાં આ બ્રહ્માંડના અધિપતિનું આયુષ્ય, પ્રાર્થના કરતાં કરતાં અડધું પુરું થયું ત્યારે સર્વ અવતારના અવતારી ક્ષરઅક્ષરથી અતીત આદિનારાયણ પોતે શ્રી સ્વામિનારાયણરૂપે પ્રસિદ્ધ થયા છે " આમ લખો છો તો મહેરબાની કરીને કહો કે—

अ—પૂર્વે થએલા દશ અવતારો કે ચોવીશ અવતારો સ્વામિનારાયણ સાથે ફરીને અવતર્યા છે તો તેઓ તથા

ब—પૂર્વના અવતાર વખતના ભક્તો, અનાદિ મુક્તો, મુક્તપણામાં ખામીવાળા મુક્તો, બદરીકાશ્રમ—શ્વેતદ્વીપના મુકતો. તથા મૂળ પ્રકૃતિ પુરુષધામના મુકતો, પ્રધાન પુરુષધામના મુકતો અને અંશાવતાર કલાવતાર ને તે તે અવતારના સર્વે કવિઓ વ્યાસ વાલ્મિકાદિ, મરીચ્યાદિ ઋષિઓ

અને પૂર્વે થએલા દૈત્યો તે બધા કયે ઠેકાણે, કયા કુળમાં, કઈ જાતિમાં અવતરીને **તમારા સત્સંગીઓમાં** કયે કયે નામે ઓળખાય છે ?

**ઉત્તર**—૨૪૬ પ્ર. ૨૩૭ ના ઉત્તરમાં આવી ગયો.

**પ્ર.**—૨૪૭ મુકતને પાછું અવતરવું પડે ખરૂં કે ?

ઉ.—આનો ઉત્તર પણ તે ચોપાનીયું અમાન્ય હોવાથી આપવાની જરૂર નથી.

ઉ.—૨૩૭ સત્સંગ વિજય ચોપાનીયાને અમે માન્ય ગણુતા નથી.

વાત એમ છે કે–દ્વારકાંના શંકરાચાર્ય માધવતીર્થે સંપ્રદાય સામે ઝઘડો સં. ૧૯૬૨ કે ૬૩ માં કરેલો. તે સમયમાં સંપ્રદાય તરફથી **સત્સંગ વિજય** નામનું માસિક નીકળતું હતું. મૂળ ઠાસરાના પણ પેટલાદમાં રહેતા માસ્તર ચીમનભાઈ ચલવતા હતા. (આપણુ બાપાપંથમાં ભળ્યા હોય ) તેમાં ઉપરનો લેખ છાપેલો. ઝઘડા વખતે સામસામા પ્રશ્નોની અને ઉત્તરની ચોપડી દેશીમિત્ર પ્રેસમાં છપાઇ હતી. તેમાં ઉપરનો બંડ લેખ છપાયો હતો. પ્રશ્નના ઉત્તરમાં આપણા તરફથી કશો જ ઉત્તર શાસ્ત્રાધારવાળો આપી શકાયો નહિ. ફકત ‘ તે માસિકમાં છપાએલા લેખને અમે માન્ય ગણુતા નથી ’ એટલો જ ઉત્તર આપ્યો છે. એવા બંડીયા લેખોને સંપ્રદાયમાં સ્થાન નથી. એ નિર્ણય બહુ આગળનો જુનો છે. )

આ વરવર અવતાર પ્રકરણમાં પરમોપયોગી પરમોત્તમ સ્વલ્પ કહીએ–સુધા ૧–૪–૪૧ ના અંકમાં “**અવતાર–અવતારીના ઐક્ય તરફ દૃષ્ટિપાત**” એવા મથાળાથી રાજકોટના રા. રા. **ત્રિભુવન ગૌરીશંકર વ્યાસે** લખેલા સંપ્રદાય શાસ્ત્રાનુસારી લેખમાં–“ અવતારી સિવાયના **અવતારો** કોઈ ભક્ત મુક્ત કે ઓછા ગ્રેડવાળા ધામાધિપતિ ભગવાનના છે...પોતા સિવાય બીજા કોઈ ભકત મુકત કે અન્ય વધારાના ભગવાન કોઈ સ્થળે **અનામત** રાખેલા હોય તેને અવતાર લેવા પ્રેરે...

અવતારોને મૂળ સ્વરૂપથી **જુદા જ** તારવ્યા કરીએ ... અવતારોની **આખી નાત** નોંખી કરવા જતાં **નાનામોટા અનેક ભગવાનો થાય"** ઈત્યાદિ બહુ શુભ શબ્દો મુદ્દાના લખ્યા છે. તે સકળ બંડમંડળોએ વાંચી વિચારીને અમલમાં મુકવા જેવા મોક્ષોપયોગી છે. ખરૂં ખુલ્લું કહીએ તો સચ્છાસ્ત્રોને અનુસારે સ્થપાયેલા આ શુદ્ધ સ્વા. ના. સંપ્રદાયમાં અવતારોના અખિલ અરાતિઓને બીલકુલ સ્થાન નથી.

---

## ધ. ધુ. આ. નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીના આનંદ–પ્રસાદ માટે—

શત વાર્ષિક પાટોત્સવ ઉજવવા બુરાનપુર પધારેલા આચાર્યશ્રીના અધ્યક્ષપણા નીચે વસંત પંચમીની રાત્રિએ મંદિરમાં મળેલી મહાસભામાં પોતે જાહેરમાં કરેલા ભાષણનો **સારાંશ,** ઈન્દોરમાં ધંધાર્થે રહેલા વકીલ શાહ શાંતિલાલ નાનાલાલે સંગ્રહીને, વડતાલમાં ઉગમણી બેઠકે મળેલી સાંકેતિક સત્સંગિઓની સભામાં આમંત્રિત આયોજક આચાર્યની હાજરી અને આશીર્વાદથી આવકારેલા **સ્વા. ના. મંડળના** પ્રમુખ પંડયા વકીલશ્રી **ઈશ્વરલાલના** પ્રમુખપદે સ્થપાયેલા સત્સંસેવામંડળના મુખપત્ર તરીકે મનાવાતા **સત્સંગપ્રદીપ** માસિકના તંત્રીશ્રી ડૉ. મોહનલાલ લ. શાહ ઉપર મોકલેલો. તે સારાંશ વર્ષ ૧ અંક ૩ પેજ ૭–૮ ઉપર છપાયો છે. ( આ માસિક પ્રથમ ચાર વર્ષ **સત્સંગપત્રિકા** નામથી ચાલેલું. પરંતુ કાયદેસર રજીસ્ટર કરાવવા જતાં, કારણસર **સત્સં-પ્રદીપ** નામ ચોથા વર્ષથી આચાર્યશ્રીની ઈચ્છા મુજબ બદલ્યુ છે)

બીજી બાહ્ય બાબતો ઉપર ઉ. સંપ્રદાયને નિતાંત નિસ્બત ન હોય, પરંતુ મુખ્ય જ્ઞાન પરત્વે તો હોવુંજ જોઈએ, જેથી તે અંગે કિંચિત્ તથ્ય કથ્ય કહીએ—

આ સંપ્રદાયમાં સમસ્ત સમાશ્રિતોએ સદા ભજનીય જપનીય મહનીય મહાપ્રસિદ્ધ **ષડક્ષર** સ્વામિનારાયણ મંગળમય નામનો અર્થ

સમજાવતાં, 'સર્વ નારાયણોના જે નારાયણ છે, જે સર્વેના સ્વામી છે ' એવો અનર્થમૂર્તિ અર્થ અશ્રુતપૂર્વ ઉટાંગ ઉધડ કર્યો છે. આતો બાપાપંથી, અક્ષરપંથી અને તદનુચર હોઈને તદંતર્ગત બીજાં બધા બાહ્ય આંતર મંડળોના અસદભિપ્રાયને. ધ્યેય મોક્ષપ્રદ સમગ્ર અવતારોના નિકંદન માટેનો સારાંશ આચાર્યશ્રી એકજ વાકયમાં લાવ્યા છે. આ અર્થ કયા પ્રમાણુને આધારે કરાય છે તેની કશી સ્પષ્ટતા કરી નથી. આ મંગળ નામનો સંગત સત્યાર્થ વિજ્ઞાનવૃદ્ધોએ કર્યો છે. તેનું અણુપણુ અનુસંધાન રાખ્યું નથી. આ નામ અપ્રસિદ્ધ નથી, સંપ્રદાયનાં સઘળાં શાસ્ત્રોમાં સંગ્રથિત છે. અને અષ્ટોત્તરશતનામાત્મક જનમંગળ તથા સહસ્રનામાત્મક સર્વમંગળમાં શતાનંદ મહર્ષિએ સંગ્રહેલું છે. અને તેની ઉપર આદ્ય આચાર્યશ્રી રઘુવીરજીએ ટીકા કરેલી છે. એ ટીકાને બહુધા અનુસંધાને વિશેષાર્થ સાથે ભાષાંતરો પણ પિતાશ્રીની આજ્ઞાથી છપાઇને બહાર પડી ગયાં છે. અને સ. જીઃ માં આવતા એ નામનો સદર્થપણુ તેની ટીકામાં કર્યો છે. એમાં કોઈમાં પણુ આચાર્યશ્રીએ કર્યો એવા અર્થનો ગંધપણુ આવતો નથી. સંપ્રદાયના અત્યાર સુધીના બધાજ વ્યાખ્યાતાઓએ જે સંગત સત્યાર્થ શાસ્ત્રાનુસારી સમુપયોગી કર્યો છે તેને ઉલ્લંઘીને બીજો ઉધડ ઉટાંગ અર્થ કરવાથી શું આચાર્યશ્રીનું ગૌરવ વધે છે ? શાસ્ત્રાર્થોનું આલોચન કરવું એજ આચાર્યનું પ્રથમ લક્ષણુ છે. ' आचिनोतीति शास्त्रार्थान् ' એવું વચન છે. જ્ઞાનનું દાન દેવું એ સંપ્રદાયશબ્દનો સદર્થ છે. એવા આચાર્યથી કિંચિત્ પણ અવળું બોલાય નહિ. પાંચ છ વર્ષ પહેલાં પુરાતત્ત્વ ખાતે રચાવેલા છપાવેલા શિક્ષાપત્રી પરિચયમાં પ્રમાણ કરેલા અર્થનું પણ અનુસંધાન રાખ્યું નથી.

આ ઔદ્ધવ સંપ્રદાયના ઉપાસ્ય ઈષ્ટદેવ ભગવાન્ શ્રીહરિનું અસાધારણ મંગળ નામ સ્વા. ના. છે. આ મુખ્ય નામથી તેમની ભક્તિ–ઉપાસના–સેવા સંપ્રદાયમાં સંપ્રવર્તે છે. દીક્ષાદાન સમયે 'અખિલ અનુયાયિઓને અહર્નિશ ભજવા જપવા માટે

આજ **ષડક્ષર** નામમંત્રનો પણ **ઉપદેશ** દીક્ષાદાતા આચાર્યે આપવો.' એમ પણ સ. પ્ર. ૪ અ–૪૬ શ્લો. ૪૦માં 'गुणाक्षरं ततो मन्त्रं जप्तुं सर्वत्र सर्वथा' એમ નિરૂપ્યું છે. (**ગુણ** શબ્દ ષટ સંખ્યામાં લીધો છે) આ શુભ સર્વોત્કૃષ્ટ નામનો પ્રયોગ સર્વ સચ્છાસ્ત્રોમાં તથા આખા વહીવટમાં પણ વિશેષતઃ પ્રવર્તે છે. 'स एष साक्षाद्भगवान् स्वामिनारायणाख्यया। प्रसिद्धोऽस्ति' (સ. પ્ર–૧ અ. ૧ શ્લો. ૧૨) 'स्वामिनारायणाख्यश्च स्वाम्याख्यश्च विराजते' (પ્ર.–૫ અ.–૨૪) 'स्वामी च सहजानन्दः स्वामिनारायणस्तथा' (પ્ર–૫ અ–૬૯) આ રીતે આ મહાગ્રંથમાં એવા પ્રયોગો પુષ્કળ છે. ગમે તેવો પાપી હોય ને અંતસમે જો તેને **સ્વામિનારાયણ** એવા નામનું ઉચ્ચારણ થાય તો તે સર્વ પાપથકી છુટીને બ્રહ્મમહોલને વિષે નિવાસ કરે' (વચ. ગ. પ્ર. ૫૬) 'શ્રીજી મહારાજ સર્વે હરિભક્તને **જયશ્રી સ્વામિનારાયણ** કહીને હસતાથકા પોતાને ઉતારે પધાર્યા (લો. ૧૮) એમ સ્વામિનારાયણ સંજ્ઞાનો પ્રયોગ શ્રીમુખે કર્યો છે. 'यः साक्षात्क्षराक्षरपरः श्रीकृष्ण एव स्वयं भक्तो धर्मत आस भूरिकृपया श्रीस्वामिनारायणः' (શિ. શ્લો. ૧૦૮ ની ટીકા) 'स्वामिनारायणः स्वामी' (જનમંગળ શ્લો. ૧૨ નામ ૪૯) 'स्वामिनारायणो' (સર્વમંગળ શ્લો. ૭૩ નામ ૩૯૪) આ રીતે આ ભવ્ય દિવ્ય નામ, સંપ્રદાયનાં સઘળાં સંસ્કૃત પ્રાકૃત શાસ્ત્રોમાં, તેના અદ્ભુત મહિમાનુવાદસાથે સંપ્રવર્તે છે.

આ સંપ્રદાયમાં કલ્યાણકારી આ મહાનામથી જપ ભજનની ભવ્ય **પ્રવૃત્તિ** ગુરુ રામાનંદસ્વામિના ચૌદમાના શુભ દિનથી કરી છે. એ બાબત હરિલીલામૃત કળશ ૫ વિશ્રામ ૩ ની, 'जे स्वामिनारायण नाम लेशे' ઇત્યાદિ ૪૫ થી ૪૭ સુધીની ચોપાઈઓ ઉપરથી ચોક્કસ થાય છે, એટલે સં. ૧૮૫૮ ના માગશર શુદી ૧૩ એ સ્વામીશ્રી સ્વધામ પધારતાં તેમના ચૌદમાના મહા દિને શ્રીહરિએ ભરેલી સમસ્ત અનુયાયિઓની મહાસભામાં આ નવ્ય દિવ્ય નામથી જપ ભજન કરવાનો સર્વાનુમતે

સંનિર્ણય કર્યો છે. કોઇ પણ સ્થળે 'નારાયણોના સ્વામી તે સ્વામિ-નારાયણ' એવું ઉપપાદન આવતું નથી.

સર્વવ્યાપી સર્વશરીરી સર્વનામી પરમાત્માનાં અનંત નામો શાસ્ત્રસિદ્ધ લોકપ્રસિદ્ધ છે. તેમાં આ નામના મહામહિમાનું કારણ એ છે કે—આ નામોમાં 'વ્યાપક અવ્યાપક' એવા ભેદથી બે પ્રકાર છે. ભગવાનના ગુણ કર્મોને પ્રતિપાદનારાં જે નામો તે **અવ્યાપક** અને સ્વરૂપતઃ વ્યાપ્તિને પ્રતિપાદનારાં જે નામો તે **વ્યાપક** મનાય છે. અવ્યાપકની અપેક્ષાએ વ્યાપક નામોનું વરિષ્ઠપણું '**नारायणाय विद्महे, वासुदेवाय धीमहि, तन्नो विष्णुः प्रचोदयात्**' આ વિષ્ણુ ગાયત્રીમાં નારાયણ, વાસુદેવ અને વિષ્ણુ આ ત્રણ વ્યાપક નામોના નિર્દેશથી નિષ્પન્ન થાય છે. ત્રણેય નામોનો અર્થ તો **વ્યાપક** એવો થાય છે. ત્રણમાં જે **વિષ્ણુ** નામ છે તે ફક્ત વ્યાપ્તિને કહે છે, પણ એમાં વ્યાપ્તિનો પ્રકાર કહ્યો નથી. વ્યાપ્તિનો પ્રકાર તો સર્વાધારપણે અંતર્યામિ-રૂપ માન્યો છે. 'કેમાં વ્યાપે છે' એ પદાર્થ પણ **વિષ્ણુ** શબ્દથી ગમ્ય નથી, પરંતુ 'અમુકમાં વ્યાપે છે' એમ અધ્યાહારથી લેવો પડે છે. ફક્ત સ્વરૂપમાત્ર પ્રતિપન્ન થાય પણ ગુણવાળાપણું પ્રાપ્ત થતું નથી. એમ હોવાથી **વિષ્ણુ** મંત્રમાં અર્થની પુષ્કળતા નથી આવતી. **વાસુદેવ** મંત્રમાં પણ 'કેમાં વ્યાપે છે' એ વ્યાપક પદાર્થ તો અધ્યા-હારથી ગમ્ય છે, પણ વાસુદેવ શબ્દથી ગમ્ય નથી. 'એ આવા ગુણવાળા છે' એના લાભ માટે તો '**भगवते वासुदेवाय**' એમ સાથે ભગવાન્ શબ્દનો પ્રયોગ કરવો પડે છે. એમ હોવાથી વાસુદેવ મંત્રમાં પણ અર્થની પુષ્કળતા અપેક્ષિત આવતી નથી. **નારાયણ** મંત્રમાં તો નાર શબ્દથી જ 'કેમાં વ્યાપે છે' એ વ્યાપ્ય પદાર્થો (ચિદચિત્સમુદાય) ઉઘાડા કહ્યા છે. કેવી રીતે વ્યાપે છે? એનો પ્રકાર પણ '**नारा अयनं यस्य**' એમ બહુવ્રીહિ વ્યુત્પત્તિથી અંતઃપ્રવેશ કરીને ધારકપણે વ્યાપ્તિ-રૂપ કહ્યો છે. એમ વ્યાપ્ય-વ્યાપક બન્ને પદાર્થો નારાયણ સંજ્ઞામાં

આવી જાય છે. એને વિષ્ણુ વાસુદેવ શબ્દની માફક વ્યાપ્ય પદાર્થની અધ્યાહારથી અપેક્ષા પડતી નથી. આ રમ્ય રીતિએ વિષ્ણુ વાસુદેવ શબ્દ કરતાં પણ **નારાયણ** નામમાં અર્થની પુષ્કળતા છે. વળી વિષ્ણુ ગાયત્રી મંત્રમાં **નારાયણ** નામ પ્રથમ નંબરે મુક્યું છે 'नारायणं वासुदेवं विष्णुं' ( સ. પ્ર. ૪ અ. ૨૩ ) એમ આચમન વિધિમાં ત્રણ નામોનું સ્મરણ કરવાનું કહેતાં **નારાયણ** નામ પ્રથમ છે. આ કારણથી નારાયણ નામની તિરતિશય શ્રેષ્ઠતા સાબીત થાય છે. આવા અનન્યગામી નારાયણ નામને અન્યમાં લઈ જવાય જ નહિ એ પરમ તાત્પર્ય છે.

આવા ખાસ કારણથીજ શ્રુતિ–સ્મૃતિ વિગેરે સચ્છાસ્ત્રોમાં જગત્કર્તા પરમાત્માનો **નારાયણ** નામથી મુખ્ય **નિર્દેશ** અને સર્વોત્કૃષ્ટ **મહિમા** ઉદ્‌ઘોષીને મુક્તકંઠે અત્યાદરથી ગાયો છે. 'नारायणपरा वेदाः' (ભાગ.) 'दिव्यो देव एको नारायणः' ( સુ. બા. ઉ. ) 'तत्त्वमेको महायोगी हरिर्नारायणः परः' ( ભાર. શાં. મો. ) 'ध्येयो नारायणः सदा' (ગ. પુ.) 'नारायणात्परो देवो न भूतो न भविष्यति' (વારાહે) 'ध्यायेन्नारायणं देवं स्नानादिषु च कर्मसु' ( દક્ષઃ ) 'नमो नारायणायेति मन्त्रः सर्वार्थ-साधकः' 'नारायणसमो देवो न भूतो न भविष्यति' ( ભાર. શાં. ) ઈત્યાદિ. ભાગ. સ્કંધ ૬ માં અજામિલ આખ્યાનમાં નારાયણનું પારમ્ય અને તેમના નામનો મહિમા નિરતિશય નિરૂપ્યો છે. એમ હોવાથી જ સંપ્રદાયનાં શાસ્ત્રોમાં જગત્કર્તા પરમાત્માનો નિર્દેશ નારાયણ નામથી કરવાપૂર્વક તેમનો અનવધિ મહિમા ગાયો છે. 'જયશ્રી નારાયણ સર્વકારણ સદા' એમ પ્રેમાનંદ મુનિ સર્વકારણપણે નારાયણને કહે છે. 'નારાયણ નામ લેને તું પ્રાણી રે' એમ બ્રહ્માનંદમુનિ નારાયણના નામને મુખ્ય માને છે. નારાયણ એટલે 'નારાયણ નામવાળા' એવો અર્થ જાણવો. આવા નારાયણને અન્ય અવર કોટિમાં મુકાય જ નહિ.

પ્રથમ ઉપયોગી ઉત્તમોત્તમ અર્થ કરી લઈએ—આ સંપ્રદાયના

ઉપાસ્ય ઈષ્ટદેવ વિષે સર્વેએ નક્કી કરેલું આ મંગલ **નામ** અર્થાનુસંધાન વિનાનું ડિત્થ કપિત્થ ( શુંમડું કોઠું ) જેવું તો નજ હોય. એનો અર્થ તો શાસ્ત્રાનુસારે કરેલો શુદ્ધ સમીચીન હોવો જોઈએ. જે નામથી નિરંતર ભજન સ્મરણ કરવાનું છે તેનો અર્થ પણ ભક્તોએ સમજવાની ખાસ જરૂર છે, અર્થ જાણ્યા વિના ભજનારા કરતાં અર્થ જાણીને ભજનારાને સ્વાદ વધું આવે અને ફળપણ અધિક થાય છે, એમ હોવાથી અમથા નામના જ્ઞાતા કરતાં અર્થજ્ઞની અધિકતા જણાવી છે એવું વિધાન છે. એટલે અર્થ જાણવાની અત્યાવશ્યકતા છે. અર્થ પણ યથાતથા ઉટાંગ રીતિએ નહિ, પણ શાસ્ત્ર રીતિએ સમ્યક્ સમજવો જોઈએ. 'અમુક શબ્દનો અમુક અર્થ થાય' એતો વ્યાકરણ, કોષ, આપ્તવાક્ય, વિવરણ, વૃદ્ધવ્યવહાર, વિગેરે વડે વિનિશ્ચિત કરાય છે. આ નામનો અર્થ કરવામાં આ બધીજ બાબતોનો ઉપયોગ વિજ્ઞાનવૃદ્ધોએ યથાપ્રકરણ કર્યો છે.

આ અતિપ્રસિદ્ધ પૂજ્ય નામમાં **સ્વામી** અને **નારાયણ** એ બે નામનો અપૂર્વ સંનિવેશ છે. આ નામો પ્રાચીન વેદાદિ શાસ્ત્રોમાં બહુધા અલગ અલગ આવે છે અને ક્વચિત સ્વામિન્નારાયણ, નારાયણસ્વામી એમ સંયુક્ત પણ આવે છે. સાથે જોડવાથી 'સ્વામિનારાયણ કે નારાયણ-સ્વામી' એવું એક નામ એકજ વ્યક્તિનું વાચક સુખેથી થઈ શકે છે. જેમ **હરિ** અને **કૃષ્ણ** એ બન્ને નામો સાથે જોડવાથી 'હરિકૃષ્ણ કે કૃષ્ણહરિ એવું બીજું નામ પણ થાય છે. જેમ **હરિ** અને **નારાયણ** એ બે નામને સાથે મુકવાથી **હરિનારાયણ** નામપણ કહેવાય છે. તેમજ કૃષ્ણનારાયણ વાસુદેવનારાયણ આદિક નામો પણ આવે છે તેમ. એ ઉપરથી એ નામ શબ્દકોષથી કે વૃદ્ધવ્યવહારથી બહારનું કે અન્ય બ્રહ્માંડ-માંથી કે અન્ય ભાષામાંથી નવીન જ શોધી કાઢ્યું છે એમ નહિ. પરંતુ પ્રાચીન શાસ્ત્રોમાં પણ એ નામ ઉપલબ્ધ થાય છે. 'अमन्त्रमक्षरं नास्ति' એમાં કહ્યા મુજબ ભગવાનનાં સઘળાં નામો મંત્રાક્ષરજ છે. તેમાં યોજક દુર્લભ છે. એક નામની સાથે બીજાનામને જોડીને નામાંતર કરે એ ઉપરથી

એ કાંઈ નવીન ન ગણાય, એવું તો બહુધા બન્યું છે.

આ સંપ્રદાયમાં જેમનો વિશિષ્ટાદ્વૈત મત સ્વમત તરીકે સ્વીકાર્યો છે, જેમણે કરેલાં સૂત્રભાષ્ય-ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યાં છે, જેમને ગુરુપરંપરામાં પ્રાચાર્યપણે પ્રવર્યા છે, એવા રામાનુજાચાર્યે રચેલા શરણાગતિ ગદ્યના ભાષ્યમાં 'श्रीमन्नारायण स्वामिन् इत्यादौ मन्त्रान्तरे च तत् दृष्टव्यम्' એવું વાકય લખીને, નારાયણ અને સ્વામિ શબ્દના સહ સંબંન્ધવાળો મંત્ર હોવાનું પણ વિદિત કર્યું છે. આ મંત્ર "श्रीमन्नारायणः स्वामी दासस्त्वमसि तस्य वै' (ભારજદ્વાજ સંહિતાના પરિશિષ્ટ ભાગનો અ. ૨ શ્લો. ૪૦) આજ હોવો જોઈએ. એનો અન્વર્થ અર્થ પણ તેમના ગુરુશ્રી યામુનાચાર્યે કરેલો મળી આવે છે. સ્તોત્રરત્નના ૧૦ મા શ્લોકમાં આવેલા 'स्वामिन्' એ શબ્દનો અર્થ તેના ભાષ્યમાં 'पतिं विश्वस्य' 'करणाधिपाधिपः' 'प्रधानक्षेत्रज्ञपतिः' 'पतिं पतीनां' ઈત્યાદિ શ્રુતિઓ લખીને 'સમસ્ત જગતના પરમ પતિ' એવો અન્વર્થ અર્થ સંપ્રદાયસિદ્ધ કર્યો છે. પતિ, ઈશ્વર અધિપતિ નિયામક નાથ સ્વામી વિગેરે શબ્દો એવા જ અર્થમાં વપરાતા છે. સોત્રરત્નના 'नारायण, त्वयि न मृष्यति वैदिकः कः' આ ૧૧ શ્લોકના ભાષ્યમાં તથા 'परंब्रह्म पुरुषोतमो नारायणः' આ ગીતાભાષ્યના ઉપોદ્‌ઘાતીય વાકયની ટીકામાં 'નારાયણ' શબ્દનો અર્થ પ્રમાણપુરઃસર કર્યો છે. વળી વિ. ના. સહસ્રમાં આવેલા 'નારાયણ' મુખ્ય નામનો પરમાર્થ તેના પરાશરભટ્ટાર્યકૃત ભાષ્યમાં-'नारायणाय विद्महे' 'नारायणः परंब्रह्म' 'एको ह वै नारायण आसीत्' 'अथ दिव्यो देव एको नारायणः' ઇત્યાદિ શ્રુતિઓને પ્રમાણપણે પરિગ્રહીને 'જેનો ક્ષય નથી તે નર કહેવાય' એટલે સ્વરૂપ-સ્વભાવથી જે નિત્ય વસ્તુઓ ચેતન અચેતન તે **નર** કહેવાય, તેના જે સમૂહો તે **નાર** કહેવાય. તે **અયન** આશ્રય જેમને છે, એટલે નારનો વ્યાપકપણે આશ્રય કરી રહેલા અથવા તે નારના **અયન**-આશ્રય, એટલે તેના અંતરાત્માપણે આધારભૂત તે

નારાયણ કહેવાય. અર્થાત્ ચેતનાચેતનાત્મક સર્વ વિશ્વમાં અંદર બહાર આત્માપણે વ્યાપી રહેલા' એવો અવયવાર્થ કર્યો છે. આ સદર્થના સમર્થન માટે 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' આ શ્રુત્યુક્ત નિરુક્તિ પ્રમાણપણે પકડી છે. એમ કરીને વેદ વેદાંત વિગેરે સચ્છાસ્ત્રોમાં પરાત્પર સર્વોપરી વસ્તુનું ભવ બ્રહ્મા આદિક અન્ય અખિલ અવર મૂર્તિઓ થકી નિવૃત્તિ કરનારૂં અસાધારણ (ખરી રીતે બીજામાં લઈ જઈ શકાય નહિ) નામ **નારાયણ** છે. એમ છેવટે નક્કી કર્યું' છે. આથી તે બન્ને શબ્દોના મુખ્ય અર્થો શાસ્ત્રાનુસારે ચોક્કસ કર્યા છે. બન્ને શબ્દોને આગળ કે પાછળ સાથે લઇએ તો પણ અર્થ તો એનો એ જ મળતો લેવાય. પણ અલગ અલગ વ્યક્તિપર નહિ. એટલે જેમ શબ્દ તદ્દન નવીન નહિ તેમ અર્થ પણ તદ્દન નવીન નહિ. આ જોતાં આ 'સ્વામિનારાયણ' સાર્થ નામ રામાનુજ સંપ્રદાયાભિમત સિદ્ધ થાય છે.

હવે આ ઉ. સંપ્રદાયની દૃષ્ટિએ દેખીએ—મુખ્ય માન્ય ગ્રંથ સત્સંગિજીવનની આખી **ટીકા** બીજાકોઈ અલ્પશ્રુતે નહિ પણ જે શ્રીહરિના સહચર હોઈને શ્રીજીએ પોતાના કાગળ પત્રો લખવા, શાસ્ત્રોનું લેખન શોધન કરવું, વિગેરે સમુચિત સેવામાં સદા નિયોજેલા હતા અને જેમની શ્રીમુખે પારાવાર પ્રશંસા પણ કરી છે એવા બહુશ્રુત છે. વિદ્વદ્વર્ય **શુકાનંદમુનિએ** કરેલી પ્રમુખ્ય પ્રમાણભૂત છે. વળી પોતે કરેલી ટીકાની પ્રમાણતા માટે "આમ! મે કોઈ મનઃકલ્પિત અર્થ કર્યો નથી, પણ ગ્રંથકર્તા શતાનંદમુનિના મુખથકી સમક્ષ જે સદર્થ સાંભળ્યો હતો તે યથાર્થ રહે અને વિપરીત ન થઈ જાય એને માટે આ શ્રમ લીધો છે પણ પાંડિત્યપ્રાપ્તિ માટે નહિ" એમ આરંભમાં જ આવેદન કરે છે. આવી પ્રથમ પ્રમાણભૂત હેતુ નામની સાર્થક ટીકામાં-સ-પ્ર ૨ અ. ૨૪ શ્લો. ૪૬ માં 'स्वामिनारायणाख्यश्च स्वाम्याख्यश्च विराजते' આ મૂળ પદોનો અર્થ નીચે પ્રમાણે મળતોજ કર્યો છે. મનધાર્યો નહિ પણ અપેક્ષિત

સંગત અર્થને અનુસારે જ સમાસ કરાય છે. **સ્વામિ** શબ્દાર્થ અને **નારાયણ** શબ્દાર્થ ભિન્ન ભિન્ન વ્યક્તિમાં નહિ પણ એકજ ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીહરિવિષેજ ઘટાવવાનો હોવાથી 'स्वामी चासौ नारायणः स्वामि-नारायणः' એવો કર્મધારય સમાસ કરવામાં આવ્યો છે. (स चासौ कर्मधारयः' એવો વ્યાકરણનો સંકેત છે. જ્યાં એકજ વ્યક્તિમાં બન્ને શબ્દો ઘટાવવાના હોય ત્યાં કર્મધારય સમાસ કરવામાં આવે. જેમકે 'नीलोत्पलं' નીલ એવું ઉત્પલ (કમળ) તે નીલોત્પલ કહેવાય) આ સમાસને અનુસારે स्वामी–सकलैश्वर्यसम्पन्नः, नारायणः–नराणां समूहो नारं, तदयनं–निवास-स्थानं यस्य स नारायणः, अन्तर्यामीत्यर्थ ' એવો કર્યો છે. આ જોતાં 'સકળ ઐશ્વર્યે સંપન્ન તે સ્વામી ' અને સર્વની અંદર બહાર વ્યાપીને રહેલા અંતર્યામી તે નારાયણ ' એવો અવયવાર્થ સંપૂર્ણ થયો. નારાયણ નામનો જે આ અવયવાર્થ 'અંતર્યામી' કર્યો તે 'योऽन्तर्यामितया स्थितः ' શિ. વાકયને અનુસરતો છે. એમ કરીને પ્રાચીન શાસ્ત્રો તથા પ્રાચાર્યે જે અર્થ કર્યો છે તેની સાથે મેળવીને એકાર્થતા આપાદન કરી છે. 'स्वामिशब्दः पतिपर्यायः, नरस्य नराकृतेर्धर्मस्य अपत्यं पुमान् नारायण, स चासौ स च ' એવો અન્ય અર્થ 'પતિરૂપ' 'स वै पतिः स्यात्' આ વચનને અનુસારે કર્યો છે, પણ સમાસ તો એનોએજ કર્મધારય પકડી રાખ્યો છે. આ ઉપરથી સુનિશ્ચિત થાય છે કે–**સ્વામિ** શબ્દથી બીજી વ્યક્તિ અને **નારાયણ** શબ્દથી બીજી વ્યક્તિ નહિ. પણ એકજ વ્યક્તિ ધર્મપુત્ર સહજાનંદ સ્વામી નારાયણમુનિ છે. એમ બન્ને શબ્દોને મુખ્ય રાખીને એક શ્રીહરિ વિષેજ રમ્ય રીતિએ ઘટાવ્યો છે. '**સ્વામી** શબ્દથી અમુક કે **નારાયણ** શબ્દથી અમુક' એવો ભેદ પાડવા ગયા નથી. આવો અર્થતો અનેક સ્થળે ઘટાવ્યો છે. આતો સ. જી. ની વાત થઈ.

આજ હેતુ ટીકામાં શુકાનંદ મુનિએ એવું અનુસંધાન આપ્યું છે કે–" **સ્વામિ** શબ્દનો વિશેષ અર્થ, શ્રી રઘુવીરાચાર્યકૃત સર્વમંગળ-જનમંગળ સ્તોત્રની ટીકા થકી જાણવો " આ આચાર્યવર્યકૃત ભાવાર્થ

પ્રકાશિકા અને ભાવ પ્રબોધિની ટીકા છે.

સર્વ મંગળમાં આવેલા ' स्वामी ब्रह्म परंब्रह्म ' આ પ્રથમ નંબરે આવેલા **સ્વામી** નામનો અર્થ આ રીતે કર્યો છે–स्वं–ઐશ્વર્ય જેને છે તે સ્વામી કહેવાય, ' स्वामिन्नैश्वर्ये ' આ સૂત્રથી **સ્વામી** શબ્દની સિદ્ધિ થાય છે. અર્થાત્ સમગ્ર જીવ–ઇશ્વરોનું નિયંતાપણું, સર્વ કર્મફળપ્રદાતાપણું વિગેરે ઐશ્વર્યવાળા જે હોય તે **સ્વામી** કહેવાય. આથી એમનું જ ઉપાસ્યપણું કહ્યું. ભલે કોઈ મહારાજાદિ મોટા નામથી કહેવાતો હોય, પણ તે જો ઐશ્વર્યે રહિત હોય તો કોઇએ ઉપાસન–સેવન કરાતો નથી. માટે **સ્વામિ** શબ્દ તો એક શ્રીહરિ વિષે જ ખરી રીતે પ્રવર્તે છે. એમ ' एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा ' આ પુરાણ વાક્ય કહે છે. આજ મુખ્ય અર્થ સર્વ નામોના બીજરૂપ હોવાથી સહસ્ર નામો મધ્યે **સ્વામિ** નામનો પહેલે નંબરે જ નિવેશ કર્યો છે." આ રીતે **સ્વામિ** શબ્દનો અર્થ વિસ્તારથી કર્યો છે. બન્ને સ્તોત્રમાં આવેલા સ્વામી, નારાયણ અને સ્વામિનારાયણ, આ ત્રણેય મહામંગળ નામના અર્થો પણ હેતુ ટીકાને અનુરોધે મળતા જ કર્યા છે.

હવે સંયુક્ત ' સ્વામિનારાયણ ' નામનો ખરો અર્થ એ નિશ્ચિત થયો કે–' एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा ' ' आत्मदास्यं हरेः स्वाम्यं ' ' स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम् ' ' स्वामिस्त्वं परमेश्वरश्च ' ' त्वमेवैकः स्वामी सकलजगतामित्यपि हरे ' ' जयत्येकः स्वामी ' ઇત્યાદિ બહુ વચનોને અનુસારે સર્વ નિયંતા હોવાથી **સ્વામી** અને ' अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ' ' अन्तर्याम्यमृतः ' ' अन्तर्यामी च सर्वेषां ' ઇત્યાદિ અનેક વચનાનુસારે ' સર્વની અંદર બહાર અહમર્થ આત્માપણે વ્યાપી રહેલા હોવાથી **નારાયણ** અને તે બન્ને મળીને ' अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा ' ' योऽन्तर्यामितया स्थितः । ज्ञेयः स्वतन्त्र ईशोऽसौ ' ઈત્યાદિ વચનાનુસારે ' યત્કિંચિત્ સર્વની અંદર બહાર અહમર્થ આત્માપણે પ્રવિષ્ટ

રહીને સર્વકોઈને નિયમન કરનારા હોવાથી '**સ્વામિનારાયણ**' એવી સાર્થક સંજ્ઞાથી સંબોધાય. અથાત્ **સ્વામિ** શબ્દથી સર્વનિયંતાપણું અને **નારાયણ** શબ્દથી સર્વાન્તર્વ્યાપકપણું, એ બન્ને મળીને ' સ્વામિનારાયણ ' એવું એક નામ બહુ અર્થવત્ થયું. " ચિદ્‌ચિદાત્મક સમસ્ત જગતમાં અહમર્થ અંતરાત્માપણે વ્યાપીને સર્વને સ્વેચ્છાનુસારે નિયમન કરનારા " એવો આખા નામનો ભાવાર્થ નીકળ્યો. તાત્પર્ય એ છે કે–લોકમાં રાજાનું રાષ્ટ્ર પ્રત્યે નિયંતાપણું છે પણ કોઈની અંદર આત્માપણે પ્રવેશ કરવા પૂર્વકનું નથી, આકાશ આદિકનું સર્વમાં વ્યાપકપણું છે પણ તે અચિત્ હોવાથી નિયમન પૂર્વકનું નથી, પરમ આત્મા પરમેશ્વરમાં તો તે બન્ને થકી વિલક્ષણ પ્રકારનું નિયંતાપણું અને અહમર્થથી વ્યાપકણું હોવાથી ખરી રીતે એક પરમાત્મા પરમેશ્વરનેજ **સ્વામિનારાયણ** નામથી નિરૂપી શકાય. આવા યોગાર્થવાળું, મહામહિમાને સૂચવનારૂ સ્વા. ના. નામ ધર્મનંદન શ્રીહરિને વિષે લેતાં તેમનું વાચક એ નામ યોગરૂઢ થયું. સ. જી. ની ટીકાની પેઠેજ બન્ને સ્તોત્રોની ટીકામાં એ અહર્નિશ જપનીય નામનો '**स्वामी चासौ नारायणः**' એવો સદર્થાનુસારી સમાસ કર્યો છે. અન્ય અર્થો તો કર્યા છે પણ સમાસ તો એનો એ જ પકડી રાખ્યો છે. એમ કરીને બન્ને મંગળ શબ્દોને એક શ્રીહરિ વિષે જ ઘટાવ્યા છે. સ. જી. પ્ર. ૨ અ. ૨૮ માં 'श्रीस्वामिनारायणः' આ નામનો અર્થ તેની બીજી ટીકામાં ( વિહારિલાલાચાર્ય કૃત ) 'सर्वेषां निरुपाधिकः स्वामी नारायणः' એવો કર્યો છે. **અભિપ્રાય** એ છે કે-સર્વ કોઇના નિરુપાધિક ( જેનો કોઈ ઉપરી સ્વામી નથી ) સ્વામી એવા નારાયણ તે સ્વામિનારાયણ કહેવાય. આમાં પણ ઉપરોક્ત પ્રકારેજ કર્મધારય સમાસ સૂચવાય છે. ( નારાયણોના સ્વામી તે સ્વામિનારાયણ એમ કોઈએ વ્યાખ્યાન કર્યું નથી ) '**स्वामी नारायणो** दृष्टवा' ( સ. પ્ર. ૩ અ. ૧૬ ) 'इत्थं **नारायणः स्वामी**' ( પ્ર. ૪ અ. ૫૪ ) 'स हि नारायणः स्वामी'

( પ્ર. ૪ અ. ૪૬ ) ' जय स्वामिन्नारायण ' ( પ્ર. ૩ અ. ૧૭ ) ' स्वामी नारायणः सोऽयं नित्यं हृदि मयेक्ष्यते ' ( સુ. સિં. ત. ૧૨૨ ) ' हरे नारायण स्वामिन् ' ( પ્ર. ૧ અ. ૩૬ ) ' श्रीमन्नारायण स्वामिन् ' આ રીતે **સ્વામિ** શબ્દને વિભકત્યંત પૃથક્પણ નારાયણ શબ્દ સાથે રાખ્યો છે. અર્થ તો એનો એ જ છે. ઉપર પ્રમાણે સાંપ્રદાયિક શાસ્ત્રોએ એક ધર્મતનય શ્રી હરિ વિષેજ યોગરૂઢ **સ્વામિનારાયણ** શબ્દનો શાસ્ત્રાનુસારી સંગત સમીચીન અર્થ કર્યો છે. ઉલટાવવાની અડબંગાઈ અદ્યાપિ કોઈએ કરી નથી.

'સર્વ નારાયણોના જે નારાયણ છે, જે સર્વેના સ્વામી છે' આ બન્ને વાકયોનો ખરો અર્થ દેખીતો ચોખ્ખો એ થાય છે કે 'સર્વ નારાયણોના સ્વામી ( નિયંતા ) અને સર્વ જગતના સ્વામી (નિયંતા) એક સ્વામિનારાયણ છે. એટલે સર્વ નારાયણોથકી સ્વા. ના. તદ્દન જુદા છે એ બંડાર્થ ખંડાર્થ ફલિત થાય છે. ઉપયોગી થાય એવો સંગત અર્થ આ વાકયોમાંથી કોઈ રીતે નીકળી શકતો નથી. 'સર્વ નારાયણોનાં' આ બહુ વચનાંતથી નારાયણોનું બાહુલ્ય કહેવાનો અભિપ્રાય નીકળે છે. વધુમાં ' સર્વ ' શબ્દ વાપરેલો હોવાથી આ અર્થને પ્રપુષ્ટિ મળે છે. 'प्रजानां पतिः' એમ કહેવાથી જેમ પ્રજા-રાજા વચ્ચે ભેદ સિદ્ધ થાય છે એમ નારાયણો અને સ્વામી વચ્ચે ભેદ આપોઆપ સિદ્ધ થાય છે. આ અર્થમાં લેશ સંશય રહેતો નથી. અહીં નારાયણોનું નામ સ્પષ્ટ લીધું નથી પણ અવળી રીતે સ્વા. ના. નો સર્વોપરી સમુત્કર્ષ સાધવાની અપબુદ્ધિ હોવાથી લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ નરનારાયણ કૃષ્ણ-નારાયણ વૈરાટનારાયણ વિગેરેને કહેવાનો દુરભિપ્રાય નિતરી આવે છે. એમ થતાં એ સર્વ નારાયણોના નારાયણ-વ્યાપક ધારક નિયામક શેષી સ્વામિનારાયણ છે એવો મનસેપ્સિત બંડ ગૂઢાર્થ આવે. એમ ઉટાંગ ગોઠવતાં નિખિલ નારાયણો અને શ્રીહરિ વચ્ચે વ્યાપ્ય-વ્યાપક-નિયામ્યનિયામક-ધાર્યધારક-શેષશેષી વિગેરે અત્યંત ભેદક ભાવો

અનિવાર્ય આવે. (બીજા બહુ બાજીઓએ એવો બંડાર્થ દુષ્ટ દષ્ટાંતો દેવા પૂર્વક કરેલો જાણીતો છે)

આ અનર્થમૂર્તિ અનર્થક અર્થ કોઈ રીતે સમુચિત સંઘટિત શાસ્ત્રાનુસારી સંપ્રદાયસિધ્ધ નથી. કારણ કે નારાયણ નામનો જે સત્યાર્થ સવિસ્તર ઉપર કર્યો તે તો બીજા નારાયણોમાં જતો રહે છે પણ ધર્મનંદન શ્રીહરિને વિષે આવતો નથી. વળી કેવળ નારાયણ નામથી શ્રીહરિને પણ નિરૂપ્યા હોવાથી એ પણ મોટો બાધ અપરિહાર્ય આવે છે. જુઓ–'साक्षात् नारायणः स्वयम्' (પ્ર. ૩ અ. ૫૫) 'यन्नारायणोऽभूः स्वयम्' (પ્ર. ૩ અ. ૪૨) 'नारायणं गुरुवरं' (પ્ર. ૨ અ.૧૦) 'श्रीनारायणेन स्वयमेव गीतम्' (પ્ર. ૫ અ. ૭) 'नारायणं नरकतारण–नामधेयम्' 'नारायणं परमयैव मुदा स्मरन्तम्' (પ્ર. ૫ અ. ૬૬) 'नारायणचरित्रे' (અ. ઈ. માં) 'कृष्णो नारायणो हरिः' (જનમંગળ) ઈત્યાદિ બહુ સ્થળે કેવળ નારાયણ નામથી જ નિરૂપ્યા છે. નિરૂપક બીજા કોઈ અવર નહિ પણ શતાનંદ મહર્ષિ છે. કદાચ શ્રીહરિનો સર્વોપરી અવતારીપણાનો મહામહિમા સમજાવવા માટે એમ ઉટાંગ કરતા હોય તો તેમ પણ સિદ્ધ થતું નથી. મૂળ પરાત્પર પરંબ્રહ્મ પરમાત્માનુંજ મુખ્ય વાચક અસાધારણ નામ 'નારાયણ' હોવાથી એ નામથી શ્રીહરિને નિરૂપવાથી તેમનો સર્વાધિક મહિમા આવે જ છે. માટેજ શ્રીહરિને સર્વાવતાર તરીકે નિરૂપવાને ખાસ પ્રસંગ પણ 'मत्स्य कूर्म वराहं...धृतपुरुवपुषं नौमि नारायण त्वाम्' (પ્ર. ૩ અ. ૧૭) એમ અવતારીને કેવળ નારાયણ નામથી નિરૂપ્યા છે. નિરૂપક કોઈ અવર નહિ પણ મુખ્ય વર્ણી મુકુંદાનંદજી છે. 'નારાયણોના સ્વામી' એમ વ્યધિકરણ (નારાયણ શબ્દથી બીજી વ્યક્તિ અને સ્વામિ શબ્દથી બીજી વ્યક્તિ) કરવાથી શ્રીહરિની સ્વેપ્સિત સમધિકતા સાંપડતી નથી, પરંતુ સમાનાધિકરણ (એક શ્રીહરિનાજ સમાશ્રયવાળા) રાખવાથીજ મનમાની અધિકતા શાસ્ત્રોક્ત સમીચીન આવે છે.

વળી 'નારાયણોના નારાયણ' એમ ઉટાંગ બંડાર્થ ઉઘડ કરવા જતાં તો 'यन्नारायणोऽमूः स्वयं' (પ્ર. ૩ અ. ૪૨) 'नाराणावतारं तं' (પ્ર. ૧ અ. ૩) 'नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्हि नः' (પ્ર. ૪ અ. ૩૫) એનો અર્થ બહુ વિપરીત થશે. કેમકે આમાંતો જેમને સેવક ચાકર ઠરાવવા મિથ્યા મથાય છે તે નારાયણનેજ અવતારી તરીકે નિરૂપવા પૂર્વક તેમના અવતાર તરીકે શ્રીહરિને નિરૂપ્યા છે. આના નિરૂપક કોઈ અવર નહિ પણ **મુક્તાનંદ** મુનિમુખ્ય છે. નારાયણ શબ્દથી મૂળ પરમાત્માને લ્યો અને તેમના અવતાર તરીકે શ્રીહરિને લ્યો તો પણ સર્વ અવતારોને તો સેવક નોકર ઠરાવવા મથતા હોવાથી શ્રીહરિ પણ હરકોઈ નારાયણના સેવક ચાકરજ આપોઆપ ઠરશે એ અનર્થ અત્યધિક અનિપ્સિત આવશે. માટે આ બાબત પૂર્વાપરના અનુસંધાને બહુ વિચારવા જેવી છે. જેમ તેમ જલ્પમજલ્પના કરવા જેવી નથી, અવતાર–અવતારીનું અહમર્થ આત્મસ્વરૂપથી ઐક્ય માનવામાં તો એવો અનર્થ ન આવે.

ઉપર્યુક્ત ઉત્તમાર્થના અનુસંધાનવાળા સ્વામી, નારાયણ, બન્ને શબ્દો મૂળ પરંબ્રહ્મ અવતારીમાં તથા તેમના સ્વયં અવતારભૂત શ્રીકૃષ્ણાદિકને વિષે પણ સંપ્રદાયનાં શુદ્ધ શાસ્ત્રોએ બહુધા વાપર્યા છે. અને એના અર્થો પણ અન્વર્થ એના એજ શાસ્ત્રાનુસારી રાખ્યા છે. બીલકુલ બદલ્યા નથી. જુઓ–'श्रीकृष्णो यः परंब्रह्म...नारायणश्च भगवान्' (પ્ર. ૧ અ. ૩૪) 'नारायणो वासुदेवः' (પ્ર. ૧ અ. ૫૧) 'नारायणं वासुदेवं' (પ્ર. ૩ અ. ૨૮) 'ज्ञेयो नारायणः' 'द्विभुजः स सदा स्वामी' (પ્ર. ૩ અ. ૨૯) 'स हि नारायणः स्वामी (પ્ર. ૪ અ. ૪૬) 'साक्षात् नारायणः प्रभुः' (પ્ર. ૪ અ. ૭૨) 'इत्थं नारायणादेव साक्षात् श्री पुरुषोत्तमात्' (પ્ર. ૫ અ. ૫૩) 'અને પુરુષોત્તમ **નારાયણ** તે સર્વેના **સ્વામી** છે, (વચ. ૨૧) 'તેમ એ **નારાયણ** પોતાને ઐશ્વર્યે કરીને **સર્વોપરી** વર્તે છે...નારાયણ જેવા તો **એક નારાયણજ** છે. (લો. ૧૩) તથા

ભગવાનના જે ઘણાક અવતાર થાય છે. તેને એમ જાણીએ છીએ જે **એ સર્વે અવતાર તે નારાયણના જ** છે...તેની ઉપર દિવ્યમૂર્તિ એવા જે પુરુષોત્તમ...તે નારાયણનાં દર્શન કરે છે ( લો. ૧૪ ) 'તમે તો **નારાયણ** છો માટે અમને તમારૂ ધામ દેખાડો, ત્યારે **અક્ષરધામ** દેખાડયું (લો. ૧૮) અને ભગવાન સર્વના **સ્વામી** છે' (મધ્ય. ૧૮) 'नारायणपरा वेदाः' ( વર. ૨ ) ' માટે સર્વ ક્રિયાના પ્રવર્તાવનારા ને **સર્વના સ્વામી** એકજ ભગવાન્ છે' ( અંત્ય-૩૯ ) 'श्रीमन्नारायण-स्मृत्या' ( શિક્ષાપત્રી ) ' श्रीकृष्णो भगवांस्तत्र सदा स्वामी विराजते... नारायणो वासुदेवः ' ( વચ. ઉપો. ) 'નારાયણ હરે શ્રીમન્નારાયણ હરે' ( ધૂન્ય ) ઈત્યાદિ.

**નારાયણ** નામ તો અનાદિ મૂળ જગત્કર્તા પરંબ્રહ્મ પરમાત્માનું પ્રમુખ્ય વાચક અસાધારણ અનન્યગામી સર્વશાસ્ત્રસિદ્ધ છે. તેમના રામ કૃષ્ણાદિ અવતારો પણ અનન્યતત્ત્વ હોવાથી તેમનામાં પણ **નારાયણ** નામનો પ્રયોગ તેતે સર્વ શાસ્ત્રોએ અને સર્વાચાર્યોએ વિના સંકોચે ઉદ્ઘોષીને કર્યો છે. અર્થ તો એનો એજ અન્વર્થ રાખ્યો છે. કોઈએ અર્થ ફેરવવાની બંડીયા ઉદ્ધતાઈ કરી નથી. શ્રીકૃષ્ણના સાક્ષાત્ અવતારભૂત શ્રીહરિને પણ **નારાયણ** નામથી બહુધા નિરૂપ્યા છે. એ બાબત ઉપર સમર્થી છે.

હવે જો ' લક્ષ્મીનારાયણ નરનારાયણ કૃષ્ણનારાયણ વાસુદેવ-નારાયણ આદિક સર્વ અવતારોના સ્વામી તે સ્વામિનારાયણ ' એવો અર્થ સમજાવવાનો દુરભિપ્રાય હોય તો તે તદ્દન ઉટાંગ ઉધડ ઉદ્ધત સાબીત થાય છે. કેમકે–શ્રીહરિનેજ નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવ-નારાયણ કૃષ્ણનારાયણ અને વૈરાટનારાયણ આદિક મંગળ નામથી પણ તત્ત્વતઃ સંનિરૂપ્યા છે. **જુઓ**— 'नरनारायणः प्रभुः' ( જનમંગળ ) 'नारायणो नरसखो बदरीशः' (સર્વમંગળ) 'नारायणाय ऋषये' ( स. प्र. ૧ અ. ૩૨) ' मूर्तौ बृषात्त्वमभवः खलु मानवानां नारायणर्षिः ( प्र. ૩

અ. ૪૩ ) 'नरनारायणरूपः' ( પ્ર. ૩ અ. ૪૪ ) 'नारायणऋषिरिति नो निश्चयोऽस्त्येव चित्ते' 'जानीत बदरीपतिम्' (પ્ર, ૪ અ. ૪૦) 'નારાયણ નરભ્રાતા દ્વિજકુળ તનુધારી' (આરતી) 'लक्ष्मीनारायणात्मकः' ( સર્વ મંગળ ) 'लक्ष्मीनारायणं भजेत्' ( પ્ર. ૫ અ. ૫૧ ) 'ददर्श ब्रह्मतेजःस्थं लक्ष्मीनारायणं हृदि' ( પ્ર. ૧ અ. ૧૪ ) 'यस्तु श्रीद्वारकाधीशो लक्ष्मीनारायणः सहि। भेदोऽत्र नैव विज्ञेयः सत्यं हि वचनं मम' ( પ્ર. ૪ અ. ૨૭) 'एवं स्वयं स भगवान्...नातो ज्ञेया तयोर्भिदा' ( પ્ર. ૪ અ. ૩૨ ) 'श्रीमन्नारायणस्मृत्या' (શિક્ષાપત્રી) 'कृष्णो नारायणो हरिः' (જનમંગળ) 'नारायणोऽक्षरे धाम्नि वासुदेवो व्यराजत' (પ્ર. ૫ અ. ૫૩) 'श्रीवासुदेव! नारायण' ( પ્ર. ૫ અ. ૬૬) 'श्रीकृष्णः श्रीवासुदेवः' (સર્વમંગળ) 'नारायणो वासुदेवः' (પ્ર. ૩ અ. ૨૮) ઈત્યાદિ. 'जग्रहे पौरुषं रूपं' 'एतन्नानावताराणां निधानं बीजमव्ययम्' ( ભાગ સ્કં. ૧ અ. ૩ ) આમાં કહ્યા પ્રમાણે શ્રીહરિને પણ 'स्वामिस्त्वं...धृत्वाऽऽदौ पुरुषाकृतिं' ( સ. પ્ર. ૩ અ. ૪૩ ) એમ વૈરાટનારાયણપણે પણ પ્રતિપાદ્યા છે. આ અર્થ 'નાભિ ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી' આ પદથી પણ સૂચવ્યો છે. મહામંદિરોમાં પધરાવેલી નરનારાયણ લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ કૃષ્ણનારાયણ વિગેરે મૂર્તિઓને પણ અક્ષરધામાધિપણે કહેવાપૂર્વક તેમની સાથે શ્રીહરિનો આત્મતત્ત્વથી અભેદ બહુધા વર્ણવ્યો છે. 'નરનારાયણ એજ સ્વામિનારાયણ છે' એવો તો આખો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત છે. નરનારાયણ લક્ષ્મીનારાયણ નામથીજ સંપ્રદાયનો સઘળો વહીવટ વ્યવસ્થિત વિભાગીય છે. 'નરનારાયણ તો અમારા હૃદયમાં પ્રગટ વિરાજે છે' ( વચ. ) એમ શ્રીમુખે કહ્યું છે. કૃષ્ણનારાયણને તો ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદવાપૂર્વક તેમના અનન્ય અવતાર તરીકે શ્રીહરિને નિરૂપવાનો ચોખ્ખો અભિપ્રાય પદે પદે છે. આ સઘળો શાસ્ત્રીય વિચાર વિવેક કરીએ તો શ્રીહરિનો પણ આ નારાયણોમાં અંતર્ભાવ આપોઆપ આવી જાય છે. 'नारायणावतारोऽत्र

हरिरस्ति गुर्रुहि नः' 'अहं तु साक्षात् श्रीविष्णोरवतारं कलावपि' એમ મુનિ-મુખ્ય મુક્તાનંદજીએ શ્રીહરિને નારાયણ-વિષ્ણુના અવતાર તરીકે નિરૂપેલા હોવાથી નારાયણમાં કે તેમના અવતારોમાં અંતર્ભાવ આપો-આપ આવી જાય છે. વેદાંત શાસ્ત્ર તો સર્વ શબ્દોથી સર્વશરીરી એક પરમાત્માનેજ વાચ્ય છે એમ કહે છે. શ્રીહરિને સહસ્ર નામથી પણ નિરૂપ્યા છે. આ દીર્ઘ દૃષ્ટિએ દેખીએ તો 'નારાયણોના સ્વામી તે સ્વા. ના.' એવો અર્થ કોઈપણ અંશે સમન્વિત ઘટિત નથી. જેમના સ્વામિ તરીકે કહેવા મિથ્યા મથાય છે તે તમામ નારાયણોને પણ સર્વ સ્વામી તરીકે શ્રીમુખેજ નિરૂપ્યા છે. ભલે નરનારાયણાદિકને શ્રીહરિના અવતાર માનો તો પણ આત્મતત્ત્વથી અભિન્ન હોવાથી એવો બંડાર્થ કોઈ રીતે સંગત સમન્વિત નથી. ચાલુ આચાર્યશ્રી પણ 'અવતારોમાં પરમાત્મ તત્ત્વ તો એક જ હોય છે' એમ માને છે. કિં બહુના-બીજી બધી બાબતોને અને બધાં પ્રમાણોને પણ ક્ષણભર બાજુ પર મુકીને શિક્ષાપત્રીના હૃદયસ્થાનરૂપ મધ્ય ભાગનું પરમ પ્રમાણ લઈએ તો અલં થશે. 'स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः। रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि। ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः' આ રીતે "જે અંતર્યામી સર્વેશ સર્વકર્મફળપ્રદ પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ઉપાસ્ય ઇષ્ટદેવ સર્વાવિર્ભાવકારણ છે એજ રાધાના યોગથી **રાધાકૃષ્ણ,** એજ રુક્મિણીરૂપ લક્ષ્મીના યોગથી **લક્ષ્મીનારાયણ,** એજ નરના યોગથી **નરનારાયણ** કહેવાય" એમ કહીને અંતે 'अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न सर्वथा' એમ શ્રીકૃષ્ણનાં શ્રીકૃષ્ણનારાયણ નરનારાયણ લક્ષ્મીનારાયણ આદિક સ્વરૂપોમાં અહમર્થ પરમાત્મ તત્ત્વથી તો અભિન્નતાને સમર્થે છે. આ એક જ સ્ફુટાર્થ વાક્ય લઈએ તો 'સર્વ નારાયણોના સ્વામી તે સ્વા. ના.' એવો ઉત્શૃંખલ અર્થ કરીને અનન્યતત્ત્વ અવતાર-અવતારી વચ્ચે કે અવતારોમાં પરસ્પર વાસ્તવિક સ્વામિ-સેવક ભેદની કુકલ્પનાને કિંચિત્ પણ અવ-

કાશ રહેતો નથી. મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાં કહેલી આ તત્ત્વાભેદની વાત સ. પ્ર. ૨ અ. ૩૭ ના ૯૬ થી ૯૮ સુધીના શ્લોકોમાં પણ કહી છે. બીજા બધા પ્રબન્ધોમાં પણ એ બાબત અનુસ્યૂત છે. એમ મુખ્ય ગ્રંથોની આ બાબતમાં એકાર્થતા છે. કોઈપણ 'નારાયણોના નારાયણ' એમ વિકત્થતા નથી.

બીજુ બહુ ખાસ ઉપયોગી કહીએ—જેમ શાસ્ત્રવિરુદ્ધ અર્થ થાય છે તેમ સમાસપણ વ્યાકરણ વિરુદ્ધ કરવો પડે છે. 'नारायणानां स्वामी' એવો ષષ્ઠી તત્પુરુષ સમાસ કરતાં 'नारायणस्वामी' એમજ થાય પણ 'स्वामिनारायण' એમ ન થાય, કારણ કે એવા સમાસમાં स्वामि શબ્દનો પૂર્વ નિપાત થાય એવું ચોખ્ખું વ્યાકરણ સૂત્ર નથી. આપણા વૃદ્ધો વ્યાકરણના નિયમને જાણતા હોવાથી એવો સમાસ ઉટાંગ નહિ કરતાં સંગત કર્મધારય સમાસ કર્યો છે, તે વ્યાકરણના નિયમથી અવિરુદ્ધ છે અને અર્થથી તો અવિરુદ્ધ છેજ. 'महाजनो येन गतः स पन्थाः' એ પ્રમાણે અનુયાયિઓએ અનુવર્તવું જોઈએ, એમાં આપડહાપણનો કે અખતર ડહાપણનો ઉઘાડ ઉપયોગ કરવાનો ન હોય.

વળી આ બાબતમાં બીજી અવશ્ય જાણવા જેવી વાત કરીએ— 'નારાયણ' એ યોગરૂઢ સંજ્ઞા છે તે એક મૂળ પરંબ્રહ્મ પુરુષોત્તમ વિષ્ણુની અસાધારણ છે. તે આ સંજ્ઞા જો અવર ભવ બ્રહ્માદિકમાં લઈ જવાય તો 'नारायन' એમ નકારજ રહે પણ ણકાર થાય નહિ. પુરુષોત્તમ વિષ્ણુ નારાયણમાંજ લઈએ તોજ 'नारायण' એમ ણકાર થાય, એને માટે 'पूर्वपदात्संज्ञायामगः' એવો વ્યાકરણનો નિયમ છે. આ ખાસ કારણથી અનન્યગામી એ સંજ્ઞાનો પ્રયોગ જ્યારે ભવ બ્રહ્માદિ ઈશ્વિરોમાં થઈ શકે નહિ તો પછી અન્ય અવર જીવ મુક્તાદિકમાં ન થાય એમાં કહેવુંજ શું ? આ ખાસ કારણથી પણ એ પૂજ્ય શબ્દનો પ્રયોગ પરંબ્રહ્મ પુરુષોત્તમ વિષ્ણુ નારાયણ અને તેમના અનન્ય તત્ત્વ રામ કૃષ્ણાદિક અવતારો સિવાય બીજા કોઈમાં પણ થઈ શકે નહિ એ

નિર્વિવાદ છે. જ્યારે આવા અનન્યગામી નારાયણ શબ્દનો અવરપર અર્થ લેવાય ત્યારે તેનો વેદાદિ શાસ્ત્રોએ અને મહાસદ્‌ગુરુઓએ કરેલો મુદ્દાનો સર્વાન્તર્યામિપણારૂપ અર્થ અને તદર્થવાળું નારાયણ નામ પણ તેમાં ખરી રીતે સંભવે નહિ એ પણ ખાસ વિચારવા જેવું છે. જો પરબ્રહ્મત્વ કે તેમનું સાક્ષાત્ અવતારત્વ ન લઈએ તો અવરને ખરી રીતે નારાયણ નામથી કહેવાય નહિ એ સપ્રમાણ છે. એમ અપર અવરમાં નારાયણ શબ્દને લેવામાં અનેક અપરિહાર્ય વિરોધો અવરોધો આવે છે. માટે 'નારાયણોના નારાયણ' એમ કદાપિ જલ્પાય નહિ. ઉપર પ્રમાણે સાંપ્રદાયિક શુદ્ધ શાસ્ત્રાર્થ સપ્રમાણ કહ્યો.

**આવો વિરુદ્ધાર્થ કરનારા કોણ છે ? તેને પણ જાહેરમાં જણાવવાની જરૂર જાણીને જરા જણાવીએ—**

છઠ્ઠી કે સાતમી પેઢીએ ગાદીએ બેઠેલા આચાર્યશ્રીએ 'નારાયણોના સ્વામી તે સ્વા. ના.' એવો સંપ્રદાયતત્ત્વવિરુદ્ધ અર્થ કર્યો તેનું મૂળ શોધતાં, અબજી બાપાનું મંડળ મનાય છે. ( એમાં અબજી બાપા, જટાશંકર, હરિચરણદાસ સ્વામી, આ ત્રણ શ્રીજીસ્વરૂપ અનાદિ મુક્તોનો સમાવેશ છે. એ ત્રણેયની એવી વિરુદ્ધ વાતો પણ બેબે ભાગમાં છપાઈ છે ) અબજીબાપાના મિથ્યા નામે વચનામૃતો ઉપર **રહસ્યાર્થદીપિકા** નામની વિરુદ્ધાર્થપૂર્ણ અવતારદ્રોહી શાસ્ત્રશત્રુ ટીકા છપાઈને બહાર પડતાં, બન્ને ગાદીના આચાર્યોએ સંપ્રદાયના અગ્રેસર અનુયાયિઓની અનુમતિ મેળવીને જાહેરમાં બહિષ્કાર સકારણ કર્યો છે. અને ભુજની હજુર કોર્ટે પણ એવો વિરુદ્ધ ચુકાદો આપ્યો છે. મિથ્યા અપવાદ નિવારણ માટે એનો અલ્પ ઉપયોગી અનુવાદ પ્રથમ કરીએ—પ્ર. ૮ વચ. ની ટીકામાં- 'અને સ્વામી એટલે નિયંતાવાચક છે, જે સ્વતંત્ર ઐશ્વર્યવાન્ હોય તેને **સ્વામી** કહેવાય, તે મૂળ અક્ષરાદિ સર્વે અવતારો ( રામ કૃષ્ણ આદિક અખિલ અવતારોને મૂળ અક્ષરાદિ વર્ગમાં ગણવાનો બંડાશય ગૂઢ છે ) તથા મુક્તો તેમના સ્વામી છે માટે

**સ્વામિનારાયણ** એવું શ્રીજીનું મુખ્ય નામ છે" મધ્ય ૧૩ ની ટીકામાં–૮ પ્ર. "બીજી બાબતમાં રામ કૃષ્ણાદિરૂપે અમે પ્રગટ થઈએ છીએ એમ કહ્યું છે તે રામકૃષ્ણાદિરૂપે કેવી રીતે પ્રગટ થતા હશે?" "૮ ઉ. "રામ કૃષ્ણાદિ અવતારોને વિષે પોતાની અંતર્યામિ શક્તિ દ્વારે રહ્યા છે. (કોઇ પણ અવતાર સ્વયં નહિ) તેથી એ રૂપે થાય છે એમ જાણવું, તે (પ્ર. ૩૩ ના સાતમા પ્રશ્નોત્તરમાં) કહ્યું છે અને તે અવતારો તેમના ધામમાં લઈ જાય એટલું કલ્યાણ કરે છે પણ **આત્યંતિક કલ્યાણ**તો શ્રીજી અને એમના મુકતજ કરે પણ બીજાથી ન થાય" (અવતારભેદ, ધામભેદ, કલ્યાણભેદ, કહેવાપૂર્વક આત્યંતિક કલ્યાણની સત્તા તો કેવળ શ્રીજી અને એમના મુકતોનીજ કહે છે) ૧૦ પ્ર. "સર્વ અવતાર અમારે વિષેથી પ્રગટ થાય છે અને પાછા અમારે વિષે લીન થાય છે એમ કહ્યું છે તે **પ્રગટ** અને **લીન** કેવી રીતે થાતા હશે?" ૧૦ ઉ. "શ્રીજી મહારાજની મૂર્તિમાં અનાદિ મુકતો રહ્યા છે તે મુકતો જીવોનો મોક્ષ કરવા શ્રીજીના સંકલ્પથી અહિ દર્શન દે છે અને જીવોનો ઉદ્ધાર કરીને અંતર્ધાન થઈને શ્રીજીની મૂર્તિમાં લીન થઇ જાય છે, એ રીતે મુકત દ્વારે પ્રગટ થાય છે. (પરમાત્મા સ્વયં અવતરતા નથી પણ મૂર્તિમગ્ન મુકતોજ અવતરે છે) અને જેમ લોઢામાં અગ્નિ જવાળા દ્વારે આવે છે ને પાછો નીકળી જાય છે તેમ બીજા અવતારોમાં **પોતાનું** ઐશ્વર્ય **મૂકે છે ને પાછું લઇ લે છે** એમ પ્રગટ લીન સમજવું. (ભૂતાવેશની પેઠે અવતારોમાં બે ચેતનોને કહેવા માટે લોઢા–અગ્નિનું ઉઘડ દુષ્ટ દૃષ્ટાંત દે છે) લોયા ૧૩ ની ટીકામાં "ચંદ્રને ઠેકાણે શ્રીજીને જાણવા અને ચાકરને ઠેકાણે મૂળ અક્ષરકોટિથી લઈને સર્વે અવતારો જાણવા (અવતારોને શ્રીજીના ચાકર તરીકે ગણવાનો દુરભિપ્રાય છે) લોયા ૧૪ ની ટીકામાં–પ્ર. ૪ "અમારે વિષે અવતાર–અવતારી એવો ભેદ નથી એમ શ્રીજીએ કહ્યું તેમાં શું સમજવાનું હશે?" ઉ. ૪ "જેમ બીજા અવતારો છે તે પોતાના ઉપરીના અવતાર છે તે

પોતાના નીચેના જે અવતાર તેના અવતારી છે, તેમ અમે અવતાર નથી, અમે તો અવતારીજ છીએ પણ અવતાર-અવતારી એવા બે ભેદ અમારે વિષે નથી એમ કહ્યું છે. ને મત્સ્ય કચ્છાદિકથી લઈ મૂળ અક્ષર સુધી સર્વે અવતાર અને અવતારીપણ કહેવાય, તેમાં મત્સ્યથી લઈને રામાવતાર સુધી સર્વે શ્રીકૃષ્ણના અવતાર કહેવાય ને શ્રીકૃષ્ણ એમના અવતારી કહેવાય અને વાસુદેવ બ્રહ્મના શ્રીકૃષ્ણ અવતાર કહેવાય અને વાસુદેવ તે શ્રીકૃષ્ણના અવતારી કહેવાય અને મૂળઅક્ષરના અવતાર વાસુદેવને કહેવાય, ને મૂર્તિમાન્ મૂળઅક્ષરને વાસુદેવ બ્રહ્મના અવતારી કહેવાય અને શ્રીજીના અવતાર મૂળ અક્ષરને કહેવાય ને શ્રીજી સર્વેના અવતારી કહેવાય પણ કોઈના અવતાર નથી એટલે અમારો કોઈ ઉપરી નથી એમ કહ્યું છે.'' ઈત્યાદિ. ( મત્સ્યથી રામ સુધીના અવતારોના અવતારી શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણના અવતારી વાસુદેવબ્રહ્મ, વાસુદેવ-બ્રહ્મના અવતારી મૂળઅક્ષર, મૂળઅક્ષરના અવતારી શ્રીજી, એમનો કોઈ અવતારી નહિ, અવતાર અવતારીના ઉચ્ચ નીચ નંબરો કેવા અશ્રુતપૂર્વ શાસ્ત્રાતીત અવતારદ્રોહી છે તે નજરે નિહાળીને જોઈ લો, અંતે સર્વે અવતારોના અવતારી મૂર્તિમાન મૂળ અક્ષરને ઠરાવ્યા છે )

મધ્ય ૩૧ની રહસ્યટીકા તથા બાપા વાતોના ૧ ભાગની વાત ૧૯-૧૫-૨૦૦ વિગેરેમાં સાવ નીચે શ્રીકૃષ્ણ (જેમને શ્રીહરિએ ઉ. સં. સિદ્ધાંતે ઉપાસ્ય ઈષ્ટદેવ અવતારી સર્વોપરી અક્ષરધામી પરાત્પર પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ માન્યા છે અને તેમના અવતાર તરીકે શ્રીજીને કહ્યા છે) તેથી પર મહાકાળ (જે એક અવર જડ તત્ત્વ પૃથક્ માયા જેવું છે) તેથી પર નરનારાયણ ( જેમને પરંબ્રહ્મ પુરુષોત્તમ અવતારી અક્ષરધામાધિપતિ કહેવા પૂર્વક શ્રીહરિ અવતારના પણ મૂળ તરીકે સ. જી. ઉપોદ્ઘાતમાં નિરૂપ્યા છે ) તેથી પર વાસુદેવ બ્રહ્મ ( જેમને મૂળ પરંબ્રહ્મ અવતારી સર્વોપરી અક્ષરધામી તરીકે પ્રતિપાદ્યા છે ) તેથી પર મૂળ અક્ષરોના મુક્તો (મૂળ અક્ષરોની કોટીઓ કહીને તેના મુક્તોને જુદા જણાવાનો

અપાશય છે) તેથી પર મૂળ અક્ષર (જેને ગુણાતીતાનંદ અક્ષરપંથી ઉઘડ થઈ પડયા છે તે) તેથી પર એકાંતિક, તેથી પર પરમ એકાંતિક, તેથી પર અનાદિ મુકત (ફકત ત્રિકુટી અને તેમની ઉપાસક મંડળી) અને તેથી પર શ્રીજીમહારાજ" આ રીતે રામ કૃષ્ણાદિ સર્વાવતારઘાતી સર્વશાસ્ત્રવિરુદ્ધ કપોલકલ્પિત તત્ત્વક્રમ ગામઠી ગોઠવ્યો છે.

૨ ભાગની વાર્તા ૮૭ 'આગળ થઈ ગયેલા અવતારોથી આજના મુકત ઘણા મોટા છે' (રામકૃષ્ણાદિ અવતારો કરતાં પણ એમની મંડળીને સર્વોપરી અવતારી મનાવાનો પાપાશય છે) વાર્તા ૧૧૭ 'પરોક્ષ શાસ્ત્રમાં અવતારાદિકનો મહિમા કહ્યો હોય પણ તેમને આજના મુકતનાં દર્શન નથી' (ગીતા ભાગવત રામાયણ વિગેરેમાં વર્ણવેલા રામ કૃષ્ણાદિ અવતારોના મહિમાને પણ ખોટો ઠરાવીને તેમના કરતાં પણ પોતાની મંડળીની સર્વોત્તમ મહત્તા મનાવાનો આસુરાશય છે) વાર્તા ૧૬૯ 'બીજા અવતાર તો કેટલાક માયામાંથી (જીવકોટી) આવ્યા છે. ને કેટલાક માયાથી પર જે ઈશ્વરકોટી તેમાંથી આવ્યા છે અને કેટલાક બ્રહ્મકોટી-માંથી આવ્યા છે (રામ કૃષ્ણાદિ કોઈ પણ અવતાર પરના નથી પણ અવર છે એમ કહેવાનો કપટાશય છે) અને આ તો બ્રહ્મકોટિથી પર અક્ષરકોટિ અને તેથી પરના જે પરમ એકાંતિક ને અનાદિ તે આવ્યા છે અને શ્રીજીતો તેથી પરના આવ્યા છે. જેમ આકડાનું ફળ ને આંબાનું ફળ તે સરખા નથી. (અવતારોને આકડાના ફળની અધમ ઉપમા આપીને વિવિધ મુકતોને અને શ્રીજીને આંબાના ફળની ઉત્તમ ઉપમા ઉઘડ આપે છે) વાર્તા ૨૦૫ 'કેટલાક અવતારો થઈ ગયા પણ કોઈનું પુરુ થયું નથી (પરમાત્મા જ સ્વય અવતાર રૂપે હોવાથી પૂર્ણકામ અને આત્મારામ છે એમને વિષે પણ જીવાદિ તુચ્છ બુદ્ધિનો દુરાશય છે) વાર્તા ૨૩૦ 'જે જે અવતારે કરીને જે જે લીલા કરી હોય તે' એમ (પ્ર. ૩ વચમાં) કહ્યું છે તે સાધુની સભા તે અવતાર છે અને આ લીલા થાય છે તે લીલા છે (સાધુઓ એજ અવતાર અને એમણે જેજે કુભંડ કરાય છે

તે બધી અવતારલીલા) ૨૪૮ 'પછી બાપાશ્રી બોલ્યા જે 'તમે સર્વે શ્રીજીના અવતાર છો, કેમ છો કે નહિ ? ત્યારે સંત બોલ્યા જે 'હા બાપા, આપ કહો છો, તો છીએ' (બાપાએ બધા સાધુઓને અવતારો ઠરાવ્યા) વાર્તા ૯૯ 'શ્રીજી મહારાજ મુકત રૂપે દર્શન આપે છે તે મુકત શ્રીજીના અવતાર કહેવાય, તેનું ધ્યાન થાય (સાધુઓને શ્રીજીના અવતાર ઠરાવીને તેમની ધ્યેયતા ઠરાવી, 'न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च' એ શ્લોકને ખોટો ઠરાવ્યો) વાર્તા ૩૭ 'અનાદિ મુકત અને શ્રીજીતો **જલતરંગવત્** એક છે (આ દૃષ્ટાંતતો એક તત્ત્વાત્મકમાં ઘટે. આ દૃષ્ટાંત તો આત્મા પરમાત્માની અભિન્નતા કહેનારા શુષ્કવેદાંતિઓ આપે છે તે ભેદક સંપ્રદાયસિદ્ધાંતે ઘટે નહિ) વાર્તા ૧૬૨ 'મૂળ અક્ષરકોટી તથા નીચે બ્રહ્મકોટી તથા નીચે કૃષ્ણાદિક બીજા અવતારો (ઉપાસ્ય ઈષ્ટદેવ રામકૃષ્ણાદિક અવતારોને અક્ષરબ્રહ્મથકી પણ નીચે ઠરાવાનો નીચાશય છે) વાર્તા ૨૧૧ 'અમે તો શ્રીકૃષ્ણથી પર મહાકાળ (જડતત્ત્વ કાળથી પણ કૃષ્ણને નીચે નંબરે નોંધે છે) તેથી પર નરનારાયણ (એકતત્ત્વ કૃષ્ણ—નરનારાયણ વચ્ચે કાળને ઠઠાડીને ભેદ પાડવાનો બંડાશય છે) તેથી પર વાસુદેવ બ્રહ્મ, (કૃષ્ણ તથા નરનારાયણ કરતાં વાસુદેવનો નંબર ઉંચો મુકયો) એથી મૂળ અક્ષરના મુકત ને એથી પર મૂળ અક્ષર (આ બે નંબરો અક્ષરપંથીના ઠરાવ્યા છે) અને તેથી પરના મુકતો (મૂળ અક્ષર ઉપર અનાદિ, પરમએકાંતિક, એકાંતિક, આ ત્રણ નંબરો બાપાપંથીના ઠરાવ્યા છે.) આ તત્ત્વ ક્રમથી જોઇએ તો શ્રીહરિના અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનો નંબર, વિવિધ વિચિત્ર મુકતોની અપેક્ષાએ છેક છેલ્લો સાવ નીચે આવ્યો. (આ બાબતમાં બન્ને બંડ-પંથીઓ ખાસ મેળાપી થઇને શ્રીકૃષ્ણને સાવ નીચે ધકાવી કાઢયા કહેવાય) વાર્તા ૨૫ 'જેજે અવતારે જે જે લીલા કરી હોય તે સંભારી રાખવી, તે અવતાર મત્સ્ય કચ્છ વારાહ હયગ્રીવ વ્યાસ **રામ કૃષ્ણ** ? નાના, એ કોઈ નહિ, આ તમે છો તે બધા અવતાર છો. **પરોક્ષ અવ-**

**તારોથી આત્યંતિક કલ્યાણ ન થાય'** ( બાપા પંથના સાધુઓ એજ અવતારો, એમની લીલાજ સંભારવાથી આત્યંતિક કલ્યાણ થાય, રામ કૃષ્ણાદિ પરોક્ષ અવતારોની લીલા સંભારવાથી આત્યંતિક કલ્યાણ ન થાય, એવો આસુર આશય તારવી લાવ્યા છે )

હવે બાપાવાતોની પ્રમાણુતા માટે ગુ. સ્વામીની વાતુનો અનુવાદ પોતાની વાર્તામાં કરે છે. **જુઓ**–વાર્તા ૭ "ગુણાતીતાનંદ સ્વામીની વાતોમાં કહેલ છે જે મારા પરમહંસની મોટા મોટા દેવ તથા અક્ષરાદિ મુક્તો અને **સર્વે અવતાર પ્રાર્થના કરે છે અને દર્શનને ઈચ્છે છે'** (રામ કૃષ્ણાદિ અવતારોની અપેક્ષાએ માનીતા પરમહંસોને મોટા ઠરાવાનો દુરાશય દેખીતો છે) વાર્તા ૨૧ "ગુ. સ્વામીએ લખ્યું છે કે–"જેમ તીર ને તીરના નાંખનારામાં ભેદ, રાજા અને રૈયતમાં ભેદ, ચંદ્રમા ને તારામાં ભેદ, એવાં વચન ન સમજાય તેને શું કહેવું ? ( આ અપદૃષ્ટાંતો મુજબ અવતાર અવતારી વચ્ચે આત્યંતિક ભેદને નહિ સમજનારા માટે તો બહુ ખેદ કરે છે ) આવી સેંકડો વાતો ગુ. સ્વામીને મિથ્યા નામે ગુંથાએલી ગપોડીયા ગામઠી છે. (વિસ્તારભયથી અહીં લેતા નથી ) અમારા સદ્‌ગુરુ નિર્ગુણદાસ સ્વામીની વાતોમાં લખ્યું છે જે 'આ મૂર્તિને ભજીને તો અનંત **કમલાપતિ** થયા છે" (કમલાપતિ તરીકે તો સંપ્રદાય સિદ્ધાંતે એક ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણને શ્રીમુખે કહ્યા છે) જેની સાથે કશોજ મેળ નથી, ઉલટી શત્રુતા છે, તે ગુ. સ્વામી અને નિ. સ્વામીની વાતોને પ્રમાણપણે લઈને પણ બાપાવાળા પોતાની વાતોની પ્રમાણુતાને સુદૃઢ કરે છે. એમ કરીને પણ ધ્યેય મોક્ષપ્રદ રામકૃષ્ણાદિક અવતારોને જીવાદિ તુચ્છપદે ઉતારી પાડે છે. આ રીતે ત્રણેયની અવતારદ્રોહી અપસમજણની એકમતતા ઉપરની વાતોથી સાબીત થાય છે.

એક બાપાની વાત કહી. હવે કારવણના સોમાભાઈ ભકતે છપાવેલી અનાદિ મહામુક્તરાજ જટાશંકર બાપાની વાતોમાં પણ ઉપર મુજબની

ઘણી વાતો અવતારદ્રોહી વર્તે છે, તે પૈકી એક બે વાતનો અનુવાદ સુજનોની જાણ માટે કરીએ–ભાગ–૧ વાત–૫૫૯ "મૂળ **અક્ષર પણ** અનંત બ્રહ્માંડમાં અવતાર ધારણ કરે છે. ને તે મૂળ **અક્ષરના અનંત** કોટી મુક્ત છે તે મૂળ અક્ષર કરતાં અક્ષરાતીતના મુકતો મોટા છે. ને **પુરુષોત્તમરૂપ** છે" ૫૬૦ "શ્રીકૃષ્ણ એ તો મહાપુરુષ હતા. શ્રીજી મહારાજ અને મહાપુરુષને **કેટલું અંતર** છે, માટે ઉપાસના સર્વોપરી સમજવી. શ્રીકૃષ્ણને પણ શ્રીજી મહારાજના હજુરી સેવક આગળ ઘણું છેટું છે. મુકતકોટી, તેની નીચે અક્ષરકોટી, તેની નીચે બ્રહ્મકોટી, તેની નીચેના મહાપુરુષ છે" ( મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાં શ્રીમુખે જેમને સ્વસંપ્રદાય સિધ્ધાંતે પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણપણે નિરૂપવા પૂર્વક ઉપાસ્ય ઇષ્ટદેવપણે નિરૂપ્યા છે એવા શ્રીકૃષ્ણને તો મુકત-અક્ષર-બ્રહ્મકોટીથી પણ છેક નીચે નંબરે નાંખ્યા છે અને એકાતમા શ્રીકૃષ્ણ શ્રીહરિ વચ્ચે અને તેમના મુકતો વચ્ચે અત્યંત અંતર જણાવીને વધુમાં શ્રીહરિના મુકતોને તો પુરુષોત્તમ રૂપપણે પણ પ્રતિપાદે છે)

ભાગ ૨ વાત ૪૬ "વળી બ્રહ્મા વિષ્ણુ શિવ અનિરુંધ્ધ પ્રદ્યુમ્ન સંકર્ષણ **વૈકુંઠનાથ** ( લક્ષ્મીનારાયણ ) **ગોલોકનાથ** ( શ્રીકૃષ્ણ ) **નરનારાયણ** ( બદરીકાશ્રમ ) **વાસુદેવ બ્રહ્મ** અને અક્ષર ઈત્યાદિક, પોતાના સ્થાનમાં એક સ્વરૂપ મુકીને, **પરમ ધામ પામવા માટે બીજે સ્વરૂપે મનુષ્યરૂપે મૃત્યુલોકમાં** અવતાર ધારણ કરે છે ત્યારે મનુષ્યરૂપમાં **ભગવાન્ અથવા મોટા સંત** હોય **તેનો દઢ** આશરો કરી ધામમાં જાય છે ત્યારે પોતાના સ્થાનકનું સ્વરૂપ પડી જાય છે ને એ જગ્યાએ શ્રીજી બીજાને મુકે છે અને (અવતારો) **અનાદિ મુક્તનો જોગ કરે નહિ** તો પાછા દેહને અંતે પોતાના મૂળ સ્થાને જાય છે ને **અનાદિ મુકતનો દ્રોહ** કરે તો પોતાના સ્થાનથી પણ (અવતારો) **ભ્રષ્ટ** થાય છે" આ વાયડ વંઠેલ વાતમાં લક્ષ્મીનારાયણ, નરનારાયણ, શ્રીકૃષ્ણ વાસુદેવ વિગેરેને પોતાના સ્થાનમાં એકરૂપથી રહીને બીજા રૂપથી

પરમધામને પામવા માટે મનુષ્ય રૂપમાં અવતાર ધારવાનું ઉટાંગ જલ્પે છે. આ રૂપમાં જો ભગવાન્ કે મોટા સંતનો આશરો કરીને પરમધામમાં જાય ત્યારે પોતાના સ્થાનનું **સ્વરૂપ** પડી જાય છે અને ત્યાં બીજા કોઈને મુકે. ( એટલે મોક્ષ થાય ) અને જો **અનાદિ મુક્તોનો જોગ ન કરે** તો ( કલ્યાણ વિના ) પાછા પોતાના સ્થાનમાં જાય. અને **અનાદિનો દ્રોહ કરે** તો પોતાના પ્રથમ સ્થાનથી ભ્રષ્ટ થાય. અવતારોનાં જુદાં જુદાં નિયત સ્થાન ઠરાવ્યાં અને કલ્યાણ માટે આ લોકમાં દેહ ધરવાનું ઠરાવ્યું અને અનાદિ મુક્તોનો જોગ સાધવાનો ઠરાવ્યો અને અહીં આવીને અનાદિ મુક્તોનો દ્રોહ કરે તો મૂળ સ્થાનથકી પણ ભ્રષ્ટ થવાનું ઠરાવ્યું. મોક્ષપદ ધ્યેય અવતારોની તો બહુ ભુંડી દશા દયનીય ઠરાવી. લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ નરનારાયણના મહાદ્રોહ માટેજ આ વાત જોડી કાઢી છે 'નાસ્તિ નષ્ટે વિચારઃ' એવું છે. જેનો દ્રોહ કરવાનો ના કહે છે તે અવતારોના દ્રોહમાં કશું બાકી રહે છે?

વાત ૪૬ "ત્રણ **અનાદિ** મુકતો સામાનું **કલ્યાણ** કરવા પધાર્યા ને **ચાર અક્ષર** મુકતો પોતાનું **અધુરૂ પુરૂ** કરવા આવ્યા છે" આ વાતમાં અનાદિ મુકતોનો અને અક્ષરધામના મુકતોનો ભેદ પાડે છે. ત્રણ તો બીજાનું કલ્યાણ કરવા અને ચાર તો પોતાનું અધુરૂ પુરૂ કરવા આવ્યા છે. અક્ષર ધામ માટે આ કેવું વિચિત્ર વૈષમ્ય? એક મંડળ પૂર્ણ અને એક મંડળ અપૂર્ણ આ કેવો ભંડાળ) ધામમાં તો વૈષમ્ય નથી એમ શ્રીજી કહે છે. સોમાભાઈ ભકતે પુછ્યું જે શિક્ષાપત્રીના પહેલા શ્લોકનો શો અર્થ છે? ત્યારે પોતે (બાપા) બોલ્યા કે **અનાદિ શ્રીકૃષ્ણ** પોતાને કહ્યા છે, બીજો અર્થ પરોક્ષવાળાઓને ઠીક લાગે તેથી **કૃષ્ણ** શબ્દ વાપરેલો. પ્રગટ ભગવાન અથવા **અનાદિ મુકત** પૃથ્વી ઉપર પ્રત્યક્ષ હોય ત્યારે તે **કહે તેજ શાસ્ત્ર તેજ ધર્મ** ને તે બેમાંથી જે પ્રગટ હોય ને તે **કહે તેજ શિક્ષાપત્રી'** આ વંઠેલ વાતમાં તો એક અનાદિ કૃષ્ણ અને બીજા આદિ કૃષ્ણ એવો ભેદ પાડે છે. એતો ઠીક પણ અહીં તો

તેની સાથે રાધાલક્ષ્મીનો નિત્ય યોગ વર્ણવ્યો છે તે અનાદિ કૃષ્ણની સાથે પણ અવશ્ય આવે જ. વળી એકજ કૃષ્ણને અનાદિ (અવતારી) અને આદિ (અવતાર) એમ બન્ને રૂપમાં એકજ કહ્યા છે તેનું શું ? અનાદિ મુકત કહે એજ શાસ્ત્ર અને એજ ધર્મ એમ લખીને શિક્ષાપત્રી વિગેરે શાસ્ત્રોને પણ અધર ઉડાડી મુકે છે. આતો અનાડી મુકતોનાં અપલક્ષણો કહેવાં પડે : મુખ્ય શાસ્ત્રોનો આ મંડળીને લેશ સંબંધ જ નથી. આ વાત સંપ્રદાયનાં શાસ્ત્રદ્રોહી છે.

( બીજા ભાગમાં ત્રણેયના ફોટા શ્રીજી સાથે છાપી મુકયા છે. અને ત્રણેય અનાદિ મુકતરાજ તરીકે આલેખ્યા છે અને એવા ત્રિકુટીના ફોટા બહુધા ઘેર પણ પૂજવા રાખે છે ) ભાગ ૨ વાર્તા ૯ " આપણે ત્રણેય સરખા છીએ ને આપણાં સ્વરૂપતો શ્રીજીમાં છે " ( અબજીબાપા, જટાશંકર અને હરિચરણદાસ સ્વામી આ ત્રણેની સમાનતા અને એમનાં સ્વરૂપોની સ્થિતિ શ્રીજીમાં પ્રતિપાદે છે. કોઇ સ્થળે ત્રણમાં ઉચ્ચનીચ ભેદ પણ પાડે છે) વાર્તા ૧૨ "એક વખત અબજીબાપા, હરિચરણદાસ સ્વામી પાસે બોલ્યા કે–**ત્રણ મુકત તે બાળ, જોબન ને વૃદ્ધ એ શ્રીજી મહારાજનું સ્વરૂપ છે** ( જેમ આપણા દેહમાં બાળ યૌવન વૃદ્ધ અવસ્થાઓ છે તેમ શ્રીજીના દિવ્ય રૂપમાં પણ ત્રણ અવસ્થાઓને કલ્પીને, જટાશંકરને **બાળ** વય તરીકે, હ. સ્વામીને **યુવા વય** તરીકે અને અબજીબાપાને **વૃદ્ધ** વય તરીકે કલ્પીને, શ્રીજીના સ્વરૂપ થકી ત્રણેયની અભિન્નતા પ્રતિપાદી છે ) વાત ૫૪૩ " તેમ મુકત શ્રીજીનું સ્વરૂપ કહેવાય ને શ્રીજી સ્વરૂપી કહેવાય, શ્રીજી અવતારી કહેવાય અને મુકત અવતાર કહેવાય." (મુકતો અને શ્રીજી વચ્ચે સ્વરૂપ–સ્વરૂપીભાવ અને મુકતો અને શ્રીજી વચ્ચે અવતાર અવતારી ભાવ ઉઘાડ કલ્પીને બન્ને વચ્ચે અત્યંત અભેદને જલ્પે છે. ) વાર્તા ૬૨૮ " પ્રતિમા કરતાં અનાદિ મુકતોમાં મહારાજ વિશેષ અને સર્વાંગે રહ્યા છે " (જેની મોક્ષ માટે ધ્યેયતા શ્રીમુખે કહી છે એવી મંદિરસ્થાપિત નરનારાયણ લક્ષ્મીનારાયણ

રાધાકૃષ્ણ ગોપીનાથ આદિ પૂજ્ય પ્રતિમાઓને પણ સાવ નીચે ઉતારી પાડીને પોતાની અનાદિ મુક્તોની મંડળીને સર્વોત્તમ ધ્યેય પૂજ્યપણે પ્રતિપાદે છે) વાત ૬૫૨ " તે હાથીભાઈ સં. ૧૯૫૩ માં હળવદમાં આવ્યા ને તેમની સમીપે મંદિરમાં શ્રીજી મહારાજે સમાધિદ્વારા કહ્યું ' અમે અક્ષરધામમાંથી ત્રણ અનાદિ મુક્ત મોકલ્યા છે, જે **અબજીભાઇ, હરિચરણદાસજી સ્વામી ને જટાશંકરભાઈ,** તે બીજાનો **મોક્ષ કરવા** માટે મોકલ્યા છે ને તેમની સેવા તે અમારી **સેવા** બરોબર છે, અમારો ને તેમનો **સમાગમ** જુદો નથી. તે રાજી થયે અમે રાજી થઇ ચુક્યા. તેમના દ્વારે અમારે **મોક્ષનું કામ** લેવું છે. તેમની પ્રસન્નતામાં અમારી પ્રસન્નતા આવી ગઈ. તેમાં રહીને સર્વાંગે સર્વ ક્રિયાના કરતલ હું છું **માટે તેમાં દ્દવ્ય ભાવે સહિત હેત કરવાં"** (આ વાતમાં તો શ્રીજીને સર્વોપરી અવતારી ઠરાવીને, તેમની એકની જ મોક્ષપ્રદત્વાદિ સમગ્ર શક્તિઓ ઠરાવીને, તે સમગ્ર શક્તિઓ, શ્રીજીએ સ્વસ્વરૂપભૂત ત્રણ મુક્તોનેજ નિરવશેષ આપી દીધાનું ઠરાવીને, આત્યંતિક મોક્ષ માટે તો હવે આખા સંપ્રદાયે એ ત્રણેયની ઉપાસના-ભક્તિ-સેવા સમાગમ કરવાનો છેવટનો ઉઘડ ઉટાંગ નિર્ણય લાવ્યા છે. બનાવટી જમાવટમાં છે કાંઈ ખામી કે મણા ? સર્વત્ર ત્રિકુટી પોતાનુંજ સર્વતંત્ર સ્વતંત્ર વર્ચસ્વ !

ઉપર પ્રમાણે બે બાપાની વાત થઈ, ત્રિજા બાપા સ્વામી હરિચરણદાસજીની સ્વલ્પ કહીએ. એ સ્વામી પણ આજ રુચિ મંડળમાં રસબસ છે, બે બાપાની વાતોમાં પણ સ્વામીની વાતો આવે છે. એમની વાતો પણ **'સંતસમાગમ'** નામની બે ભાગમાં અમદાવાદના આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજીની આજ્ઞાથી લુણાવાડાના ભટ્ટ રમણલાલે એમના મંડળનીજ આર્થિક સહાયથી ૧૫ વર્ષ પહેલાં છપાવી છે. એમાં એમનો ફોટો પણ મુક્યો છે અને એમનું સાલવાર જીવનચરિત્ર પણ સંયુક્ત છે. અવતારો માટેનો અસદ્દઅભિપ્રાય તો એનોએજ મળતો છે. વચનામૃતોની નોંધ આપી છે પણ તેના અર્થો વિચિત્ર અને અવળી રજુઆત બહુધા કરી છે. અવ-

તારોની ખોદણી ઉઘાડી કરી નથી. પણ યુક્તિથી એકબીજાની પ્રશંસામાં પર્યવસાન છે. અને ત્રિકુટી વચ્ચે ઉચ્ચ નીચ નંબરની તાણાતાણ અને ખોદાખોદ પણ થોડી છે. પુનરુક્તિ ભયથી વિવેચન કરતા નથી.

ઉપરની શાસ્ત્રશત્રુ અવતારારિ વાતોનો મરોડ મચકુર મેળવતાં, એમનો અસદાશય અતિવિશદ થાય છે કે–લક્ષ્મીનારાયણ નરનારાયણ કૃષ્ણનારાયણ વાસુદેવનારાયણ આદિક તમામ નારાયણોના સ્વામી સ્વા. ના. છે. અંત્ય અસદાશય એ ફલિત થાય છે કે–શ્રીહરિને સર્વેથી પર તદ્દન જુદા પરમેશ્વર એકલીયા ખુણીયા ઠરાવીને, તેમના હજુરી અનાદિ પરમએકાંતિક એકાંતિક મુક્ત તરીકે પોતાના એકલાજ મંડળનું પ્રાધાન્ય પ્રતિપાદીને, એમનાજ કબજા ભોગવટામાં આત્યંતિક કલ્યાણની તમામ સત્તા ઠરાવીને, તે પછીના અક્ષરપંથીમાન્ય મૂળ અક્ષરાદિ મુક્તો અને તે પછીના રામકૃષ્ણાદિ અખિલ અવતારોને પણ સાવ નીચે જીવાદિ તુચ્છપદે ઉતારી પાડીને, પોતાની મંડળીને સર્વોપરી અવતારી ઉપાસ્ય તરીકે ભોળા લોકોને મનાવી છેતરીને પૂજાઈ ખાવાનો અધમાધમ ધંધો લઈ પડયા છે. સ્વા. ના. અને તેમના સ્થાપિત દેવો અને તેમનાં શાસ્ત્રો સાથે કંઈપણ લેવાદેવા નથી. પરંતુ તેના ખંડન ભંડન તંડન કંડન માટેજ આ અરાતિપ્રવૃતિ પાપિષ્ઠ કર્યા કરે છે.

પ્રસંગાત કહીએ–અમદાવાદ ગાદી તરફથી છપાવેલાં વચનામૃતોની પ્રસ્તાવનામાં અને બીજા લેખોમાં પણ શ્રીહરિના અવતારના છ હેતુઓ કહેતાં, ચોથો હેતુ–“ રામકૃષ્ણાદિ પોતાના અવતારો અને તેમના ઉદ્ધવાદિ ભક્તોને પોતાની ઉપાસના અને જ્ઞાનનો બોધ આપીને તેમને અક્ષરધામ પ્રત્યે તેડી જવાના ઉદાર વિચારથી સ્વા. ના. આવ્યા છે ” આ રીતે ચોખ્ખોજ જણાવ્યો છે. આ જોતાં “ નરનારાયણ લક્ષ્મીનારાયણ કૃષ્ણનારાયણ વાસુદેવનારાયણ આદિક નારાયણોના સ્વામી તે સ્વા. ના. ” એવું મુખ્ય તાત્પર્ય નિશ્ચિત થાય છે. આ અત્યંત અવળા અર્થની પ્રવૃત્તિ અન્ધાનુગાન્ધવત્ વધતી જાય છે. આ જોતાં આ

બાબતમાં પણ આખી અમદાવાદ ગાદી એકાભિપ્રાયવાળી જણાય છે ભલે બહાર કે અંતર વહીવટ જુદો હોય.

બાપાપંથી, અક્ષરપંથી વિગેરે તો અભણ અગણ હોવાથી ગમે તેવું જાણે અજાણે અજ્ઞાન પ્રવર્તાવે અને વર્તે તે કંઈક અંશે સહ્ય છે પરંતુ સંપ્રદાયમાં રહીને તેના આશ્રયથી વિદ્યાભ્યાસ કરીને, આચાર્ય તીર્થ વારિધિ વિગેરે ઉચ્ચ ઉપાધિઓને મેળવીને પણ ઉપરના જેવોજ અસદભિપ્રાય જાહેરમાં પ્રતિપાદે એતો અત્યંત અનુશાચ્ય ધિક્કાર્ય છે **જુવો**–અક્ષરપંથીનો પણ એ જ અસદભિપ્રાય વાતેવાતે અનુસ્યૂત છે એ બંડના આચાર્ય શ્રીકૃષ્ણવલ્લભદાસે ગોપાળાનંદસ્વામિકૃત 'હરિસ્વરૂપ નિર્ણય'ના મુદ્રિત પાન ૬૫ 'अथ पुरुषो ह वै नारायणोऽकामयत' એ શ્રુતિનું ભાષ્ય કરતાં, 'स एव बृहन्नारायण–सर्वनारायणानां नारायण ब्रह्मणोऽपि परंब्रह्म नारायणः' એવું અભાષ્ય ઉટાંગ કર્યું છે. સુધા માસિકના તંત્રી બ્ર. શા. બાળકૃષ્ણાનંદજીએ ગતાનુગતિન્યાયે સુધા ૧-૫-૩૯ ના અંકમાં–"નારાયણસ્વામી નામ રાખવાથી એવા નારાયણ ઘણા કહેવાય છે તેમાં અંતર્ભાવ થઈ જાય, માટે પોતાની અધિકતા બતાવવા સારૂ સર્વ નારાયણોના સ્વામી તરીકે **સ્વામિનારાયણ** એવું નામ રાખ્યું અને એ નામનું ભજન કરાવીને પ્રવર્તાવ્યું" એમ બાપાપંથીને મળતું બોલ્યા છે. આની ઉપર ખંડનાત્મક વિવેચનો શાસ્ત્રાનુસારે પૂર્વે બહુ થઇ ગયાં હોવાથી આ સ્થળે કરતા નથી. આ બે જુનાગઢી શાસ્ત્રીઓ અને શા. શ્વેતવૈકુંઠદાસ પણ ગુણાતીતને મૂળ અનાદિ અક્ષર તરીકે માનનારા હોવાથી **સ્વામી** શબ્દથી ગુણાતીતાનંદને પણ પ્રતિપાદનારા છે. નારાયણ નામ કે જે પરમાત્માનું પ્રમુખ્ય છે તે અપર અવરમાં લઈ ગયા અને સ્વામી નામ ગુણાતીતમાં લઈ ગયા. એમ સ્વા. ના.ને તો અર્થશૂન્ય કેવળ નકામા કોરા વાલમ જેવા કરી દીધા છે. બન્ને શબ્દોને બીજામાં લઈ ગયા છે. હુલામણા જેવું નામ માત્ર રહે છે. આ પંડિતોના કરતાં બાપાપંથી અને અક્ષરપંથી અભણને સારા કહેવા પડે.

વીરસદમાં શ્રીજીસ્વરૂપ તરીકે મનાતા પૂજાતા ભજાતા **નારાયણજી** મહારાજનો પણ ઉપરના બંડમાંજ સમાવેશ છે. આમાં સંશયવાળાએ એમના મિથ્યાનામે ગોઠવેલું ગામઠી ગુજરાતી **ભાગવત** અને એવીજ ગપોડીયા **ગીતા** અને તેની **પ્રસ્તાવના** વિગેરે નિબંધો વાંચી લેવા. એ કારણથીજ એનો અતિ અનાદર બન્ને આચાર્યોએ અગ્રેસર **અનુ**-યાયિઓની અનુમતિ લઈને જાહેરમાં કર્યો છે.

પ્રસંગાત જાણ માટે સ્વલ્પ વાનગી ચખાડીએ–ગપોડીયા ગુજ-રાતી ગીતામાં–બદરીપતિ નારાયણ, વાસુદેવ નારાયણની, વા. ના. લક્ષ્મીનારાયણની, લ. ના. શ્રીકૃષ્ણનારાયણની, શ્રીકૃષ્ણના, ભૂમાપુરુષની, ભૂ. પુ. મૂળ પુરુષની, મુ. પુ. અક્ષરની ઉપાસન કરે છે. " આમાં ઉપર નિર્દિષ્ટ બધાજ ઉપાસ્ય મોક્ષપ્રદ ઈષ્ટદેવોને મૂળ અક્ષર કરતાં પણ સાવ નીચે ગોઠવ્યા છે) શિક્ષાપત્રીમાં નરનારાયણ લક્ષ્મીનારાયણ કૃષ્ણનારાયણ આદિકમાં ભેદબુદ્ધિ કરવાની મના કરી છે તેને પણ નહિ ગણીને તેમના વચ્ચે પણ ઉપાસ્ય ઉપાસક ભેદ ઉટાંગ અડાવે છે. વળી સહજાનંદ સ્વામીની આજ્ઞાથી રામકૃષ્ણાદિ અવતારોએ જન્મ ધરીને સહજાનંદ-સ્વામીની આજ્ઞા પ્રમાણે અધર્મનો નાશ કર્યો પણ કોઈ જીવોને બ્રહ્મ-રૂપ કરી શકયા નહિ. અગ્નિ સૂર્ય અને અવતારોની ઉપાસનાથી એ જ્ઞાન મળી શકતું નથી પણ **પરમ એકાંતિકના** ચરણના આશ્રયથી થાય છે ' ".આવી રીતે શ્રીસહજાનંદસ્વામીના પ્રકાશરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં મૂળ અક્ષર સર્વે મુક્તો **સર્વે અવતારો** સર્વ દેવો અને અનંત બ્રહ્માંડો રહ્યાં છે" આવી તો સેંકડો વાતો અવતારદ્રોહી છે. આતો બાપા-પંથી અને અક્ષરપંથીને પણ વટી જાય એવું વધુ વિચિત્ર છે. બંડોમાં પહેલે નંબરે આવે તેમ છે.

હવે પરમ તાત્પર્ય કહીએ–આ સ્વા. ના. નામથી વિખ્યાત વિશુદ્ધ ઉ. સંપ્રદાયમાં એ મંગળ નામથી જ ભજન સ્મરણ અને વહીવટ પણ પ્રારંભથી પ્રવર્તે છે. આવો એક મુખ્ય શબ્દ છે તેના પણ કેવા વિચિત્ર

અર્થો અને વિકૃત રજુઆત જાહેરમાં કરાય છે તેની આ તો થોડી વાનગીઓ ચખાડી છે. સ્વા. ના.ની જીંદગીમાં વિત્ત વસ્ત્ર વિભૂષણ વિગેરેના લુંટારાતો ઘણા તસ્કરો મળ્યા હશે પરંતુ તેમના અસાધારણ આખા નામને લુંટનારા તો બહુકાળે હમણાંજ મળ્યા. નિરક્ષર અક્ષર પંથિઓએ-સ્વામી એટલે 'ગુણાતીતાનંદ મૂળ અનાદિ અક્ષર' એમ ઉઘડ ઠરાવીને, મુખ્ય નામ **સ્વામી** હતું તે અપર અવર ગુણાતીત વ્યક્તિમાં બળાત્કારે લઈ ગયા. બાપાપંથીઓ **નારાયણ** નામ કે જે નિરતિશય મુખ્ય હતું તે અપર અવર વ્યક્તિઓમાં હઠાત્ લઈ ગયા. એમ બન્ને મુખ્ય નામોને નિઃશેષ લુંટી ગયા. સ્વા. ના. પાસે તો તત્ત્વ મહત્ત્વ જેવું કશું જ રહ્યું નહિ. કોરા વાલમ જેવા નકામા નનામા કરી દીધા. ખરૂ કહીએ તો આખું નામજ અક્ષરશઃ લુંટાઈ જાય છે. બહુ બુરી દશા બહુ વર્ષે લાવ્યા. લુંટારામાં અક્ષરપંથીઓને થોડા ઠીક કહેવા પડશે, કેમકે સર્વ શાસ્ત્રોએ માન્ય અને સર્વ વૈષ્ણવોએ માન્ય નારાયણ નામ તો શ્રીહરિમાં રાખ્યું છે (ભલે એના પણ અવળા અર્થો કરતા હોય) બાપાપંથીઓએ અક્ષરપંથીઓની માન્યતાનું ખુબ ખંડન કરીને **સ્વામી** શબ્દ શ્રીહરિમાં રાખ્યો. પરંતુ નારાયણ નામ કે જે નિરવધિકાતિશય મુખ્ય હતું તે અપર અવર (કનિષ્ઠ)માં લઈ ગયા. શ્રીહરિમાં રહેવા દીધું નહિ. આ તો સમસ્ત ચુસ્ત અનુયાયિઓએ અત્યંત અનુશોચનીય અતિધિક્કરણીય છે. આમ થતાં હરિલીલામૃતમાં સંયુક્ત **ષડક્ષર** સ્વા. ના. નામનો મહામહિમા ઉદ્ઘોષીને ગાયો છે તેનું તો કશું જ તત્ત્વ મહત્ત્વ રહેતું નથી. દીર્ઘ વિચાર કરવા જતાં, છએ અક્ષરો અપર અવરમાં જતા રહે છે. એક પક્ષમાં **ચાર** રહે છે અને બીજા પક્ષમાં બે રહે છે. એ નામનો જે સદર્થ વિજ્ઞાન વૃદ્ધોએ કર્યો છે તેતો લેશથી પણ રહેતો નથી. ખરૂ ખુલ્લું જ કહીએ તો સ્વા. ના. પાસે કશીજ સત્તા રહેવા દીધી નથી. અક્ષરપંથીઓએ માનીતા ગુ. સ્વામીમાં ગોઠવી દીધી અને બાપાપંથીઓએ પોતાના

માનીતાં અનાદિ મુક્તો વિગેરેમાં સ્થાપી દીધી. પછી અમો જ સર્વ કર્તા હર્તા સર્વોપરી અવતારી આત્યંતિક કલ્યાણકર્તા ધ્યેય ઉપાસ્ય થઈ પડયા. ' किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा । ' એમાં કહ્યા મુજબ તાત્ત્વિક અર્થના પ્રત્યક્ષ ચોરોએ શું પાપ ન કર્યું કહેવાય ? શાસ્ત્રો પણ એવો ભય રાખે છે કે–" આ અલ્પશ્રુતો ચોરો અમને અર્થનો અનર્થ કરીને અને અનેક વિકૃત રજુઆત કરીને છેક છેતરશે " આ તો શત મૂર્ખોમાં મૂર્ધન્ય કહેવાય.

એજ ભાષણમાં–' આચાર્યશ્રીએ **પરમાત્મા તત્ત્વ તો એકજ હોય છે,** પણ શક્તિનું પ્રદર્શન ઓછાવત્તા પ્રમાણમાં હોય છે, સ્થળ કાર્ય અને સેવક પરત્વે **નામ પણ જુદાં હોય છે,** પણ એ બધા પરમાત્માના અવતારો છે. એવી સ્પષ્ટ વાત તો શ્રી સ્વામિનારાયણેજ સમજાવી છે. " આ રીતે તો સારૂ ભાખ્યું છે. આ પ્રમાણે સ્વીકારતા હોય તો કશી કહેવત નથી. વિદ્વાન વૃદ્ધોએ એજ પ્રમાણે સ્વકાવ્યોમાં સમર્થન કર્યું છે. આનું વિવેચન સપ્રમાણ વચનામૃતની ભૂમિકામાં સવિસ્તર છે. જો અંતિમ બે માન્યતાઓને શ્રીહરિના સદભિપ્રાય તરીકે ખરેખર સ્વીકારતા હોય તો "નારાયણોના નારાયણ" એ અવમાન્યતાનો નિશેષ: પરિત્યાગ કરવો પડશે. કેમકે ઉપર વર્ણવી એવી અવમાન્યતાતો અંતિમ છે. સંમાન્યતાનો નિરવશેષ નાશ કરનારી કપોળકલ્પિત અવતારારિ શાસ્ત્રશત્રુ સાબીત છે. આ તો સ્વવાગ્ વિરોધમાં કે વદતો વ્યાઘાતમાં ખપે એવું છે.

હવે ઉપસંહાર ઉપર આવીએ–ભાષણનો સારાંશ લખી મોકલનારા કોઈ સામાન્ય વ્યક્તિ નથી. પરંતુ પોતે વકીલ હોઇને શાસ્ત્રજ્ઞાતા પણ સમ્યક્ છે. ખોટું તો નજ લખી મોકલે. કદાચ એમ હોય તો શું નથી શોધી શકતા ? જે સત્સંગ પ્રદીપ માસિક છે તે સેવામંડળના ધ્યેય તરીકે છે. એના પ્રમુખ પંડયા વકીલશ્રી ઇશ્વરલાલ છે. મોહનલાલભાઈ પ્રોફેસર તંત્રી છે. રમેશચંદ્ર પંડયાશ્રી વિગેરે ઘણા લેખકો જ્ઞાતા છે તે

સેવામંડળના સભ્યો છે. લેખો આવે તેની જવાબદારી તેમની છે. તેઓ સ્વા. ના. નામનો સંગત સત્યાર્થ શું અદ્યાપિ નથી જાણતા ? એવા વિરુદ્ધ અંશને સ્થાન નહિ આપવાની સત્તા શું એમની નથી ? મુદ્રાપણ વખતે આ મહાવ્યક્તિઓએ આચાર્યશ્રીનું ભાષણ નહિ વાંચ્યું હશે ? "નારાયણોના નારાયણ તે સ્વામિનારાયણ" એવું કોઈ સંપ્રદાયમાન્ય ગ્રંથમાં જોયું છે ? આવી મુખ્ય તત્ત્વ બાબતમાં આચાર્યશ્રી તરીકેની મોંબત કે મોટપ્ય કે મળતાપણું સાચવવાનું હોય ખરૂં ? 'આ તો પૂજ્ય આચાર્યશ્રીનું ભાષણ છે' એવા મહિમાવશાત્ વિરુદ્ધ અર્થને કોઈ સિદ્ધાંત અર્થ તરીકે પકડી બેસે તો તેને મહા અનર્થ અપરિહાર્ય ન થાય ? એવા શુભાશયથી આ ખાસ ચેતવણી આપવી પડે છે તે ક્ષંતવ્ય છે.

ચકાસણીકાર આચાર્યશ્રીમાં ઉપરોક્ત વિરુદ્ધ અર્થ કયાંથી આવ્યો હશે ? એ પણ એક ખાસ જાણવા જેવી બાબત છે. ઉપરોક્ત મંડળો કરતાં રૂચિમંડળનો પ્રસંગ બહુધા જોવામાં આવે છે. આચાર્યશ્રીએ **'સત્સંગ પુરાતત્વ'** નામનું એક નવું ખાતું ખોલ્યું છે. તેમાં એ મંડળેજ બહુધા રકમો આપી છે. તેની નોંધ પણ પરિચય સાથેની મુદ્રિત શિક્ષાપત્રીમાં છેવટે આપી છે. તેમનાં ગામો પારીખા વિગેરેમાં બહુધા ફરવા જાય છે. તેમાંના કોઈ ખેપાનીએ શીખવ્યું હોય અથવા એમની વાતો ચિતો વાંચી સાંભળી હોય, તેમાંથી આ રુચિ થઈ આવી હોય તો તેઓ જાણે. અથવા લાલજીના લગ્ન પ્રસંગે કાશીમાં શા. કૃષ્ણવલ્લભદાસનો સમાગમ થયો હોય અથવા એમના લેખો વાંચ્યા હોય તો તેઓ જાણે. અથવા બુરાનપુરમાં કોઈ બહારના એવા બંડીયા મળ્યા હોય. ગમે તેમ હોય પણ આ સ્વકૃત સ્વીકૃત અર્થ તદ્દન ખોટો છે એમ હવે નક્કી કરીને જાહેર કરે તો વધુ સારૂ. ખોટો પ્રચાર થતો બંધ પડે.

આ પ્રવર પ્રસંગમાં એક અવશ્ય વિજ્ઞેય વાત રહી ગઈ છે તે અતર્કિત યાદ આવવાથી અંતે જણાવીએ—આ ચાલુ ચાલાક આચાર્યશ્રીએ "સત્સંગ પુરાતત્ત્વ સંશોધન મંડળ" એ નામથી એક સ્વકીય મંડળ

સન ૧૯૬૧ માં સ્થાપ્યું છે. તેમાં ત્યાગી ગૃહી સભ્યોની ગોઠવણી સાંકેતિક છે. એના નિર્વાહ માટે એક ઉઘરાણું કર્યું છે. તેમાં બહુધા પારીખા કારવણ વેજપુર ખંડેરાવપરા મોતીપુરા વિગેરે ગામોના હરિભક્તો રુચિમંડળવાળા મુખ્ય છે. કોઈ પુસ્તક આ ખાતે છપાય તેની ચકાસણી અને મંજુરી માટે વડતાલના ૭ અને ગઢડાના પાંચ અને જુનાગઢના ત્રણ, એમ એક કમીટી નીમી છે. શિક્ષાપત્રી ગુજરાતી સાથે છપાવાનો આરંભ સને ૧૯૬૫ માં થયો. તે વખતે શિક્ષાપત્રી ઉપર રમેશચંદ્ર પંડયાશ્રીએ એક **પરિચય** લખ્યો. તેની છપાવાની મંજુરી આચાર્ય-શ્રીએ ૭૭૧ રજીસ્ટર નંબરથી આપી. એમ સભ્યોની અને આચાર્ય-શ્રીની મંજુરીથી આ પરિચય સાથેની શિક્ષાપત્રી પ્રથમ છપાઈ. (પછી શૂન્ય છે) આવા પૂર્ણ ચિકિત્સાવાળા પરિચયના પેજ ૫૮ થી ૬૪ સુધીના પેજોમાં '**સ્વામિનારાયણ**' આ મંગળ નામના સદર્થની ચર્ચા-વિચારણા બહુ લાંબી એમ તેમ કરી છે. તેમાં અક્ષરપંથીએ કરાતા અસદર્થ ઉપર કટુ કટાક્ષ કરીને સ્વામી અને નારયણ એમ બન્ને જુદા નહિ પણ એકજ શ્રીહરિનું એ સંયુક્ત નામ છે એવો નિર્ણય કર્યો છે. ' એના સમર્થનમાં **"स्वामी चासौ नारायणः स्वामि-नारायणः"** એવો કર્મધારય સમાસ પણ કર્યો છે. આ અર્થની ચકાસણી અને છાપવાની મંજુરી બાગને બંગલે આચાર્યના પ્રમુખપણે થઈ છે. છાપ્યા પછી એનો જે તે રીતે વ્યય પણ આચાર્ય હસ્તકજ થયો છે. તો તે વખતે ઉપરોકત સદર્થ શું નહિ સમજ્યા હોય કે–જેથી પાછળથી 'નારાયણોના નારાયણ તે સ્વામિનારાયણ' એવો વિરુદ્ધ અર્થ ઉટાંગ કરવા લાગ્યા ? પોતાની સંયુકત ચકાસણીવાળા સદર્થને કેમ વળગી રહ્યા નહિ ? હજી પણ જાહેર કરે કે 'આ અર્થ ભ્રમથી થયેલો હોઈને ખોટો છે' જેમ અલ્પ પણ અગ્નિ, અત્યધિક અનર્થને કરે છે, જેમ અલ્પ પણ વિષ અધિક અનર્થને કરે છે તેમ 'નારાયણોના નારાયણ તે સ્વામિ-નારાયણ' આ થોડા પણ શબ્દો આખા સંપ્રદાયને સત્યાનાશ

કરનારા હોવાથી આટલું લાંબુ શાસ્ત્રાનુસારી વિવેચન કરવું પડ્યું છે. તે સંપ્રદાયનિષ્ઠ સુજનો સ્વીકારે એજ સવિનય વિજ્ઞપ્તિ. આ લેખમાં સત્યાર્થની લાગણીને વશ થઈને કંઈક વિષમ લખાયું હોય તો ક્ષમા કરે. "सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै । तेजस्वि नावधीत-मस्तु मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

### રા. રા. રમેશચંદ્ર પંડયાના લાભ માટે—

**સ્વામિનારાયણ સત્સંગસેવા** મંડળના મુખપત્ર તરીકે મનાવતા સાંકેતિક **'સત્સંગ પ્રદીપ'** નામના માસિકના વર્ષ ૧ અંક ૫ માં '**મુક્તિ**' એવા મોહક મથાળાથી રા. રા. **રમેશચંદ્ર** લા. પંડયાશ્રીએ લખેલા લાંબા લેખમાં, પેરા ૧૦ "**રામાનુજીય** મતાનુસાર જીવ અને પરમેશ્વર વચ્ચે શરીરશરીરિભાવ વર્તે છે, એટલે કે જીવ (ચિત્ તત્ત્વ) એ શરીર છે, જ્યારે પરમાત્મા એ શરીરી છે, મુક્તદશામાં પણ એ શરીરશરીરિભાવ વર્તતો હોય છે. **સહજાનંદીય** મત પ્રમાણે જીવ અને પરમેશ્વર વચ્ચે શરીર શરીરિભાવ ઉપરાંત **સ્વામિસેવકભાવ** અખંડિત રહે છે, એટલુંજ નહિ પણ ભક્ત, જેમજેમ ભક્તિ ઉપાસનાના માર્ગે આગળ વધતો જાય છે તેમ તેમ એનો આ **સ્વામિસેવકભાવ** વધુ દૃઢ થતો જાય છે" આ રીતે બન્ને વિશિષ્ટાદ્વૈત મતો મધ્યે મનઃકલ્પિત ભેદ પાડીને રામાનુજીય મતની ન્યૂનતા જણાવીને સહજાનંદીય મતની ઉત્કૃષ્ટતા સમજાવવી તે કોઈ રીતે સારી સાચી ન કહેવાય, કેમકે આ બાબતમાં બન્ને મતો મધ્યે સર્વથા સમતા સપ્રમાણ છે.

**જુઓ**—જેમનો **વિશિષ્ટાદ્વૈત મત,** સ્વમત તરીકે સ્પષ્ટ સ્વીકાર્યો છે, જેમણે કરેલાં **ગીતા-સૂત્ર ભાષ્યો** પોતાના અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યાં છે (શિક્ષાપત્રી) જેમને ગુરુપરંપરામાં પ્રાચાર્ય તરીકે પ્રતિષ્ઠાપ્યા છે. (વચનામૃત) આ બાબત પેરા ૭ માં પંડયાશ્રી પણ સ્વીકારે છે. આવા પણ રામાનુજાચાર્યના સિદ્ધાંતમાં ખોટી રીતે ન્યૂનતાનો મિથ્યા દોષારોપ કરાયજ કેમ ? સર્વથા અયોગ્ય અસત્ય અસહ્ય છે. રામાનુજે

જીવાત્મા પરમાત્મા વચ્ચે ' यस्यात्मा शरीरं ' ઈત્યાદિ અનેક શ્રુતિઓને અનુલક્ષીને શરીર–શરીરિભાવ સંબન્ધ પ્રતિપાદ્યો છે અને શરીર–શરીરિનું લક્ષણ પણ સંગત ઘટાવ્યું છે. એમાં આપણા દેહ–આત્માને દૃષ્ટાંત તરીકે લીધા છે. દેહ આત્મા વચ્ચે શરીર–શરીરિભાવ સર્વજન જાણીતો સુસ્પષ્ટ છે. આજ સંબન્ધથી ફલિત થતા બીજા બધા જ સંબન્ધો–વ્યાપ્ય–વ્યાપકભાવ, નિયામ્ય–નિયામક ભાવ, શેષ–શેષિભાવ, સ્વ–સ્વામિભાવ, સેવક–સેવ્યભાવ વિગેરે સ્વીકાર્યા છે. અલ્પાંશે ન્યૂનતા નથી. આ સંબન્ધો બદ્ધદશામાંજ જેમ મુક્તિદશામાં પણ અખંડ અન્યૂન અનુવર્તે છે. આમાં સ્વામિ–સેવક ભાવ સ્પષ્ટ આવી જાય છે, પરમાત્મા જીવાત્મા વચ્ચે સ્વામિ–સેવક ભાવને શાસ્ત્રાનુસારે સમર્થનારાઓમાં રામાનુજાચાર્યજ પ્રથમ પદે છે. એમનીજ આ માન્યતાનો અનુવાદ આ સંપ્રદાયના ગ્રંથોમાં પ્રસાદ તરીકે અનુસ્યૂત છે. બીજું કોઇ પણ સ્થળ નથી. સંપ્રદાયના કોઈપણ પંડિતે આવું વિભેદથી વિવેચન અદ્યાપિ કર્યું જાણ્યું નથી. ઉલટું સર્વેએ એમજ ઘટાવ્યું છે.

કિં બહુના–સ્વામિનારાયણ નામમાંજ ઉપર્યુકત સઘળા સંબન્ધો ગર્ભિત છે. સ્વા. ના. એ શુભ સાર્થક સંજ્ઞા પણ બહુ વર્ષો પહેલાં રામાનુજાચાર્ય નિર્દિષ્ટ છે. એમાં એમણે ' श्रीमन्नारायण स्वामिन् ' એ પાંચરાત્રનું પ્રમાણ લીધું છે. જે સ્વામી નારાયણ છે તે સદા શ્રીવિશિષ્ટ હોવાથી તેમને 'श्रीमान्' એવું અસાધારણ વિશેષણ આપે છે. આ અર્થ ' श्रीमन्नारायणस्मृत्या ' આ શિ. વચન પ્રતિપાદે છે. રામાનુજે 'સ્વામિન્ નારાયણ ' એમ બન્ને નામો સંબોધનમાં વિયુકત લીધાં છે. તેને આ સંપ્રદાયવાળાએ ' સ્વામિનારાયણ ' એમ બન્ને નામો સંયુકત લીધાં છે. બન્ને નામો જુદાં જુદાં પણ બહુધા લીધાં છે. ' સ્વામી એવા નારાયણ ' આ અર્થ તો બન્નેએ એકજ પરમાત્મામાં ઘટાવ્યો છે. તો હવે લેખમાં " રામાનુજ ફકત શરીર–શરીરિ ભાવને આત્મા પરમાત્મા વચ્ચે માને છે ત્યારે સહજાનંદ તો એ ઉપરાંત સ્વામિ–સેવક ભાવને

અખંડિત માને છે" એમ તત્ત્વભેદથી કહે છે તે બીલકુલ ખોટું બુઠું આપોઆપ સાબીત થાય છે. તો એવું મિથ્યા દોષારોપણ કરવું એ મહાઅપરાધ છે. 'ખાવું તેનું ખોદવું' એ કહેવત જેવું થાય છે. એમ કરવાથી સંપ્રદાયની જુદાઈ સાબીત થતી નથી. વિશેષના જીજ્ઞાસુએ વચનામૃતની ભૂમિકા તથા પંડ્યા વકીલશ્રી ઈશ્વરલાલવાળું દિગ્દર્શન દીર્ઘ દૃષ્ટિએ વાંચવું અને વિચારવું.

પેરા ૮ "મુક્તિ ચાર પ્રકારની ગણાય છે" એવો મહા આરંભ કરીને, 'ભગવાન્ શ્રી સ્વામિનારાયણે તો **સેવા મુક્તિનેજ** સત્સંગિ-માત્રનું ધ્યેય ગણાવેલું છે. શિ. શ્લો. ૧૨૧ માં કહ્યું છે કે 'જીવે બ્રહ્મ-રૂપ થઈને પરબ્રહ્મની સેવા કરવી એજ મુક્તિ છે. **રામાનુજ મતમાં** આ પ્રકારના સ્પષ્ટ શબ્દોમાં **સેવા મુક્તિ**ને અપનાવેલી જણાતી નથી" એમ પંડયાજી બન્ને મતો મધ્યે ભેદ પાડીને પડે છે તે તદ્દન અસત્ય છે. આમાં શિ. ૧૨૧ શ્લોકનું અનુસંધાન લીધું છે તો તેનો પ્રથમ વિચાર કરી લઈએ–આમાં 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આ છેલ્લો પાદ છે. આમાં ધામવિશેષમાં દિવ્યમૂર્તિ શ્રીકૃષ્ણની સેવા મળે એ મુખ્ય મુક્તિ માની છે. સેવા તો દુઃખરૂપા હોવાથી એને મુક્તિ કેમ કહેવાય? એવી શંકા કરીને, 'આ સેવા કોઈ અવર જીવાદિકની નહિ, પણ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણની હોવાથી દુઃખરૂપા નહિ પણ સર્વથા સુખરૂપા છે' એમ સમાધાન કર્યું છે.

મુક્તિમાં તો "આ સેવ્ય છે, આ સેવક છે" એવો ભેદજ ક્યાં રહે છે? શ્રુતિઓ તો આત્મા પરમાત્માના અભેદને જ કહે છે, માટે અભેદનું તાત્ત્વિકપણું અને ભેદનું ઔપાધિકપણું સ્વીકારવું પડે, ઉપાધિ ટળતાં પરબ્રહ્મની સાથે અદ્વૈતજ તાત્ત્વિક સિદ્ધ થાય છે." આવી આશંકા કરીને, 'मतं विशिष्टाद्वैतं मे' આ પ્રથમ પાદ લીધો છે. અર્થ એવો છે કે–ચિત્ અચિત્ જેનાં વિશેષણ થાય એવું વિશેષ્ય બ્રહ્મ તો એકજ છે, એને સજાતીય કે અધિક બીજું કોઈ નહિ હોવાથી **'અદ્વૈત'** એમ કહેવાય

છે. વસ્તુતાએ જીવાત્મા પરમાત્મા વચ્ચે વિશેષણ-વિશેષ્ય ભાવ સંબન્ધ સતત હોવાથી બદ્ધ દશામાંજ જેમ મુક્તિદશામાં પણ સ્વામિ-સેવક ભાવ સ્થિર રહે છે. આવું સમાધાન કર્યું છે. "ભલે પરંબ્રહ્મ વિશિષ્ટ હોઈને વિશેષ્ય વિશેષણનો સ્વરૂપ અને સ્વભાવથી ભેદ હોય અને ત્રિગુણથકી મુક્તિ હોય, પરંતુ 'સેવા એ મુકિત' તો કોઈ પ્રકારે યોગ્ય નથી. કેમકે રાજાજ જેમ પરિજનોએ સેવા કર્યો થકો કોઈ સ્થાનમાં વિરાજે છે તેમ પરમાત્મા વિરાજતા નથી, કેમકે પરમાત્માને તો **વિભુ**-સર્વ વ્યાપક કહ્યા છે. તેમની ક્યાં સેવા કરાય? અર્ચિરાદિ માર્ગે જે પ્રાપ્ય લોક કહ્યો છે તેતો અર્વાચીન છે. માટે સેવા એ મુક્તિ કોઈ રીતે ઘટતી આવતી નથી" એવી શંકા કરીને, સમાધાનમાં 'गोलोको धाम चप्सितम्' એમ બીજો પાદ લીધો છે. અર્થ એવો છે કે-પરમાત્માજ અચિમાર્ગે પ્રાપ્ય દિવ્ય ગોલોક ધામમાં દિવ્ય રૂપવિશેષથી સદા વિરાજમાન હોવાથી અને દિવ્ય મુક્તોએ સદા સેવા કરતા હોવાથી એમની સેવા ઘટતી આવે છે, એમ સમાધાન કર્યું છે.

"સેવા તો અવતારરૂપની કે આર્ચારૂપની પણ આ લોકમાં પણ પુણ્યશાળીઓને મળે છે તે પણ સેવા કહેવાશે? એવી શંકા કરીને, તે પણ મુકિત ન કહેવાય. પરંતુ 'तत्र ब्रह्मात्मना'-તે ગોલોક દિવ્ય ધામમાં વિશુદ્ધ સ્વાત્મ સ્વરૂપથી કરાતી જે સેવા એજ મુકિત જાણવી. અથવા મુકિત દશામાં મળતા દિવ્ય દેહથી મળતી સેવા એ મુકિત જાણવી. આ રીતે સમાધાન કર્યું છે. આ પ્રકારે જીવાત્મા પરમાત્માના ભેદરૂપ પોતાનો વિશિષ્ટાદ્વૈત મત કહીને, અર્ચિમાર્ગ પ્રાપ્ય દિવ્ય ગોલોક ધામને કહીને, તેમાં શુદ્ધ બ્રહ્મરૂપ થઈને દિવ્ય દેહથી શ્રીકૃષ્ણની સેવા પ્રાપ્તિ થાય એજ મુક્તિ જાણવી એવો આખા શ્લોકનો તાત્પર્યાર્થ કાઢયો છે. આ સિદ્ધાંત રામાનુજીય સ્પષ્ટ શબ્દોમાં હોવાથી એમના મત મુજબનીજ સેવા મુકિત શ્રીહરિએ મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાં સ્વીકારી છે. આવા રામાનુજને **"સ્પષ્ટ શબ્દોમાં સેવા મુકિત અપનાવી નથી"**

એમ મિથ્યા અપવાદ અપાયજ કેમ ? આ તો રામાનુજનો સ્પષ્ટ ચોખ્ખો પ્રસાદ છે. વિશેષ શિ. ભાષ્યથકી જાણવો. ( મૂળમાં કૃષ્ણ શબ્દ છે તે પંડ્યાશ્રીએ વિવેચનમાં લીધો નથી )

શતાનંદ મહામુનિકૃત ટીકામાં–'मतं विशिष्टाद्वैतं मे' એમ રામાનુજીય મતનો સ્વીકાર કરીને, " આથી સ્વસંપ્રદાયનું મૂળ રામાનુજ સંપ્રદાય છે એમ સૂચવ્યું છે " એમ સ્વા. ના. સંપ્રદાયના મૂળ તરીકે રામાનુજ સંપ્રદાયને આરંભમાં જ સમર્થે છે. આ શ્લોકની ટીકાના છેલ્લા ભાગ... ' બે બ્રહ્મસૂત્રોથી મુક્તોનું ઐશ્વર્ય, જગદ્વ્યાપારવર્જીત, ભોગ-માત્રમાં સામ્યરૂપ નિરૂપ્યું છે. આને માટે રામાનુજીય શ્રીભાષ્યનાં બધાં વાક્યોનો અનુવાદ કરીને, છેવટે "मुक्तानामपि नित्यनिखिलैश्वर्यपरिपूर्णस्य निरस्तसाम्याधिकसम्भावनस्य श्रीमन्नारायणस्य सेवनमेव परमं फलमित्य-नवद्यम् " એમ ભાષ્યાર્થ પૂર્ણ કર્યો છે. આ રીતે ' સેવા એજ મુક્તિ છે ' એના સમર્થન માટે રામાનુજ ભાષ્યનાંજ યથાસ્થિત વાક્યો શિ. ટીકામાં પ્રમાણપણે પકડયાં છે. 'सेवनमेव परमं फलं' આ સ્પષ્ટ શબ્દોમાં શું સેવા મુક્તિ નથી અપનાવી ? **સેવન** શબ્દ સુસ્પષ્ટ છે. આ તો રામાનુજનાં વદનવાક્યો સાક્ષાત્ છે. એમનાં જ વાક્યોને લઈને આ ઉદ્ધવ સંપ્રદાયના પ્રબન્ધોમાં સેવામુક્તિનું સમર્થન કર્યું છે. તો હવે પ્રાચાર્ય તરીકે શ્રીહરિએ સંમાનેલા રામાનુજને " રામાનુજીય મતમાં આ પ્રકારના સ્પષ્ટ શબ્દોમાં સેવા મુક્તિને અપનાવેલી જણાતી નથી" એમ મિથ્યા અપવદે છે તે યોગ્ય છે ? કાંતો શિક્ષાપત્રીની ટીકા કે ભાષ્ય વાંચ્યુંજ ન હોય અથવા વાંચીને પણ વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆતનો નમુનો ઘડતા હોય ? પંડયાશ્રીએ પોતાની ઘર કરી ગએલી ભેદ ભ્રમણાને સાધવા માટે ૧૨૧ શ્લોકનું અનુસંધાન લીધું હોવાથી તેનાંજ વાક્યોને લઈને આ સમર્થન કર્યું છે. બીજે સ્થળે શોધવા જવું પડે તેમ નથી.

હવે અખંડિત સ્વામિ–સેવક ભાવને સુદૃઢ કરનારા સ્પષ્ટ શબ્દો

અધિક જોઇતા હોય તો તે રામાનુજના મુખનાજ સેંકડો શાસ્ત્રીય છે. **જુઓ–શરણાગતિગદ્યમાં**–"श्रीमन्नारायण ! स्वामिन् ! दासस्त्वमसि तस्य वै" આ **ભારદ્વાજ** સંહિતાના શ્લોકને પ્રમાણપણે પરિગ્રહીને, સ્વામિસેવક ભાવ રમ્ય રીતે બહુધા સમર્થ્યો છે. રામાનુજે પોતે "अनन्तपरिजन–परिचारिका–परिचरितचरणयुगल: " એવું દિવ્યમૂર્તિ પરમાત્માને વિશેષણ આપ્યું છે. આમાં નિત્ય મુક્તો તરીકે નિર્દેશેલા **શેષ, ગરુડ, વિશ્વક્સેન** વિગેરે પરિજનો અને **વિમલા** વિગેરે પરિચારિકાઓનો પરિચર્યા પ્રકાર પ્રવર્ણવ્યો છે. આ ઉપરથી મુક્તિદશામાં સ્વામિ–સેવક ભાવ સુસિદ્ધ થાય છે. ( 'સેવા પરિચર્યા' એમ બન્ને શબ્દો સાથે લીધા હોવાથી એની પર્યાયતો પંડ્યાજી સમજ્યા હોવાથી કંઈ વિવેચનની જરૂર નથી ) **પરિચારક સેવક દાસ,** આ શબ્દો એકાર્થ છે. વળી પ્રાર્થનામાં–'अखिलजगत्स्वामिन् 'अस्मत्स्वामिन्' એમ પરમાત્મા અને સમસ્ત જગત અને પોતા વચ્ચે સ્વામિ–સેવક ભાવને સ્પષ્ટ શબ્દોમાં કહે છે. વળી પોતાને 'दासभूत:, शरणागतोऽस्मि' 'तवास्मि दास:' એમ પ્રાર્થના કરીને, દાસપણાની સુદૃઢતા કરી છે. એના ભાષ્યમાં 'दासभूता: स्वत: सर्वे ह्यात्मान: परमात्मन:' 'आत्मदास्य हरे: स्वाम्यं' આ સ્વસ્વામિભાવને સમર્થનારાં વચનો પ્રમાણપણે સંગ્રહ્યાં છે. વળી 'नित्यकिङ्करोऽस्मि' એમ નિત્ય કિંકરતાની પ્રાર્થના કરેછે. **કિંકર** શબ્દ સેવકપર્યાય સુપ્રસિદ્ધ છે.

**શ્રીરંગગદ્યમાં** ઉપર મુજબજ સ્તુતિ કરી છે. **વૈકુંઠગદ્યમાં**–"તે તે અવસ્થામાં ઉચિત પરિચર્યામાં આજ્ઞા આપનારાં" એમ લક્ષ્મીજીને કહ્યાં છે. સેવાની સઘળી વ્યવસ્થા પત્નીભૂત લક્ષ્મી હસ્તક છે. "भगवतो नित्यस्वाम्यं, आत्मनो नित्यदास्यं' એમ સ્વામિ–સેવક ભાવનું સદા અનુસંધાન રાખવાનું પણ કહે છે. વળી 'मामैकान्तिकात्यन्तिकपरिचर्याकरणाय परिगृह्णीश्व' એમ અંતે પોતાને એકાંતિક આત્યંતિક પરિચર્યા માટે ગ્રહણ કરવાની પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે. આ ઉપરથી સંપ્રદાયમાં **એકાંતિક** અને **આત્યંતિક** શબ્દની જે પ્રવૃત્તિ થઈ છે તે રામાનુજ-

ચાર્યમૂળક છે એમ પણ સાબીત થાય છે. વળી **ગીતાર્થસંગ્રહમાં**-પરમ તાત્પર્ય તરીકે-' एकान्तात्यन्तदास्यैकरतिः ', **ગીતા-ઉ. માં** 'अशेषशेषतैकरतिः' એમ દાસપણામાં નિર્ણય લાવ્યા છે. નિત્ય ધામસ્થ, અનંત મુક્તોનો પરિચર્યા પ્રકાર 'अनन्तगुणापरिमितसूरिभिरनवरताभिष्टुतचरणयुगलः' ( ગીતા. ઉપો. ) ' भगवत्परिचर्याकरणयोग्यैर्भगवत्परिचर्यैकभोगैर्नित्यसिद्धैरनन्तैर्यथोपयोगं सेव्यमानम्' ( વૈકુંઠગદ્ય ) ' गृहीततत्तत्परिचारसाधनैर्निषेव्यमाणं सचिवैर्यथोचितम्' (સ્તોત્રરત્ન) આ રીતે રામાનુજાચાર્યે અનુગ્રહ્યો છે. એટલે હવે શંકાને સ્થાન રહેતું નથી.

હવે સાંપ્રદાયિક સદ્ધર પ્રમાણ લઈએ-લોયા ૧૪ માં રામાનુજમતનો અનુવાદ શ્રીમુખે કર્યો છે. એમાં રામાનુજીય બધીજ બાબતો સાકારત્વાદિ સ્વીકારીને, 'दास्येनोपासना कार्या जीवैः सदा' એમ દાસભાવથી સદા ઉપાસના કરવાની પણ રામાનુજીય સ્વીકારી છે. આની સેતુમાલા ટીકામાં-વળી **ચકારથી** " નિજાત્માને બ્રહ્મરૂપ માનીને દાસ ભાવે ભગવાનની પરિચર્યા કરવારૂપ જે મુક્તિ રામાનુજે માની છે તે પણ અમને અભીષ્ટ છે એમ સૂચવ્યું છે " એવી વ્યાખ્યા છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે-શિક્ષાપત્રીમાં નિરૂપ્યા મુજબ ' સેવા એજ મુક્તિ' એ જે સિદ્ધાંત છે તે રામાનુજીય છે અને એજ સિદ્ધાંત શ્રીહરિએ સર્વથા સ્વીકાર્યો છે. મૂળ સાથેની ટીકામાં-રામાનુજાભિમત ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમની ઉપાસ્યતા, સાકારત્વ, દાસભાવથી ઉપાસના, ઉપાસનાના ફળરૂપ સેવા મુક્તિ, આ બધી જ બાબતો શ્રીસહજાનંદીય સિદ્ધાંતે સ્વીકારી છે. આતો જેને સર્વાધિક પ્રમાણપણે માને છે તે હ. વા. સુધાસિંધુની સીધી સમીચીન બાબત અનિવાર્ય છે. તો હવે સંપ્રદાયના પ્રાચાર્યને "સેવા મુક્તિ અપનાવી નથી" એવો મિથ્યા અપવાદ આપીને, સ્વા. ના. સંપ્રદાયની ખોટી વિશિષ્ટતા કહેવાથી કશો સદર્થ સરતો નથી. આ તો એમના અપરિહાર્ય અપરાધરૂપ થાય છે. શ્રીજીએ સેવામુક્તિનેજ સત્સંગીમાત્રનું ધ્યેય ગણાવેલું છે તે ઉપર મુજબનુંજછે પણ જરાય જુદું નથી.

ઉપરના જેવુંજ બીજું અવળું કહીએ—પેરા ૭ "રામાનંદસ્વામીને શ્રીમદ્ રામાનુજાચાર્યે સમાધિ અવસ્થામાં **વૈષ્ણવી** દીક્ષા આપી હતી, પણ તે પછી શ્રીરંગક્ષેત્રના રામાનુજીય ઉત્તરાધિકારિને રા. સ્વામીનો પ્રભાવ અસહ્ય લાગવાથી તેણે એમને ચાલ્યા જવાનું કહ્યું, એટલે રા. સ્વામી રામાનુજીય **વર્ત્મ** એટલે માર્ગનો ત્યાગ કરીને **વૃંદાવન** આવ્યા. ત્યાં એમને ભગવાન્ શ્રીકૃષ્ણે સાક્ષાત્ દર્શન દઈને, જ્ઞાન અને મંત્રોપદેશ આપ્યો, તે જ્ઞાનનોજ તેમણે પ્રચાર કરેલો છે, પણ તેમ કરતી વખતે એમણે જીવ માયા અને ઈશ્વરના સ્વરૂપ અને સંબન્ધનું નિરૂપણ કરવામાં રામાનુજીય મત શૈલીનું **મોટે ભાગે** અનુસરણ કર્યું હતું. આ હકીકત સત્સંગિજીવન (પ્ર. ૧ અ. ૧૫)માં ખુબ સ્પષ્ટ શબ્દોમાં કહેલી છે" આ રીતે પંડયાજીએ ઉ. સંપ્રદાયની રામાનુજથકી કંઈક અંશે વિશિષ્ટતાસાધક વિલક્ષણતા સમજાવવા વિચિત્ર અર્થો અને વિકૃત રજુઆત મનસ્વી એમતેમ કરી છે તેનો સદ્વિચાર એનાંએજ વાક્યોથી કરીએ—

**જુઓ**—'त्यक्त्वा रामानुजाचार्यवर्त्म सोपद्रवं बहिः। भजन् नारायणं चित्ते वृन्दावनमुपाययौ' આ મૂળ શ્લોક છે. ટીકા પ્રમાણે અર્થ—"પૂર્વોક્ત પ્રકારે ઉપદ્રવવાળા (ઊર્ધ્વપુંડ્ર ભુંસી નાંખવું, તુલસીમાળા તોડી નાંખવી, પ્રતિમાનું સિંહાસન ભાગી નાંખવું, પ્રતિમાને લઇ જવી, વિગેરે) રામાનુજ માર્ગને, **બહિઃ**— ઉપરથી ત્યાગ કરીને, (પણ આંતર જે જીવેશ્વર સ્વરૂપ લક્ષણ તેને ત્યાગ કરીને નહિ) ચિત્તમાં નારાયણને ભજતાથકા વૃંદાવન આવ્યા" બીજી ટીકામાં પણ મળતો અર્થ સંગત કર્યો છે. ઉપદ્રવ તો બાહ્ય ચિહ્નોમાં દેખીતો હતો. રામાનુજીય જ્ઞાન તો આંતર-દેખીતું ન હતું. તેતો નારાયણના પારમ્યરૂપ દૃઢ સ્વીકારેલું હોવાથી 'ચિત્તમાં નારાયણને ભજતા થકા" એમ અનુપદજ સ્પષ્ટ કહે છે. આમાં 'રામાનુજીય જ્ઞાનનો ત્યાગ નથી' એ મુખ્ય મુદ્દો તારવી લાવ્યા છે. બાહ્ય ચિહ્નોમાં બહુ મુદ્દો નથી. એકને માટે 'बहिः' અને બીજાને માટે 'आन्तर' એવો પૃથક્ શબ્દ વાપર્યો છે. અર્થ પણ અન્વર્થ

કર્યો છે. બન્ને સંપ્રદાયની દીક્ષાને 'વૈષ્ણવી' સંજ્ઞાથી કહે છે. ચિહ્નો તો ઊર્ધ્વપુંડ્ર, તુલસીમાળી, તપ્તમુદ્રા, શાલગ્રામપૂજા, નામ, વિગેરે કહ્યાં છે. આ એકજ સંપ્રદાયમાં પણ એવા ભેદો તો ઘણા જોવામાં આવે છે. (આ ચર્ચા પૂર્વે બહુ વાર આવી ગઈ છે. નવીન નથી)

આ બાબતને આ પ્રકરણજ પુરેપુરી પુષ્ટિ આપે છે. એજ અધ્યાય ૧૫ શ્લોક ૨૩ માં "જીવ માયા ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય તો બહુધા રામાનુજાચાર્યકૃત શ્રીભાષ્યાદિ ગ્રંથોમાં કહેલોજ રામાનંદે પ્રતિપાદન કર્યો" એજ સ્વામીજી, શિષ્ય થએલા ધર્મદેવને ઉપદેશે છે કે–'જીવ ઇશ્વર અને માયાનું સ્વરૂપ **તત્ત્વતઃ** જાણવા માટે **તમારે** રામાનુજે રચેલા શ્રીભાષ્યાદિ ગ્રંથો આદરથી ભણવા અને શિષ્યોને ભણાવવા, કારણ કે–જ્ઞાનાંશ નિર્ણયમાં જેવું રામાનુજનું **નૈપુણ્ય** છે તેવું બીજા આચાર્યોનું નથીજ, માટે એમણે રચેલા ગ્રંથો મને સંમત છે" (પ્ર. ૧ અ. ૧૬ શ્લો. ૪૮–૪૯) "ઘેર આવેલા ધર્મદેવે ગુરુજીની આજ્ઞા હોવાથી રામાનુજકૃત ગીતાભાષ્યાદિકને આદરથી પોતે ભણ્યા અને શિષ્યોને ભણાવ્યા" વળી ગુરુ રામાનંદે શિષ્યભાવને ભજતા સહજાનંદસ્વામી પ્રત્યે "પ્રથમ રામાનંદ સંપ્રદાયમાં મારી સ્થિતિ થઈ હતી. તે સંપ્રદાયના શ્રીવૈષ્ણવોએ મત્સરથી મહાન ઉપદ્રવ કર્યો હતો, તે પછી બાહ્ય–જે બાર ઊર્ધ્વપુંડ્ર ધારવાં વિગેરે બહાર દેખાતાં તેમના માર્ગનાં ચિહ્નો તેનો ત્યાગ કરીને, મેં પૃથ્વી ઉપર શ્રીમદ્ ભાગવત આદિક સચ્છાસ્ત્રોને અનુસરીને, આ **નવીન**–અન્ય સંપ્રદાયોથકી જુદો (વસ્તુતાએ નવીન નહિ) એવો સંપ્રદાયરૂપ માર્ગ પ્રવર્તાવ્યો. અધ્યાત્મજ્ઞાન કે જે જીવ માયા ઈશ્વરના સ્વરૂપ જ્ઞાનરૂપ છે તેની સિદ્ધિમાં તો મેં સદા નિત્ય સિદ્ધ નિત્ય વિગ્રહવાળા શ્રીકૃષ્ણની ઉપાસનાની પુષ્ટિને કરનારા એવા રામાનુજકૃત ગ્રંથો શ્રીભાષ્યાદિ સંમાન્યા છે" માટે જીવ માયા અને પરમાત્માના સ્વરૂપના નિર્ણય માટે રામાનુજકૃત શ્રીભાષ્યાદિકને (રામાનુજ રચિત શ્રીભાષ્ય–ગીતાભાષ્ય–વેદાર્થસંગ્રહ–વેદાંતદીપ–વેદાંતસાર

નામના સદ્ગ્રંથોને ) પ્રવર્તાવજ્યો–તેની પઠનાદિકથી પ્રવૃત્તિ કરાવજ્યો" (અ. ૫૯ શ્લો. ૨૩ થી ૨૬ ) ઈત્યાદિ બહુ પ્રમાણો એકાર્થ વર્તે છે. રામાનંદ, ધર્મદેવ, સહજાનંદ, આ ત્રણના સંબન્ધવાળી બધી બાબત શ્રીરંગક્ષેત્ર ગમન પછીની છે. આ બાબત શિક્ષાપત્રીમાંજ શ્રીમુખે સ્પષ્ટ શબ્દોમાં કહી હોવાથી અન્યથા શંકાને અણુપણ સ્થાન નથી. ઉપર પ્રમાણે જે અધ્યાત્મતત્ત્વ જ્ઞાનની વાત છે તે તો ઉભયમત સંમત સ્પષ્ટ શબ્દોમાં સિદ્ધ થાય છે. કૃષ્ણ સેવારૂપ મુકિત અને એમાં ઉપયોગી સ્વામિ–સેવક ભાવ પણ ઉભયમત સંમત થાય છે. એ ઉપર નિરૂપી છે. વિચિત્ર અર્થો અને અવળી રજુઆત ન કરે તો સઘળું સમંજસ થાય છે.

એજ પેરા ૭ માં ઉપરોક્ત બાબત બેવાર આડી અવળી રીતે ઉલટાવીને, અવળી રજુઆત થોડી કરી છે તેનો વિચાર કરીએ–"હવે આપણે મુકિત અંગે ભ. સ્વા. ના. ના મતનો વિચાર કરીએ પણ તેમ કરતા પહેલાં એક શંકાનું નિરાકરણ ( કશીજ શંકા નહિ રહેતી હોવાથી નિરાકરણની જરૂર નથી ) સમજી લેવાની જરૂર છે. ( રામાનુજને ગુરુ તરીકે અને તેમના વિશિષ્ટાદ્વૈત મતને અને તેમના ભાષ્યોને અધ્યાત્મ શાસ્ત્ર તરીકે જાતે સ્વીકારીને ) આ ઉપરથી રામાનુજીય મત એજ આ સંપ્રદાયનો મત છે એવું અનુમાન કેટલાક કરે છે. ( એ કેટલાકનું અનુમાન નથી પણ સાચેસાચી વાત સપ્રમાણ છે અને એને સર્વકોઈ માને છે ) જો હકીકત એ પ્રમાણેજ હોય તો પછી મુકિત અંગે અલગ વિચારણા કરવાની ક્યાં રહી ? ( હકીકત એજ પ્રમાણે હોવાથી મુકિત અંગે અલગ વિચારણા કરવાની રહેતી નથી ) સંપ્રદાયના શાસ્ત્રોમાં જ્યાં ઉપર જણાવેલા નિર્દેશો કર્યા છે તે ઉપલક વાંચવાથી ઉપર પ્રમાણે માન્યતા થાય એ સંભવિત છે, પણ સંપ્રદાયનાં શાસ્ત્રો અને ઈતિહાસ એથી જુદીજ વાત કરે છે" ( સં. શાસ્ત્રોમાં જે જે નિર્દેશો તત્વજ્ઞાન અંગે કર્યા છે તે સઘળા સાચા છે અને તે ઉપલક નહિ પણ સંપૂર્ણ યથાસ્થિત વિજ્ઞાન વૃદ્ધોએ સમજીને કર્યા છે. જેથી

અવળી માન્યતાનો અસંભવ છે સં. શાસ્ત્રો અને ઈતિહાસ એથી તદ્દન જુદી વાત કરતો નથી. ઈતિહાસને વધુ વજુદ આપી શકાય નહિ) ઈત્યાદિ અનેક અપૂર્વ આડા અવળા અટપટા ઉઘડ ઉટાંગ કુતર્કો અને વિકલ્પકલ્કો કરવાથી મનસ્વી માન્યતાની સિદ્ધિ ( જુદાઈ પણાની ) થઈ શકતી નથી. એમાં કોઈ મુખ્ય પ્રમાણ નથી. મારી મેચકાવીને હા પડાવા જેવી આગ્રહી વિગ્રહી વાત છે.

એજ ૭ પેરાનું અવશિષ્ટ વિશિષ્ટ કહીએ–"રામાનંદ સ્વામી, રામાનુજીય વર્ત્મનો ત્યાગ કરીને, વૃંદાવન આવ્યા અને ત્યાં એમને ભગવાન્ શ્રીકૃષ્ણે દર્શન દેઈને જ્ઞાન અને મંત્રોપદેશ આપ્યો. તે જ્ઞાનનોજ તેમણે પ્રચાર કરેલો છે" આ રીતે રામાનુજીય જ્ઞાનનો ત્યાગ અને શ્રીકૃષ્ણ ઉપદિષ્ટ જ્ઞાનનો પ્રચાર કરવાની વાત ભેદભાવથી તારવી લાવ્યા છે. આ જોતાં તો રામાનંદ સ્વામીમાં બે જ્ઞાનો અને બે મંત્રોપદેશો આવ્યા. એક સ્થળ શ્રીરંગક્ષેત્ર છે અને બીજુ વૃંદાવન છે. જ્ઞાન–મંત્રોપદેષ્ટા એક પ્રાચાર્ય તરીકે વરેલા રામાનુજ છે અને બીજા શ્રીકૃષ્ણ કે જેમને પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણ તરીકે નિરૂપવા પૂર્વક ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે સંમાન્યા છે તે આવે છે. રામાનુજીય મંત્રો– 'श्रीमन्नारायणचरणौ शरणं प्रपद्ये' 'श्रीमते नारायणाय' ઈત્યાદિ છે. શ્રીકૃષ્ણે આપેલા મંત્રો તો 'श्रीकृष्ण ! त्वं गतिर्मम' 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' આ રીતના છે. 'श्रीकृष्णदेवं शरणं प्रपद्ये' એવો શરણ વરણ મંત્ર છે. એકમાં **નારાયણ** નામ છે અને બીજામાં **કૃષ્ણ** નામ છે. **ગતિ** શબ્દનો 'શરણ' એવો અર્થ છે. બન્ને મતમાં **શરણ** શબ્દ આવે છે. **શ્રી** તો ઉભયમત સંમત હોવાથી નારાયણ અને કૃષ્ણ નામની પૂર્વે સર્વત્ર સંયુક્ત છે. એનો કોઈથી કોઈપણ રીતે કદાપિ ત્યાગ થઈ શકે તેમ નથી. સ્વા. ના. નામમાં નારાયણ નામનો નિર્દેશ છે. આતો ઉભયસંમત સૈદ્ધાંતિક મુખ્ય નામ હોઈને સર્વાચાર્ય સંમત છે. 'સ્વામિ-નારાયણ' એમ રામાનુજે સંબોધનથી બહુધા સ્તુતિ કરી છે.

પરમાત્માના અસાધારણ નારાયણ નામમાં શી ન્યૂનતા હતી કે જેથી નારાયણ નામવાળા મંત્રોનો ત્યાગ કરવો પડે ? 'चित्ते नारायणं भजन्' એમ ચિત્તમાં તો નારાયણનું અખંડ ભજન કરે છે. 'कृष्णो नारायणो हरिः' એમ બન્ને નામોને સાથે પણ સંબોધાય છે. સંપ્રદાય મતે સદા જપનીય ભજનીય સ્વા. ના. નામમાં પરમાત્માના અસાધારણ નારાયણ નામનો નિર્દેશ કર્યો છે એમજ માનવું પડે. શ્રીમન્નારાયણ અને સ્વામિનારાયણ એ બન્ને મંગળ નામો ષડક્ષર પણ છે. કેવળ નારાયણ નામથી શ્રીહરિને પણ બહુધા સંબોધ્યા છે. આવા રામાનુજીય તત્ત્વજ્ઞાનનો ત્યાગ તો કોઈ રીતે કોઈ સંજોગોમાં કોઈથી પણ કરી શકાય તેમ નથી. કેમકે એ જ્ઞાન, મુખ્ય ગ્રંથોમાં બહુધા સંગ્રથિત અનિવાર્ય છે. બાહ્ય ચિન્હો કે વેષભૂષા કે આચારમાં કંઈક ભેદ હોય એ ઉપરથી અધ્યાત્મ જ્ઞાનમાં ભેદ પાડી શકાય એવી સ્થિતિ નથી. આ અર્થની વિચારણા 'ऐकात्म्यमेव विज्ञेयं' આ શ્લોકના ટીકા ભાષ્યમાં સુષ્ઠુ કરી છે. ઉપરની શંકિત બાબતનું સમાધાન અન્યત્ર બહુ કર્યું છે. તે તે થકી જાણવું.

એજ પેરાનું બીજુ કહીએ-"એ ખાસ ધ્યાન રાખવું ઘટે છે કે-'શિ. માં જે ધર્મો કહ્યા છે તેનો વિસ્તાર કે સ્પષ્ટીકરણ તેમાં જણાવેલાં આઠ સચ્છાસ્ત્રો અથવા ઉપર્યુક્ત બે ભાષ્યોમાંથી મેળવવાનું કહેલું નથી, પણ સંપ્રદાયનાં પ્રમાણિત શાસ્ત્રોં સ. જી. વચ. વિગેરે એમાંથીજ મેળવવાનું કહેલું છે. આ સ્પષ્ટતા ખાસ ભારપૂર્વક શિ.માં કરવામાં આવેલી છે. ( શ્લો. ૨૦૩ ) અર્થાત્ ઉપર જણાવેલી શંકા બરાબર નથી" આ રીતે શિ. ભાષ્ય અને શિ. ટીકા થકી પણ અત્યંત અવળા અર્થો અને વિકૃત રજુઆત આડા અવળી આમ તેમ નિરર્થક કરી છે

આ શ્લોકનો સંગત અર્થ એની ટીકામાં મહર્ષિ શતાનંદજીએ કર્યો છે. જુઓ-"ઉક્ત પ્રકારે સર્વે મારા આશ્રિત જનોના **ધર્મો** સંક્ષેપમાં લખ્યા છે. આ ધર્મનો વિસ્તાર તો સંપ્રદાયમાં મત-**ઈષ્ટ** કે **વિહિત શ્રી ભાગવતાદિ** સચ્છાસ્ત્રો થકી જાણવો" આ પ્રકારે છે. આમાં

તત્વજ્ઞાનનો નહિ પણ ધર્મોનો પ્રશ્ન હોવાથી આઠ શાસ્ત્રો સાથે બે ભાષ્યોને લેવામાં ન હતાં. ગીતા-સૂત્રોને આઠ શાસ્ત્રોમાં ગણ્યાં છે પણ ઉપયોગ તો અધ્યાત્મક જ્ઞાનમાંજ કરવાનો મૂળમાંજ શ્રીમુખે કહ્યો છે. એમાં ધર્મનું નિરૂપણ નથી. 'सांप्रदायिकग्रन्थेभ्यः' એનો અર્થ- 'સંપ્રદાયે માનેલા કે તેને ઈષ્ટ કે તેમાં વિદિત તે સાંપ્રદાયિક કહેવાય' એવો પ્રથમ **સંપ્રદાય** શબ્દનો અર્થ કર્યો છે. "સંપ્રદાયમાં શ્રીજીએ અભીષ્ટપણે અભિમાનેલાં શ્રી ભાગવતાદિ સચ્છાસ્ત્રો થકી વિસ્તાર જાણવો" આ અર્થની સત્યતા "શ્રી ભાગવતાદિ સચ્છાસ્ત્રો" એવા સ્પષ્ટ શબ્દથીજ સમજી શકાય છે. પછીથી 'सच्छास्त्राणां समुद्धृत्य' એ શ્લોકનો પણ એવોજ મળતો અર્થ ટીકામાં કર્યો છે. ધર્માદિકના જ્ઞાન માટે પ્રથમ અષ્ટ સચ્છાસ્ત્રોનો નિર્દેશ કરી ગયા છે. સંપ્રદાયમાં પ્રમાણિત શાસ્ત્રો સ. જી. વચ. વિગેરેનું અસ્તિત્વજ તે વખતે નહિ હોવાથી એમાંથી વિસ્તાર જાણવાનો પ્રશ્નજ ઉપસ્થિત થતો નથી. શિક્ષાપત્રીમાં ભારપૂર્વક ખાસ સ્પષ્ટતા તો આ કહી એવીજ સંગત સમીચીન છે. પણ બીજી બાહ્ય ઉટાંગ નથી. જેમાંથી ધર્મો લખ્યા હોય અને જેમાંથી સાર ગ્રહણ સંક્ષેપમાં કર્યું હોય એમાંથીજ વિસ્તાર જાણવાનો કહેવો એ સંભવિત સંઘટિત કહેવાય. સ્પષ્ટતા તો આ કહી એવીજ નિર્ણીત હોવાથી એની ઉપરજ આશ્રિતોએ ધ્યાન રાખવું ઘટે છે. આતો વિચિત્ર અર્થ અને વિકૃત રજુઆતમાં ખપે એવું સમ્યક્ છે. આનું વધુ વિવેચન અન્યત્ર આવી ગયું છે. આતો ચર્વિત ચર્વણ જેવું છે.

પેરા ૪ " આ મતમાં (રામાનુજીય) **નારાયણ** ઉપાસ્ય ઈષ્ટસ્વરૂપ છે અને એમના ધામનું નામ **વૈકુંઠ** છે. આ સંપ્રદાય **મહાલક્ષ્મી** એટલે શ્રીએ પ્રવર્તાવેલો હોવાનું મનાય છે, તેથી '**શ્રીસંપ્રદાય**' તરીકે ઓળખાય છે" આ રીતે જુદાઈની ઝંખના સેવાય છે પણ તત્વતઃ વિશાળ વિચાર કરવામાં આવે તો કશી જુદાઈ નથી. **જુઓ**—લોયા ૧૪ 'રામાનુજનો એમ મત છે જે જીવ માયા અને પુરુષોત્તમ એ ત્રણે

નિત્ય છે (ત્રણ તત્ત્વનો સ્વીકાર છે) અને પુરુષોત્તમ છે તે જીવ માયાના નિયંતા છે ને સર્વેના કારણ છે ને પોતાના **અક્ષરધામને વિષે** (અક્ષરધામનો સ્વીકાર છે) સદા દિવ્યાકારથકા વિરાજમાન છે ને સર્વે જે અવતાર તે તેના છે. ( રામાનુજાભિમત પુરુષોત્તમના ) એવા જે **પુરુષોત્તમ નારાયણ તેની ઉપાસના જીવે કરવી** ....રામાનુજ સ્વામીએ જેવી રીતે ક્ષર અક્ષરથકી પર જે પુરુષોત્તમ ભગવાન્ તેનું નિરૂપણ કર્યું છે તે **પુરુષોત્તમ ભગવાનને વિષે તો અમારે ઉપાસના છે"** આ રીતે શ્રીમુખ વચનામૃતનો પૂર્વાપરના અનુસંધાને સદ્વિચાર કરતાં, ધામ, ધામી, અવતાર, ઉપાસના, ઉપાસ્ય, આદિક મુખ્ય માન્યતામાં કશો ભેદ તાત્ત્વિક જણાતો નથી. આમાં રામાનુજમતે જેને ઉપાસ્ય ઈષ્ટદેવ પુરુષોત્તમ નારાયણ કહે છે તેને તો શ્રીજી સ્વોપાસ્ય ઈષ્ટદેવ તરીકે પણ શ્રીમુખે કહે છે અને જેને સ્વોપાસ્ય ઈષ્ટદેવ સ્વરૂપ કહે છે તેનેજ અક્ષરધામાધિપતિપણે પણ કહે છે. કોઈ અંશથી જુદાઈ આવતી નથી. રામાનુજીય મતે જે નારાયણને ઉપાસ્ય ઈષ્ટસ્વરૂપ કહે છે તે નારાયણ નામ તો ઉ. મતે ઉપાસ્ય ઈષ્ટદેવ સ્વામિનારાયણ નામમાં પણ આવે છે. નારાયણ તો મુખ્ય નામ છે, સ્વામી તો એમનું એક વિશેષણ છે. તે (રામાનુજાભિમત) પુરુષોત્તમ ભગવાનને વિષે તો અમારે ઉપાસના છે' આટલા શ્રીમુખ શબ્દોજ વાંચે વિચારે તો જુદાઈના સર્વ સંશયો સંછિન્ન થાય છે. રામાનુજ સંપ્રદાયમાં પરાત્પર ધામને **વૈકુંઠ** શબ્દથી સંબોધતા હશે, પરંતુ શ્રીહરિ તો એ ધામને **અક્ષર** નામથી પણ નિરૂપે છે. એટલે બન્નેની પર્યાયતાજ અવશ્ય માનવી પડે. વળી રામાનુજાચાર્યજ 'अक्षरपरमनिलयः' એમ સ્વાભિમત વૈકુંઠ ધામને **અક્ષર** નામથી પણ નિરૂપે છે. એમાં 'तदक्षरे परमे व्योमन्' ઈત્યાદિ શ્રુતિઓને પ્રમાણપણે પણ પરિગ્રહે છે, શ્રીહરિને પણ '**वैकुण्ठनायकः**:' 'गोलोक-**रमणः**' '**अक्षरस्थः**' '**ब्रह्मक्रीडः**' એમ નિરૂપ્યા છે. વૈકુંઠ **અક્ષરની** પર્યાયતામાં આવાં સદ્ધર પ્રમાણો પુષ્કળ સાંપ્રદાયિક ગ્રંથસ્થ છે. આ જોતાં

પર્યાયતાજ અક્રામે પણ માનવી પડે. આ ઉપરથી તાત્ત્વિક ભેદ સાબીત થતો નથી. હ. વા. સુધાસિંધુમાં પણ 'रामानुजाचार्यमतश्चोपास्यः पुरुषोत्तमः' એમ રામાનુજામિત પુરુષોત્તમને પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે નિરૂપે છે. એટલે હવે એમના ધામાદિકની એકતા માન્યા વિના છુટકોજ નથી. આ ઉ. સંપ્રદાયમાં રામાનુજને પ્રાચાર્ય તરીકે પ્રવર્ત્યા છે. તેમનાથકી ઉપરની પરંપરામાં વિશ્રાંતિભૂમિ તરીકે 'શ્રીમન્નારાયણ' આવે છે. 'श्रीमन्नारायणस्मृत्या' એમ શિક્ષાપત્રીમાં છે. નિત્ય કરાતી ધૂન્યમાં પણ 'શ્રીમન્નારાયણ' આવે છે. એનો અર્થ 'લક્ષ્મીનારાયણ' એવો ટીકામાં કર્યો છે. ગુરુપરંપરામાં પ્રથમ **નારાયણ** અને પછી **શ્રી** આવે છે. મળીને 'શ્રીમન્નારાયણ' કહેવાય છે. જ્યારે રામાનુજને ગુરુપરંપરામાં લીધા છે તો તેમની પૂર્વ પરંપરામાં શ્રીતો અનિવાર્ય છે. પ્રસન્ન પ્રત્યક્ષ રામાનુજાચાર્યે શિષ્ય રામાનંદને 'श्रीमन्नारायणं भक्त्या भजेः' એમ કહ્યું છે. 'लक्ष्मीनारायणं भजेत्' એમ નૈષ્ઠિક વર્ણિ માટે કહ્યું છે. 'ददर्श ब्रह्म-तेजःस्थं लक्ष्मीनारायणं हृदि' એમ રામાનંદને લક્ષ્મીનારાયણનાં પ્રત્યક્ષ દર્શન થવાની વાત છે. બ્રહ્મતેજ શબ્દનો અર્થ 'અક્ષરધામ' એવો કર્યો છે. વળી 'आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते' એમ શ્રીહરિજ સ્વસિદ્ધાંતે લક્ષ્મીજીને આદ્યા શક્તિ તરીકે સંમાને છે. મહા મંદિરોમાં મધ્યભાગે લક્ષ્મીજી સાથે નારાયણને સ્થાપ્યા છે અને સંપ્રદાયનો આખો વહીવટ એમના મંગળ નામથીજ સ્થાપિત છે. આચાર્યોને પણ 'લક્ષ્મી-નારાયણની ગાદીના' એમ લખાય છે. આ પરંપરા અને શાસ્ત્રીય પ્રમાણો અને ઈતિહાસ જોતાં આ ઉ. સંપ્રદાય પણ શ્રીસંપ્રદાય આપોઆપ ઠરે છે. (આદ્યા શક્તિ હોવાથી આદિ નામ રહે એ પણ યોગ્ય છે) પરંપરામાં રામાનુજ આવ્યા હોવાથી **રામાનુજ** અને રામાનંદ આવ્યા હોવાથી રામાનંદ અને સ્વા. ના. આવ્યા હોવાથી 'સ્વામિનારાયણ' પણ કહેવાય અને લક્ષ્મીજી ઘટિકા આદ્યા શક્તિ હોવાથી **શ્રીસંપ્રદાય** પણ કહેવાય. આમાં શો તત્ત્વભેદ થઈ જાય છે. આવી મુખ્ય શાસ્ત્રીય દષ્ટિએ સમજીએ તો સઘળું સમંજસ થાય છે. ભેદની ભ્રમણા ભાગી જાય છે.

પ્રસંગાત્ ઉપયોગી મળતું તાજુ તથ્ય કહીએ-સ. પ્ર. દી. મા. વર્ષ ૨ અંક ૩ માં **'યજ્ઞોમાં શ્રેષ્ઠ જપયજ્ઞ'** એવું હેડીંગ ગોઠવીને જપયજ્ઞની પરા પ્રશંસા માટે આ પંડયાશ્રીના મોટાભાઈએ ૮ પેજમાં લેખ લખ્યો છે. તેમાં સ. જી. પ્ર. ૩ અ. ૩૦ નો આધાર લીધો છે. મંત્રજપનો વિધિ યથાસ્થિત વર્ણવ્યો છે. મૂળમાં 'कृष्णमन्त्रजपस्य' એટલું વાક્ય છે. તેનું વિવેચન ૮ પેજ ઉપર "સંપ્રદાયમાં અપાતા નામ મંત્રના ત્રણ પ્રકાર છે. શરણમંત્ર જે સામાન્ય દીક્ષા વખતે અપાય છે, મહામંત્ર જે મહાદીક્ષા વખતે અપાય છે, અને ઈષ્ટમંત્ર " **स्वामिनारायण** " એ ષડક્ષરી ઈષ્ટમંત્ર છે, "ૐ श्रीस्वामिनारायणाय नमः' એકાદશાક્ષરી અને 'ૐ नमो अवतारिणे श्रीस्वामिनारायणाय ' એ ષોડશાક્ષરી ઈષ્ટમંત્ર છે. 'श्रीकृष्ण त्वं गतिर्मम' એ અષ્ટાક્ષરી મંત્ર છે" આ રીતે કર્યું છે. આમાં 'श्रीकृष्णदेवं शरणं प्रपद्ये' 'ब्रह्माहं कृष्णदासोऽस्मि' આનો ઉલ્લેખ કેમ કર્યો નથી, તેનું કારણ તો તેઓશ્રી જાણે. જ્યારે श्रीकृष्ण त्वं गतिर्मम' એ મંત્ર લીધો છે તો આ મંત્રો પણ લેવા જોઈતા હતા, કેમકે એ પણ શ્રીકૃષ્ણમંત્રો દીક્ષાવિધિમાં સુપ્રસિદ્ધ છે.

આ વિવિધ મંત્રોનો યથાવિધિ જપ કરનારાઓને ફળ શું થાય છે? તેનું વિવેચન "અવતારી શ્રીહરિએ અંતમાં શ્લો. ૪૮ માં આશિષ આપી છે કે–' इत्थं जपन्ति नियतं हरिनाममन्त्र ये मानवा भुवि सदोद्धववत्मेसंस्थाः । ते यान्ति धाम परमं परमात्मनो वै गोलोकसंज्ञममलं कमलाधवस्य" આ રીતે કર્યું છે. ઉદ્ધવ સંપ્રદાયનો આશ્રય લઈને ઉપરના વિવિધ મંત્રને જપનારાને અંતે ફળ તો, ગોલોકધામની પ્રાપ્તિ કહી છે ગોલોકને 'परम अमल' આ વિશેષણો આપ્યાં છે, પરમાત્માને 'कमलाधवस्य' એવું વિશેષણ આપ્યું છે **કમલાનો** અર્થ લક્ષ્મી થાય છે. અને **ધવનો** અર્થ પતિ થાય છે. એટલે 'લક્ષ્મીપતિ' એવો અર્થ નિષ્પન્ન થાય છે. 'ગોલોકાધિપતિ લક્ષ્મીપતિ' આ બે વિશેષણો પ્રાપ્ય પરમાત્માને અપાય છે. આ પરમાત્માને કૃષ્ણ નામથી સંબોધ્યા છે.

મંત્રોમાં કૃષ્ણ નામનો નિવેશ છે. આતો ઉદ્ધવ સંપ્રદાયની ધ્યેય વસ્તુ તે અવતારી સ્વામિનારાયણે શ્રીમુખે કહી છે. શ્રી સ્વામિનારાયણને અવતારી તરીકે જપનારાઓને પણ અંતે તો પ્રાપ્તિ એની એજ કહે છે. આવાં શ્રીજીમાન્ય શ્રીને સંપ્રદાય સિદ્ધાંતે સ્વીકારે એમાં શું તફાવત આવી જાય છે. શિ. માં "स्नेहो भक्तिश्च माधवे" આમાં **માધવ** નામનો 'શ્રીપતિ' એવો અર્થ કર્યો છે. આ નિરૂપણ જોતાં હવે આથી આગળ કે અધિક કે અલગ પામવાનું રહેતું નથી. માન્ય મોટાભાઈનાં અંત્ય વાકયો વિચારો તો ભેદની ભ્રમણા ભાંગી જશે.

એજ પેરા ૪ માં રામાનુજ મતનો અનુવાદ કરતાં, 'મુકિત જ્ઞાન-રૂપા નથી પણ ભકિતરૂપા–પ્રપત્તિરૂપા છે" એમ પંડ્યાશ્રી રામાનુજ મતે કહે છે તે કેવળ ભ્રમ છે. રામાનુજે તો '**शेमुषी भक्तिरूपा**' એમ શાસ્ત્રમાં જે મોક્ષ સાધન જ્ઞાન કહ્યું છે તે કેવળ શુષ્ક નહિ પણ તે ભકિતરૂપાપન્ન હોવું જોઈએ, એમ જ્ઞાનનું ભકિતમાં પર્યવસાન માન્યું છે. જે મુકિત છે તેતો ભકિતથી કે પ્રપત્તિથી પ્રાપ્ય છે. એમાં '**मामेकं शरणं व्रत**' આ ગીતા વાકયને અનુરોધે પ્રપત્તિનું પ્રાધાન્ય માન્યું છે. એમાં ભકિત આવી જાય છે. અહીં જે જ્ઞાન કે ભકિત કે પ્રપત્તિ કહી છે તે તો મુકિતનાં સાધન છે, એને મુકિત ન કહેવાય. ફળરૂપા મુકિત તો 'અર્ચિમાર્ગ'થી દેશ વિશેષમાં દિવ્યાકારથી વિરાજમાન પરમાત્માને પામીને, શુદ્ધ આત્મસ્વરૂપના આવિર્ભાવપૂર્વક પરમાત્માની સેવા પ્રાપ્તિ થાય એ માની છે. આ અર્થ 'कृष्णसेवा मुक्तिश्च गम्यताम्' આમાં સુસ્પષ્ટ છે. એજ પ્રમાણેની માન્યતા આ સંપ્રદાયમાં હોવાથી બન્ને મતો મધ્યે કશી જુદાઈ સાબિત થાય તેમ નથી.

પેરા ૯ 'રામાનુજીય મતાનુસાર જીવ, મુકતદશામાં **નિરાકારજ** રહે છે, છતાં પોતાની ઈચ્છાનુસાર તે દેહ ધારણ કરી શકે છે જ્યારે **આ સંપ્ર-દાયમાં** સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે–'ભગવાનનો ભક્ત દેહ મુકે છે ત્યારે ભગવાનની ઈચ્છાથી તેને **બ્રહ્મમય** દેહ પ્રાપ્ત થાય છે (વચ. પ્ર. ૧) દેહ મુકે

છે ત્યારે...બ્રહ્મભાવને પામ્યો એવો જે આત્મા તેણે કરીને...સેવાને વિષે પ્રવર્તે છે' (ગ. પ્ર. ૬૪) 'જ્યારે એ જીવના અજ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે...એ જીવ કેવળ ચૈતન્યમાત્ર રહે છે. પછી એ જીવને... જુદી જે ચૈતન્ય પ્રકૃતિ તેનો દેહ બંધાય છે અને તેણે યુક્ત થકો ભગવાનના અક્ષરધામમાં રહે છે" (ગ. પ્ર. ૬૬) 'ભગવાનના અક્ષરધામમાં...તે મુક્તનો જે આકાર છે તે પુરુષ જેવો દ્વિભુજ છે અને સચ્ચિદાનંદરૂપ છે." (ગ. અં. ૩૮) ઈત્યાદિ વચનામૃતીય વાક્યો લખીને મુક્તાત્માને પ્રાપ્ત થતા દિવ્ય દેહની બાબતમાં રામાનુજીય અને સહજાનંદીય મતમાં જુદાઈની જલ્પના વિતંડા કરી છે. તે તદ્દન ખોટી છે. આ શાસ્ત્રીય બાબતમાં બન્ને મતો એકાભિપ્રાયવાળા અસંશય છે. રામાનુજવાળા અણુપરિમાણ અચ્છેદ્ય અપરિણામી નિત્ય નિરવયવ ચેતન અહમર્થ આત્માને રસ્ત પાદ મુખ મસ્તક વિગેરે વિવિધ વિચિત્ર અવયવવાળા દેહરૂપે બનાવી શકતા નથી. જેથી નિરાકારજ રાખે છે. અને આ સંપ્રદાયવાળા તો એવા લક્ષણવાળા આત્માને એવા લક્ષણવાળા દેહરૂપે સાકાર બનાવી શકે છે. રામાનુજવાળામાં નહિ એવી અપૂર્વ અદ્ભુત મહાશક્તિ નૂતન આ સંપ્રદાયવાળામાં ક્યાંથી લાવ્યા? જેમ રામાનુજવાળા માને છે તેમ સહજાનંદવાળા પણ માને છે. રામાનુજાચાર્યનાં ભાષ્યોને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકારવાનાં શ્રીમુખે કહ્યાં હોવાથી તેમના આશ્રિતોને બીજુ અવળું બોલવાનું રહેતું જ નથી. જે વચ. વાક્યોનો આધાર લીધો છે તે વાક્યોના સંગત સદર્થો વચનામૃતના સંસ્કૃતમાં અનુવાદરૂપ હરિવાક્યસુધાસિંધુની ટીકામાં ન્યાય યુક્તિ ઉપપત્તિથી રામાનુજીય તત્ત્વ પ્રક્રિયા પ્રમાણેજ ઘટાવ્યા છે. માટે જરાપણ જુદાઈ જલ્પાય એવી નથી. આની સ્પષ્ટતા, શિ. ભાષ્ય, મુક્તાનંદ સૂત્ર ભાષ્ય, ગોપાલાનંદ ઉપનિષદ્ભાષ્ય વિગેરેમાં કરી છે. જેથી બન્ને વિશિષ્ટાદ્વૈત મતે ભેદની ક્લિષ્ટ કલ્પના કરી શકાય તેમ નથી. એજ પેરામાં ભમરી અને ઈયળનું દષ્ટાંત લીધું છે તેનો પણ

સંગત સંદર્થ ઉપરના જેવોજ ઘટાવ્યો છે. આ બાબતનું વધુ વિવેચન શંકા સમાધાન સાથે મોટાભાઈ માટે લખાએલા દિગ્દર્શનના પેજ પર થી ૫૮ સુધીના વાંચી લેવા, આથી પણ અધિક જાણવાની ઈચ્છા હશે તો વચનામૃતની ભૂમિકા તથા કાશીપાશ પંડિતો માટે લખાએલાં દિગદર્શનો વાંચી લેવાં, વિસ્તાર ભયથી વિવેચન કરતા નથી. 'बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति' એના જેવી આ પરિસ્થિતિ છે. વિચિત્ર અર્થ અને વિકૃત રજુઆતનો આ નૂતન નમૂનો કહેવો પડે.

પેરા ૫ માં નિંબાર્કાચાર્યના મતનો અનુવાદ આદરતાં, મુક્તિ ઉપર આવતાં, 'તે દેહ મુકયા પછી ભગવાનના **ગોલોક** ધામમાં જાય છે અને ત્યાં આનંદ રસનો અનુભવ કરે છે. આ મતમાં ભગવાન્ **શ્રીકૃષ્ણ અને રાધિકાજી ઉપાસ્ય છે**' આ રીતે પંડયાશ્રી પઠે છે. આ બાબત તો સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો સાથે મુકાબલો કરવામાં આવે તો **ઉપાસ્ય ઉપાસના** અને **મુક્તિ**માં બહુધા મળતાપણું આવે છે. 'वामे यस्य स्थिता राधा...श्रीकृष्णं हृदि चिन्तये' 'स श्रींकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्णविर्भावकारणम्' 'स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभुः' (શિક્ષાપત્રી) 'રાધિકાએ સહિત એવા જે શ્રીકૃષ્ણ ભગવાન્ તેનું ધ્યાન કરવુ" શ્રીગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે...તેનેવિષે શ્રીકૃષ્ણ ભગવાન્ વિરાજમાન છે...રાધિકાજી તેમણે પૂજ્યા છે" (વચનામૃત) 'गोलोको धाम चेप्सितम्' ( શિક્ષાપત્રી ) 'गोलोकाधिपतिस्त्वं' 'राधिकारमणः स्वयम्' ( સ. જી. ) ઇત્યાદિ પ્રબન્ધોનાં પ્રમાણો પુષ્કળ પ્રખ્યાત છે. 'श्रीराधिकाकृष्णमह नमामि' 'રાધે ગોવિંદ જય રાધે ગોવિંદ' એમ રાધાકૃષ્ણને નિત્ય સ્તુતિ–ધૂન્યમાં પણ લીધા છે. વડતાલ ગઢડા જુનાગઢ ધોલેરા અમદાવાદ ભુજ મૂળી વિગેરેના મહામંદિરોમાં રાધા સાથે શ્રીકૃષ્ણની મૂર્તિઓ પધરાવી છે, અને તેમની જય પણ બોલાય છે અને એવી ચિત્રપ્રતિમાઓની પણ પ્રવૃતિ નિત્ય પૂજામાં કરી છે. 'अन्योऽपि धर्मरक्षायै' એમ પ્રમાણ લઈને 'શ્રીકૃષ્ણ એજ શ્રીહરિ છે'

એવો નિતાંત નિર્ણય પણ કર્યો **છે.** મુક્તિ દશામાં પણ એજ પરમ પ્રાપ્ય પ્રતિપાદ્યા છે. મુક્તિ દશામાં મળતો આનંદરસનો અનુભવ પણ મળતો છે. આનંદ એજ રસ છે, જુદો નથી. આ દીર્ઘ દષ્ટિએ દેખીએ તો આ મુખ્ય બાબતમાં બન્ને મતો મધ્યે જુદાઈ જણાતી નથી. બીજી બાબતતો બહિષ્ઠ છે. ઉપક્રમ તો મુક્તિની જુદાઇ માટે કર્યો છે પણ થઈ શકતો નથી. 'જે રાધાકૃષ્ણ ગોલોકપતિ છે તેજ હરિકૃષ્ણ છે' એવો અનિવાર્ય નિર્ણય લીધો છે.

ઉપરોક્ત જેવું બીજુ કહીએ–પેરા ૧૦ 'આ સંપ્રદાયમાં **પ્રગટ ઉપાસના, પ્રગટ ભક્તિ** અને **પ્રગટ મુક્તિ** માટે જેટલો **આગ્રહ** રાખવામાં આવ્યો છે તેવો બીજા સંપ્રદાયોમાં રખાએલો જણાતો નથી. ભગવાન્ સ્વામિનારાયણે ખુબ સ્પષ્ટ શબ્દોમાં જણાવેલું છે કે–પરોક્ષની ભક્તિ અને ઉપાસનાથી મુક્તિ કોઈને આ પહેલાં મળી નથી, આજે મળતી નથી કે ભવિષ્યમાં મળવી શકય નથી" આ રીતે બીજા સંપ્રદાયો કરતાં આ સંપ્રદાયની વિશિષ્ટતા કહે છે તે સ્વમતે સારી છે. વસ્તુ સ્થિતિ જોતાં અને ઈતિહાસ જોતાં બીજા સંપ્રદાયવાળા પણ એમ જ માને છે. આગ્રહો તો સર્વસાધારણ છે. ઉપાસનામાં અને ભક્તિમાં ખાસ ભેદ નથી. પરોક્ષવાળાને ત્રણેય કાળમાં મુક્તિ મળતી નથી એમ ઉઘડ કહીને તેમને કાઢી નાખવામાં આવે છે તે મહાસાહસ છે. જેને પરોક્ષ કહે છે એનેજ પ્રત્યક્ષ કહે છે એ બે શબ્દોનો અર્થ કરવામાં વિવિધ વિચિત્ર પ્રવૃત્તિ છે. આ સંપ્રદાયનીજ સ્વલ્પ વાત કરીએ–રામાનંદ સ્વામીને શ્રીરંગમાં રામાનુજાચાર્યે પ્રત્યક્ષ થઈને વૈષ્ણવી દીક્ષા આપી હતી તો રામાનુજને પ્રત્યક્ષ નહિ માનવા પડે ? વૃંદાવનમાં શ્રીકૃષ્ણે પ્રગટ થઈને ધર્મભક્તિ રામાનંદને પ્રત્યક્ષ દર્શન આપીને પ્રાદુર્ભાવનું વરદાન આપ્યું હતું. તો તેમને શું પ્રત્યક્ષ ન કહેવાય ? બીજી બધી વાતને દૂર રાખો. 'अन्योऽपि' એમ શ્રીકૃષ્ણજ શ્રીહરિરૂપે ફરી પ્રગટ થયા છે તો તેમને અને તેમની ભક્તિ ઉપાસનાને

પ્રગટ કેમ ન કહેવાય ? સચ્ચિદાનંદ સ્વામીને દ્રરકામાં શ્રીકૃષ્ણનું આરાધન કરતાં, પ્રત્યક્ષ દર્શન આપ્યું અને વડતાલ પધારવાનું વરદાન આપ્યું અને તે પ્રમાણે વડતાલ પધાર્યા, તો તેમને પ્રગટ ન કહેવાય ? 'પ્રગટને ભજીભજી પાર પામ્યા ઘણા, ગીધ ગુણકા કપિવૃંદ કોટી, વ્રજતણી નાર વ્યભિચાર ભાવે તરી, પ્રગટ ઉપાસના સૌથી મોટી" એમ મુનિમુખ્ય મુકતાનંદજી કહે છે. આમાં તો રામાવતાર તથા કૃષ્ણાવતારનું પ્રગટપણું કહેવા પૂર્વક તેમને મળેલા ગીધ ગુણકા કપિવૃંદ અને વ્રજનારીઓની મુકિતની વાત કરી છે. આ રીતે પ્રગટ શબ્દનો અર્થ કરાતો હોય તો સર્વાવતારધારણ થાય છે. અને તે આ સંપ્રદાયે સ્વીકાર્યો છે. સંપ્રદાયના દેવો, આચાર્યો અને શાસ્ત્રોનું અને મુકિતનું પ્રગટપણું જે રીતે કહેવાય છે તે રીતે બીજા સંપ્રદાયનું શું નહિ કહેવાય ? ન્યાય આગળ પક્ષપાતને સ્થાન બહુ ન હોય. પ્રગટ પરોક્ષ શબ્દના અર્થો શાસ્ત્રાધારવાળા કર્યા છે તે વાંચી લેવા.

પેરા ૧૦ ના અંતમાં–"સત્સંગી, દેહ મુકયા પછી જેને પામવાનું છે તેને દેહ છતાંજ પામ્યો હોય છે. **સહજાનંદીય મુકિતની આ મસ્તી ખરેખર અદ્દભુત અજોડ છે'** આ રીતે સ્વમુકિતને પારેલક્ષં વખાણે છે તે અવિચારિતરમણીય છે. આતો જીવન્ મુક્તિમાં ખપતું હોઈ તે તે આ સંપ્રદાયને માન્ય ન થાય. જીવન્મુકિતનું તો ખંડન રામાનુજે કર્યું છે. એને આ સંપ્રદાય અનુસર્યો છે. મુકિતનું ખરેખરુ સ્વરૂપ कृष्णसेवा मुक्तिश्च गम्यताम् આના વિવેચનમાં સુંદર રીતે ઉપર આવી ગયું છે.

પંડયાશ્રી મુકિતની અદ્દભુત અજોડ મસ્તી ઉપર બહુ ભાર મુકે છે. એ પ્રસંગે થોડુ કુડુ ખરેખરૂ કહીએ—'સહજાનંદીય મુકિતની મસ્તી ખરેખર અદ્દભુત અને અજોડ પૂર્વે કોઈમાં ભલે હશે. પરંતુ અત્યારે તો વિજાતીયાનંદની મુકિત મસ્તી ખરેખર અજોડ અને અદ્દભુત અને અલગ અલગ અનેકધા આગ્રહી જોવામાં આવે છે. એના ઉઘડ ઉપપાદન માટે જળતરંગનું, પયમિશ્રીનું, ઇયળભમરીનું વિગેરે બહુ દૃષ્ટાંતો દેવ માં આવે

છે અને એના અવળા અર્થો પણ અનવધિ કરવામાં આવે છે. ઉપાસ્ય ગુરુ ઉપાસના, શાસ્ત્ર, મુક્તિ વિગેરે બધીજ બાબતો શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી જુદીજ ગામઠી ગોઠવી છે. એમાં ભુક્તિજીવન જુક્તિઓ તો ઘણી જાઝી ગોઠવી છે. એવાં કુભંડો કરીને જેને ખાસ ધ્યેય કહે છે એ શ્રીકૃષ્ણ સેવા-મુક્તિ તો દુઃખરૂપ તુચ્છ માનીને તિલાંજળી આપી છે. અજ્ઞેષુ કિં બહુના.

પંડયાશ્રી વિવિધ વિચિત્ર મુક્તિની વાતો બહુ ચોધારી કરે છે, શ્રીકૃષ્ણવલ્લભાચાર્યે જેનું આખું વર્ણન, ' અખિલ ભારતીય મુક્તિ વ્યવસ્થાની" ચોપડીમાં ચોધારુ વિગતવાર સવિસ્તર મસ્તીપૂર્ણ અદ્દભુત અજોડ કર્યું છે તેનું કંઈ કહેતા નથી. મુક્તિ પ્રસંગે એમનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. આ સંપ્રદાયનિષ્ઠોની મુક્તિ તો ૯–૧૦ મા નંબરમાં સર્વોપરી સર્વાવતારી વર્ણવી છે. એમાં અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદજી અને તેમની જમણી ડાબી ભુજા તરીકે જાગા પ્રાગા ભકત મુખ્ય આવે છે. આ મસ્તીપૂર્ણ મુક્તિઓની ઉપર ગુજરાતી પેપરે બહુપૂર્વે આ રીતે અજોડ ટીકા કરી છે. "સ્વા. ના. સંપ્રદાયમાંથી જુદા પડેલા નાનાનાના પંથો, જેવા કે-ચુડાવળા હરિકૃષ્ણ મહારાજ. અને મહુવાના જાગો પ્રાગો ભકતરાજ, અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી, બોચાસણવાળા શાસ્ત્રીજી યજ્ઞપુરુષદાસજી, કચ્છ બળદીયાના અનાદિ મુકતરાજ અબજીભાઈ પટેલ, ભાદરણના પુરુષોત્તમ ભગવાન, વિગેરેની હકીકત અને એમની મુક્તિનું સ્થળ શા માટે બતાવવામાં આવ્યું નથી.. મૂળ અક્ષરનો મહિમા ભારે ખુબીથી વધારવા માટે ભગવાન સહજાનંદ સ્વામીને આગળ ધરીને ભારે પ્રયાસ કરવામાં આવ્યો છે" ઇત્યાદિ ઘણી સટીક ટકોર સખત કરી છે. બિચારા બીજાઓનું ગમે તે થાય, પરંતુ એ શાસ્ત્રીએ પોતાની સીટ તો પોતેજ નક્કી કરી લીધી છે. વાંચો એમના મુખ શબ્દો–' અમે પરંબ્રહ્મ સ્વામિનારાયણ પરમાત્માની **આજ્ઞાથી** નિત્યસિદ્ધ અનુભવની સાથેજ **અક્ષર ધામમાંથી** પૃથ્વી ઉપર પ્રગટ થયા છીએ અને શુદ્ધ ઉપાસનાવાળા મહામુકતોના મંડળમાં

રહ્યા છીએ " ઇત્યાદિ. આ જોતાં એક રૂપ અક્ષરમાં મુકીને આવેલા હોવાથી અંતે એ મૂળ રૂપમાં મળી જશે. કંઈક કચાસ હોવાથી તે ટાળવા અહીં આવેલા, તે પુરી કરીને મૂળ અક્ષરમાં દાખલ થઈ જશે. કશી ચિંતા રહેતી નથી. ફકત ચિંતા એટલીજ કે ડાબી જમણી ભુજા-રૂપ જાગા પ્રાગા ભકતની પાછળનો નંબર આવશે. વળી મહામુકતોના મંડળની વાત કરે છે, તેનું જો અનુસંધાન લઈએ તો મૂળ ગુણાતીતા-નંદજી, બાળમુકુંદદાસ, નારાયણદાસ, નિર્ગુણદાસ, આ સ્વામિઓના શિષ્ય તરીકે પોતાને પદેપદે નવાજતા હોવાથી તે બધાજ અભણોની પાછળજ નંબર આવશે. અહીંની ઉપાધિઓ ત્યાં કશા કામની નથી. આધિ ઉપાધિરૂપ જણાશે. વળી જાગા પ્રાગા ભકતના પટ્ટ શિષ્ય તરીકે પંકાતા શા. યજ્ઞપુરુષદાસજી અને તેમના પટ્ટ સ્થાને પશ્ચાત આવેલા યોગી સ્વામીજી ધામમાં ગયા હોવાથી તેમનો નંબર નક્કી થઈ ગયો હશે. એટલે પંડિતજીને તો પશ્ચાત્ નંબર આવશે. એ તો પશ્ચાત્તાપરૂપ થઈ પડશે. મનમાં મોટાપણાનું અભિમાન તો ત્યાં છેક છોડવું પડશે. એમ હશે તો કશી ચિંતા નથી. આ મુક્તિમાં શ્રીજી સેવાનો સંબન્ધ દૂર ગૌણ રહેશે. વાસુદેવનારાયણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ, કૃષ્ણનારાયણ કરતાં ઉંચો નંબર મૂળ અક્ષરનો મળ્યો એટલો મનમાન્યો લાભ છે. પશ્ચાત્ નંબરવાળા ચાર નારાયણોની તો એમને જરૂરજ કયાં છે ?

આના પ્રસંગથી એના જેવું બીજું કહીએ–અબજીબાપા, જટા-શંકરબાપા, હરિચરણદાસ સ્વામી, આ ત્રણ તો શ્રીજીસ્વરૂપ હોઇને શ્રીજીની ત્રણ અવસ્થારૂપ હોવાથી જળતરંગવત્ શ્રીજીમાંજ લીન–રસબસ સમાવિષ્ટ હોય છે. એમણે તો અનાદિ પરમ એકાંતિક, એકાંતિક ( ચોથો અનાદિ મહામુકત ) આ નંબરો કબજે કરી લીધા છે. આ ત્રણમાં ખેંચાતાંણ ખોદાખોદ ખદાબદ નાનામોટા માટે હશે, પરંતુ નંબરો સાચવવામાં તો એકમતના છે. અનાદિ મૂળ અક્ષર અને તેમના શિષ્યોનો નંબર તો પોતા પછીનો ચોથો દયાવશાત્ એમણે આપ્યો છે. આ ત્રિપુટી

ત્રિકુટીના પંથવાળાને તો કશીજ ચિંતા નથી. અહીંથી ઉપડયા તે ત્યાં પેશીજ જવાનું. (ચોથા નંબરના મૂળઅક્ષરનેતો પૂછવાનુંપણ નહિ) આ જોતાં શ્રીકૃષ્ણવલ્લભાર્યની સીટ તો બહુ પાછળ પડી જતી હોવાથી અપરિમિત ચિંતાનું સ્થાન થશે. જવું કયાં ? અને કેની પાસે રાવ કરવી ? સહનજ કરવું પડે. આમાં પણ વાસુદેવનારાયણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ, કૃષ્ણનારાયણનો નંબર બહુ છેટો પડી જાય છે. એમની ઉપર ચાર પાંચ નંબરો મુક્તોના ઉંચે આવ્યા. છેવટે જે મળે તેમાં સંતોષ માનવો પડે. આવા ઝઘડીયા ધામ કરતાં ધરા માતા શું ખોટી છે ? અહીંજ પડયા રહેવું ?

વીરશદના નારાયણજીતો સ્વયં મહારાજ અને વધારામાં શ્રીજીસ્વરૂપ સદ્‌ગુરુવર્ય મુક્તાત્માકહેવાતા હોવાથી અને વળી ગુણાતીતાનંદ મૂળ અક્ષરના અનન્ય અનુયાયિ હોવાથી ગુણાતીતાનંદવાળા ભેળું કોઈ સ્થાન મેળવી લેશે. પરંતુ બહુઉપાધિ બ્રહ્મજાતિ એમનો નંબરતો જાગા પ્રાગા ભકત પછીનોજ કે કૃષ્ણાવલ્લભ પછીનો કોઈ પડતર મળશે. એપણ પંડયા કહેવાય છે. એમના નામે સ્વા. ના. ભાગવત કર્યું છે. તેને પ્રથમ શોધનારા શા. કૃષ્ણવલ્લભાચાર્ય છે, તેઓ તેમાં મદદકર્તા બનશે, એટલે પંડયાજીને અને તેમના શિષ્યોને મુક્તિની ચિંતા નથી. આ નારાયણજી મહારાજ પણ વાસુદેવનારાયણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ, કૃષ્ણનારાયણ થકી પર ઉપરી હોવાનો દાવો કરનારા છે. આચાર્યશ્રીના વહીવટ નીચેના વીરશદ મંદિરમાં પ્રતિષ્ઠિત દેવો પહેલાં નારાયણજીનાં દાટેલાં અસ્થિની પૂજા પ્રથમ ષોડશોપચારથી આરંભથી અત્યાર સુધી ચાલુ છે. ગોંડળની અક્ષરદેરી જેવું આ પણ ભુત તુત ચાલે છે. આ નારાયણજીના નામે કરેલી ગામોટ ગપોડીયા ગીતાને સ્વા. ના. ને નામે ચઢાવી છે. અને તેની ત્રણ આવૃત્તિઓ છપાઈ છે અને મંદિરમાંથી જ વેચાય છે. કોણ પુછનાર છે ? મહાંત જ્ઞાન સ્વામીનું જ્ઞાન એમાં કંઈપણ કામ આવતું નથી. હરિકૃષ્ણ તથા પુરુષોત્તમ તો સ્વયં ભગવાન હોવાથી એમના શિષ્યોને તો કિંચિત્ પણ ચિંતા નથી. એમને કોઈ અવર અનાદિ મુકત કે મૂળ અક્ષરની

સીપારસની પણ જરૂર નથી. ઈત્યાદિ પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ઘણી મંડળીએ સર્વોપરી અવતારી પદે આપે વિરાજે છે. બધાજ ઉપાસ્ય નારાયણોને ધરાવી કાઢયા છે. એમણે પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવ ગુરુઓ, તદનુકૂળ શાસ્ત્રો, વાર્તાઓ, મંદિરો, સેવકો વિગેરેની સઘળી વ્યવસ્થા ગોઠવી દીધી છે. અહીંની કે તહીંની કશીજ ચિંતા નથી, છતે દેહે ધામમાં પડયા છે અને અહીંજ મુકિતનું સુખ ભોગવે છે. આવા અવતારી સર્વોપરીઓ મહાસમર્થો મરી કેમ જાયછે ? અને બહુ રીબાય છે કેમ ? અને નિત્ય સુખમય અક્ષરધામને પડી મુકીને દુઃખમય આ અનિત્ય સંસારમાં કેમ આવ્યા કરે છે ? અહીંના વિષયભોગો કેમ છૂટતા નથી ? પોતાનાજ આત્યંતિક કલ્યાણનું ઠેકાણું નથી, તે શિષ્યોનું શું કરવાના છે ? ઇત્યાદિ બહુ શંકાઓ થાય છે. સમાધાન નથી.

આજ વખતે એક અતર્કિત વાત રસદાર યાદ આવે છે તે કહ્યા વિના ચાલતું નથી વડનગરના સ્વામી ઈશ્વરચરણદાસજીના શિષ્યો તરફથી એક **"ધ્યાનમુદ્રિકા"** નામની નાની ચોપડી છપાઈ છે. એમાં ઈષ્ટદેવ શ્રીહરિ અને તેમના ભક્તો અને બધા અવતારો તથા તેમના ભકતોને માટે બહુ સારી વ્યવસ્થા ગોઠવી છે. પ્રથમ તો રહેવાનું સ્થળ જોઈએ તેતો સર્વેને માટે બહુ વિશાળ અવકાશ આપ્યો છે. દરેક મુક્તને વિશાળ જગ્યા–પાંચ વીશ પચીશ યોજન વ્યવસ્થિત રાખી છે. (વચને કા દરિદ્રતા) બાગબગીચા, યથેચ્છ ખાવાનું પિવાનું પહેરવાનું, ઢોલીએ બેસવા સુવાનું, નોકર ચાકરની પૂર્ણ વ્યવસ્થા, ઉપરીની કશી ગોદાહળ નહિ, બે વખત દર્શન આપવા પધારતા શ્રીહરિનાં દર્શન કરવા જવું પડે અને બાગ બગીચામાં જે કંઈ પત્ર પુષ્પ ફળ હોય તે ભેટ તરીકે લઈ જવાનું. શ્રીકૃષ્ણાદિક માટે તો મુકતો કરતાં પણ બહુ મોટી વ્યવસ્થા સર્વોપરી ગોઠવી છે, જેથી કોઈને ન્યૂનપણ લાગે નહિ અને ઈર્ષ્યાને પણ સ્થાન રહે નહિ. એમના ધામના પાર્ષદોની પણ બાગ બગીચા, જમવા પિવાનાં વિગેરે વસ્તુઓની પણ પુરતી વ્યવસ્થા બહુ

સારી ગોઠવી છે. કોઈ નવા કે જુના મંડળવાળા ત્યાં જાય તો યથેચ્છ વ્યવસ્થા સઘળી સચવાય છે. અત્રવત્ ગૃહસ્થો અને ત્યાગીઓની પણ સઘળી વ્યવસ્થા અલગ અલગ રાજેશ્રી રાખી છે. એથી ત્યાગીઓને કશીજ ચિંતા નહિ. સર્વ મંડળવાળાએ ઇચ્છવા યોગ્ય તો આ મુક્તિ સરસ છે.

મુદ્દા માલ મુક્તિના પરમ પ્રસંગથી બીજું સુંદર મહત્તમ કહીએ– પરોક્ષના મંદિરોમાં તો પોતે માનેલા ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ કે શ્રીરામ કે લક્ષ્મીનારાયણ કે બીજા દેવોની સ્થાપના હોવાથી ઉપાસનમાં બહુ ભાંજગડ હોતી નથી. ( જેમકે ડાકોર ) આ સંપ્રદાયનાં મંદિરોમાં તો જુદા જુદા નામરૂપવાળા વિવિધ દેવો પધરાવ્યા હોવાથી મોટી ભાંજગડ ન્યૂનાધિકવાળી ઉભી થાય છે. અમદાવાદમાં પ્રથમ નરનારાયણદેવ અને પછી રાધાકૃષ્ણ હરિકૃષ્ણને પધરાવ્યા છે. નરનારાયણનું ધામ બદરીકાશ્રમ, રાધાકૃષ્ણનું ધામ ગોલોક અને શ્રીહરિનું તેથી અલગ અક્ષરધામ ઊંચું ઠરાવ્યું છે. આ પ્રમાણે મુક્તો વિગેરેની પણ વ્યવસ્થા પૃથક્પૃથક્ ગોઠવી છે. આશ્રિતો તો અત્યારે એકજ સંપ્રદાયના હોઈને મેળાપવાળા છે. પરંતુ પર્યંતે તો એમની ગતિ જુદી જુદી થવાની હોઈને મેળાપ રહેવાનો નહિ. આ લોકની સગાઈ જેવું થવાનું. દરેકની વાતોમાં આ ગુહ્ય ગોઠવણી છે. વડતાલવાળાને વધુ ઉપાધિ છે. લક્ષ્મીનારાયણવાળા વૈકુંઠમાં કે શ્વેતદ્વીપમાં, વૃંદાવનવિહારીવાળા ગોલોકમાં અને હરિકૃષ્ણવાળા અક્ષરમાં જશે. ધર્મભક્તિના સંબંધવાળા વાસુદેવનું સ્થાન નિશ્ચિત નથી. વાતુમાં તો પાંચમો કે છઠ્ઠો નંબર આપ્યો છે. સૌથી મોટા રણછોડજીને તો શ્રીકૃષ્ણમાં ગણવા પડે. જુનાગઢમાં તો રાધારમણ દ્વારકાંધીશ હરિકૃષ્ણ છે. ગઢડામાં પણ એવીજ સ્થાપના છે. બીજાં મંદિરોમાં પણ એવીજ વ્યવસ્થા છે. તેમાં પણ 'अन्ते या मतिः सा गतिः' એમાં કહ્યા મુજબ થવાની. બીજા ગોલોકાદિધામોવાળાની જે ગતિ તેમાં બહુ ચિંતા કે દરકાર નથી. પરંતુ જેને પૃથક્ ઉંચું ઉપરી સર્વોત્તમ માનવામાં આવે છે એ અક્ષરમાં જનારાઓને મહતી ચિંતા છે. કેમકે

ઉપરના બધાજ બંડીયા ભાગલા પાડીને પોતપોતાની સર્વોપરી સીટો કબજે કરી લેવાના ઝઘડામાં પડયા છે. કોઈને કોઈ નમતું આવે એવા સરલ નથી. અહંમમતાની ટોચે ચઢયા છે. આમાં તો કોઈ પહોંચી વળે એવા મહાબળીયા જાય તો જ કંઈક રહેવાનું સ્વલ્પ સ્થાન મેળવે નહિ તો "दुरात् नमस्तें" એમ કહીને પાછુ અવર ધામોમાં સ્થાન મેળવવાની ખટપટ કરવી પડે. (રેલ્વે ગાડીની પેઠે) તે સ્થાનવાળાતો દયાળુ હોઈને ઉદારદીલવાળા હોવાથી સારુ સ્થાન આપે અને સારી આશ્વાસના સંભાવના કરે. મંડળોવાળા સિવાયના જે છે તેમની તો ગતિજ અધમ થવાની છે. માટે મુક્તિ માટે તો બહુ જ વિચારવાનું છે. આ બધી મુક્તિઓનું ખુબ વર્ણન સંપ્રદાયમાં ઉઘડ ઉટાંગ ઉધ્ધત પ્રવર્તે છે. તેમાં પ્રતિવર્ષ વધારો થતો જાય છે. સંપ્રદાયના સ્થાપિત-નામાંકિત દેવો અને મુખ્ય શાસ્ત્રોને તો દુષ્ટ દષ્ટાંતો આપીને બહુ દૂર ફેંકી દીધા છે. કશીજ ગતિ રહેવા દીધી નથી. 'अतो भ्रष्टस्ततो भ्रष्टः' એવું અસહ્ય અનુશોચ્ય થયું છે. પંડયાથી આ બધું કયાં નથી જાણતા? આ તો મુક્તિના મહાપ્રસંગથી તેનું રસદાર ફારસ દર્શાવ્યું છે, ગુરુમુખી સંપ્રદાય તે આનું નામ. પોતપોતાના ગુરુને પરાત્પર નંબરે ચડાવી દેવાની તીવ્ર તમન્ના મસ્તીપૂર્ણ અજોડ અદ્ભુત છે. એથીજ આ બધી વિમુખી વેતરણ વંઠેલ ફંટેલ વિસ્તરી છે. પ્રથમ તો કંઈક માપમાં હતું, હવે તો હિંદુસ્તાન પાકિસ્તાન જેવા જોરદાર ઝઘડા જુથકના ચાલ્યાજ કરવાના. મુંચ ધાત્વર્થતો હવે રુચ ધાત્વર્થમાં પરિણમ્યો છે. કોઈ મંડળમાં પ્રસિદ્ધ તો કોઈમાં અપ્રસિદ્ધ હશે. આમાં લબદાયા વિના કોઈ નથી. મંડળવાળાની જ અત્યારે કીંમતી કીર્તિ છે. બહારવાળાને તો અમુક દોષ આરોપીને તુચ્છકારી કાઢે છે. સ્વા. ના.નું, તેમની ભક્તિનું, તેમની મુક્તિનું પ્રગટપણું તો કાઢી નાંખીને સૌસૌના મંડળવાળાઓએ પોતાના ગુરુનું જ ગોઠવી કાઢયું છે હવે સ્વા. ના.ની મુક્તિની વાત કરવાનું સ્થાનુ નથી. વાત કરવા જાય તો માર મળે.

મુક્તિનું આવું વિવિચન પૂર્વે એક બે વાર આવી ગયું છે. આતો પુનરુક્તિ છે. મુક્તિની ખરેખર અજોડ અદ્‌ભુત મસ્તી તો આ વર્ણવી એવી અનેકધા ઉઘાડી છે. આત્યંતિક મુક્તિને નામે તો શ્રીજીએ ઉપાસ્ય ઈષ્ટદેવપણે માનેલા શ્રીકૃષ્ણ અને લક્ષ્મીનારાયણ વિગેરે પણ છેતરાયા છે. અને મહા ઉપાધિમાં પડી ગયા છે. વિવેચન કોઈ અવસરે આવશે. '**कृष्णसेवा मुक्तिश्च गम्यताम्**' આ શ્રીમુખ વચન ઉપર સર્વે આસ્તા શ્રદ્ધાવાળું અનુસંધાન રાખે તો સારૂ. વળી સ. પ્ર. મા. વર્ષ ૨ અંક ૨ પેજ ૧ ના પેરામાં ''જેવું મહત્ત્વ વચનામૃતના પહેલા પેરાનું છે તેવુંજ તેના ઉપોદ્‌ઘાત પ્રકરણ, જેને પરિભાષામાં "**પરથારો**" કહેવામાં આવે છે તેનું છે. એમાં ભગવાનના પરમદિવ્ય ધામનું શરૂઆતમાં વર્ણન કર્યું છે. પછી એમના અવતરણનુ કારણ સમજાવવામાં આવ્યું છે,'' ઈત્યાદિ પંડયાશ્રી લખે છે. એને પોતેજ અનુસરે તો બહુ સારી વાત છે. અધિક આગળ અલગની જે ભ્રમણા છે તે સમૂળ ભાળી જશે. / ગોલોકને મધ્યે અક્ષરધામ છે. એને વિષે શ્રીકૃષ્ણ ભગવાન્ બિરાજમાન છે. એજ શ્રીહરિરૂપે અવતર્યા છે. એટલો મુદ્દો આરંભમાં આણ્યો છે.

---

## વીરશદ ગામની બહુ બુરી બંડીયા બાબતો—

હાલમાં **સ્વા. ના. ગીતા** નામની ગપોડી વિગીતાની **ત્રીજી આવૃત્તિ** છપાઈ છે. તેને છપાવનારા **અંબાલાલ દાજીભાઈ** અમીન કે જે **વીરશદ**–મંદિરના કોઠારી કહો કે કારભારી કહો કે કુલમુખત્યાર કહો તે પોતે છે. 'સ્વા. ના. ગીતા પ્રકાશન ટ્રસ્ટવતી' એમ પોતે લખે છે, જેથી આ એક મંદિરથકી અલગ ટ્રસ્ટ પુરાતત્ત્વ જેવું જણાય છે. એમણે લખેલા નિવેદનમાં નારાયણજીને ''પરમપૂજ્ય સદ્‌ગુરુવર્ય શ્રીજી-સ્વરૂપ બ્રહ્મનિષ્ઠ મહારાજ'' વિગેરે સર્વોપરીનાં વિશેષણો લગાવ્યાં છે. " એમના સમાગમમાં અમારું કુટુંબ, સં. ૧૯૫૮ થી અખંડ લાભ

લેતું આવ્યું છે" એમ પણ જાહેર કર્યું છે. આમાં બીજી આવૃત્તિની નોંધ પણ આપી છે અને પ્રસિદ્ધકર્તા **વાઘજીભાઈ** દાજીભાઈ કે જે પોતાના ભાઈ છે તેમનું નામ આપ્યું છે એમણે આ કાયમી ફંડમાં એક હજાર રૂપીયા આપ્યાની પણ જાહેરાત કરી છે.

બીજી આવૃત્તિને ૨૦૦૫ માં છપાવનારા વાઘજીભાઈ દાજીભાઈ છે. એમાં નારાયણજીને "અદ્વિતીય અલૌકિક સહજાનંદસ્વરૂપ" વિગેરે સર્વોપરી વિશેષણો આપ્યાં છે. આમાં **શુદ્ધ ઉપાસના** પ્રવૃત્તિનો ઉદ્દેશ જણાવ્યો છે. પહેલી આવૃત્તિ તો પંડયાના પોતાના નામથી સં. ૧૯૯૬માં કઢાવી છે તેનો પણ ઉલ્લેખ છે. આ ત્રીજી આવૃત્તિમાં મુક્તાત્મા નારાયણજીનો ફોટો અને જીવનચરિત્ર પણ ભક્તરાજ છગનલાલના નામ-વાળું લીધું છે. પંડયાએ આ ગીતાનું અર્પણ ગુણાતીતાનંદજીને કર્યું છે અને તેમને મારા 'આદિ ગુરુ અનાદિ અક્ષરમૂર્તિ' એવું સર્વોપરી વિશેષણ આપ્યું છે અને ફોટો પણ આપ્યો છે. સ્વા. ના. ભાગવત અને સ્વા. ના. ગીતા મળવાનું ઠેકાણું "અમીન **રામચંદ્ર** વાઘજીભાઈ અમદાવાદ" આ રીતે આપ્યું છે. આ પંડયાકૃત ગીતાનું માહાત્મ્ય પોતેજ લખેલું ત્રણ પેજમાં છાપ્યું છે. તેના આરંભના પેરામાં "આ સ્વા. ના. ગીતાનું મહાત્મ્ય **અનંત દેવો અનંત અવતારો** તથા અનંત મૂળ પુરુષો પણ યથાર્થ લખી શકે તેમ નથી" એમ સર્વોપરી અવતારી મહિમા સ્વમુખે ગાયો છે. છેવટે "અનંત શાસ્ત્રો પુરાણો વેદાદિકના અનંત પાઠો કરે તો પણ તે આ ગીતાના એક પાઠની પણ બરોબર થઈ શકશે નહિ' એમ સ્વયં પ્રશંસા લખી છે. આવાં પૂર્વનાં બધાં જ ધતીંગો સાથે આ ત્રીજી આવૃત્તિ અમીન અંબાલાલે બહાર પાડી છે. આની સાથે અમારે બહુ નિસ્બત નથી પણ મુખ્ય માન્ય ગ્રંથોમાં વર્ણવેલા તત્ત્વજ્ઞાન સાથે છે. અને તે હોવીજ જોઈએ.

જીવનચરિત્રના ૧૨ મા પેજમાં 'સ્નાન કરવા ગયા ત્યાં તેમનો સ્થૂળ દેહ જળમાં ડુબી ગયો. પરમકૃપાળુ સર્વ અવતારના અવતારી

**શ્રીસહજાનંદ સ્વામી**, મૂળઅક્ષર **ગુણાતીતાનંદ સ્વામી અને બીજા છ મુક્તો સહિત** ત્યાં પધાર્યા અને તેમના જીવરહિત સ્થૂળ દેહમાં આ મુક્તનો પ્રવેશ કરાવ્યો.'' આમ ગેબીના જેવી ગપ મારે છે તેનું કાંઈ નહિ. પણ શ્રીજી તથા ગુ. સ્વામી સાથે **છ મુક્તો** પધાર્યા તે **કયા ?** એનું નામ આપ્યું નથી એ શંકા રહે છે. અ. ૨ ના આરંભમાંજ ''હે રઘુવીરજી ! ધર્મદેવ તો આપના પિતાના પિતા થાય છે, આ તેમનું સ્વરૂપ જુઓ! એમ કહ્યું કે તરતજ રઘુવીરજીને ધર્મદેવ આદિ **છ મૂર્તિઓનાં** દર્શન થયાં. તેથી આનંદમાં તરબોળ થયા અને તે બધાને પગે લાગ્યા. રઘુવીરજીએ પૂછ્યું કે-સ્વામી ! આ બધાનાં નામ કૃપા કરીને મને કહો ? ત્યારે ગુ. સ્વામી બોલ્યા (૧) ભૂમાપુરુષ (૨) પ્રધાનપુરુષ (૩) ધર્મદેવ (૪) લક્ષ્મીનારાયણ (૫) વાસુદેવનારાયણ (૬) બદરીપતિ નારાયણ. આ બધા મૂળ પુરુષના દીકરા છે '' એમ છ નામો આપ્યાં છે, આ નામધારીઓ કે જેને મૂળ પુરુષના દીકરા ઠરાવ્યા છે એજ વા. ના., લક્ષ્મી ના. નરનારાયણ વિગેરે મૃત દેહમાં નવા મુક્ત જીવને ઘાલવા આવેલા કે બીજા કોઈ ? તેની સ્પષ્ટતા હવે અમીન અંબાલાલે જ કરવાની રહેશે. કેમકે હવે બીજા બધા જવાબદાર બંડીયા ધામમાં ગયા છે. પોતાનો સર્વોપરી અવતારી મહિમા બાલીશ લોકોમાં જણાવવા સંપ્રદાયમાં ઉપાસ્ય ઈષ્ટદેવ તરીકે મનાતા પૂજાતા બધા જ નારાયણોને પોતાથી પણ સાવ નીચે જીવાદિ તુચ્છપદે ધકાવી દીધા છે. જેમ કોઈ બહુ મોટું ઓપરેશન જોખમી હોય ત્યાં ઘણા હોંશીયાર ડૉકટરો હાજર રાખવા પડે છે તેમ એક અત્યલ્પ બદ્ધ જીવને કાઢીને બીજા મુક્ત જીવને દાખલ કરવામાં તો અવતારી શ્રીજીને, અનાદિ મૂળઅક્ષરને, તેમની નીચેના ધર્માદિ નામાંકિત છને હાજર રહેવું પડે.· આ કેવું ઓપરેશન કહેવું પડે. દેહમાંથી જીવને કાઢવો એ તો મહાપાપ છે. પ્રથમનો જીવ નમાલો બદ્ધ હશે તે શું બીજાનો હતો ? એજ નારાયણજી હતા. તેનો ઘાત કરવો એ તો આત્મઘાતી કહેવાય. એવો આત્મઘાત કરવાની ના

કહી છે. માહાત્મ્યની હદ વાળી ? ધર્મદેવ તો શ્રીકૃષ્ણાદિ નારાયણોના ઉપાસક હતા અને તેતો શ્રીકૃષ્ણના અવતાર તરીકે સ્વપુત્ર શ્રીહરિને માનતા હતા. એવાં વચનો સેંકડો સ્વા. ના. માન્ય ગ્રંથોમાં વર્તે છે. આ ઉપરથી બધુજ બંડીયું વાતાવરણ સમજવામાં આવે છે. પોતાને પામરને સર્વોપરી સર્વાવતારી થવાના કોડથી શ્રીજીસ્વરૂપ સર્વ નારાયણોને પણ સાવ નીચે ઉરાડી મુકે છે.

વળી પેજ ૨૪ "આ **મુક્ત પુરુષના** દેહને વિમાનમાં પધરાવી, સર્વ સત્સંગીઓએ અમીન દાજીભાઈના ખેતરમાં લઈ જઈને અગ્નિસંસ્કાર કર્યો. આ ખેતર એમણે પોતાના તથા સર્વ કુટુંબના મોક્ષાર્થે સ્વા. ના. ને અર્પણ કર્યું છે અને તે સમાધિસ્થાન પર શ્રીજીની પ્રેરણાથી સર્વ હરિભક્તોએ મળીને એક **રમણીય આરસની દિવ્ય દેરી** બંધાવી છે." એમ પણ અંબાલાલે જાહેર કર્યું છે. આ વાત સં. ૧૯૯૭ ની જુના હરિમંદિરની છે. ખેતર પણ એજ મંદિરને અર્પણ છે, એ મૃત સ્થાન મંદિરમાં જેમનો ફોટો મોટો છે તેમાં 'શ્રીજીસ્વરૂપ' એવા શબ્દો લખ્યા છે. ત્યાંથી અગ્નિસંસ્કાર માટે જ ખાસ રાખેલા ખેતરમાં એ ક્રિયા કરી છે. દેરીને **દિવ્ય** વિશેષણ **આપ્યું** છે, પોતે દિવ્ય મુકતાત્મા એટલું જ નહિ પણ તેમનું સ્મશાન થળ અસ્થિ અને દેરી પણ દિવ્ય છે. 'दिव्यं कृष्ण स्व रूपं' એની પેઠે ઠરાવ્યું છે. એજ જગ્યામાં મોટું મંદિર અને તેમાં લક્ષ્મીનારાયણ હરિકૃષ્ણ ઘનસ્યામ વિગેરે દેવોની સ્થાપના છે. આખા વૈદિક શુદ્ધ સંપ્રદાયને છેતરવામાં કાંઈ બાકી છે ? આ કઈ જાત ભાતના વહીવટ કર્તા સત્સંગીઓ કહેવાય ?

બજેટ કરવા નિકળેલા પૂજ્ય લાલજીશ્રી ૧૩-૮-૫૮ ના રોજ ખંભાત ગએલા, **'ખંભાતથી વળતાં વીરશદ મંદિરમાંનાં ચરણારવિંદ બાબત વડતાલના ત્યાગીઓ તરફથી આવેલા પત્રની માહીતી મેળવવા ગએલા"** એમ લાલજીશ્રી નરેન્દ્રપ્રસાદજી મહા

રાજ સંચાલિત વડતાલ સંસ્થાના સત્તાવાર મુખપત્ર તરીકે મનાવાતા સત્સંગ માસિકના વર્ષ ૧ અંક ૧૨ માં સમાચાર પોતે આપેલા છે. સો પત્ર છે અને શી માહિતી મેળવી લાવ્યા છે તે અત્યાર સુધી ત્યાગીઓને કેમ જણાવતા નથી ? પૂર્ણ ચૌદ વર્ષનાં વહાંણાં વહી ગયાં છે. આ વાત કાંઈ ખાનગી નથી. વર્ષમાં બે ત્રણ વારતો વીરશદ પધારે છે અને જાતે બધો બંડાર્થ જુવે છે. છતાં ચાલવા દે છે એ અત્યાશ્ચર્યની વાત ન કહેવાય ? જ્ઞાન સ્વામીને તો લેવા દેવાજ કયાં છે ? વડતાલમાં સ્થાન નહિ અને કોઈ સેવક નહિ હોવાથી દેહ નિર્વાહ પુરતા કાયમી રહ્યા છે એ સાફ વાત છે. અસ્તુ.

શ્રીજીસ્થાપિત પ્રથમ આચાર્યને સંવાદમાં મુકીને ગુણાતીતાનંદજીનો મહિમા ગાવા માટે કેવા બનાવ્યા છે તેના વિમુખ બનાવટને જુઓ– ૧ અધ્યાયના આરંભમાંજ સં. ૧૯૦૮ માં રઘુવીરે ગોપાલાનંદસ્વામીની પ્રાર્થના કરી કે – " આપનું શરીર અશક્ત છે. અને તમે તો મને અક્ષરધામમાં લઈ જવાનો વર આપ્યો છે. તેનું શું થશે ?" ત્યારે ગો. સ્વામી બોલ્યા કે હે રઘુવીરજી શ્રીજીપાસે અને અમારી પાસે અખંડ રહેવું હોય તો જુનાગઢ જઇને અનાદિ **અક્ષરમૂર્તિ ગુણાતીતાનંદસ્વામીનો સમાગમ કરશો** તો સર્વ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થશે અને બ્રહ્મરૂપ થઈને શ્રીજીસેવામાં અખંડ રહેવાશે. તે વાત ધ્યાનમાં લઈ શ્રીરઘુવીરજી સં. ૧૯૦૯માં ( સ્વા. ગો. ૧૯૦૮માં ધામે ગયા છે) બે પાર્ષદ સાથે જુનાગઢ પધાર્યા અને સ્વામીનો સમાગમ કર્યો" આ રીતે અગડબંબ ગોઠવ્યું છે. આચાર્યશ્રી કે જે પ્રથમ શ્રીજીસ્થાપિત છે ધર્મ-ધુરંધર અને ગો. સ્વામી કે જેમને બન્ને દેશના પૂજ્ય મોટેરા તરીકે સ્થાપ્યા છે. તે બન્નેને પણ બહુ બનાવી કાઢીને ગુણાતીતાનંદને સર્વોપરી પદે સ્થાપવાની આખી બંડાઈ ઉધ્ધતાઈ કરી છે, જે આ આખા સંપ્રદાયે શોચ્ય અને ધિક્કાર્ય છે.

૫ પેજ ઉપર 'ग्रन्थोऽयं' આ જે શ્લોક લખ્યો છે તેતો હરિવાક્ય-સુધાસિંધુની પ્રશંસાપર છે. તે ગામઠી ગપોડીયા ગીતાની પ્રશંસામાં ગોઠવી દીધો છે. 'तव कथामृतं' આ જે શ્લોક ૭ પેજ ઉપર મુકયો છે તેતો ભાગવત દશમનો છે. ગોપીઓએ શ્રીકૃષ્ણના કથામૃતનો મહિમા ગાયો છે. આનો આરંભ 'जयति तेऽधिकं' એવો છે. આ શ્લોકને ગપ્પાષ્ટક ગામઠી પંડયા ગુજરાતી ગીતાને અડાવ્યો છે. ઉદ્ધતાઈનો અવધિ છે ? ૭ મા પેજ ઉપર 'महाध्यानाभ्यास' આ શ્લોક કે જે ગુણાતીતાનંદજીના જીવનચરિત્ર પર છે તેની પણ નોંધ લીધી છે. આ શ્લોકનો અર્થ કરતાં 'सदानन्द' આ પદનો અર્થ "સત્ ચિત્ આનંદમય સ્વરૂપ જેનું છે" એવો બંડીયો ખોટો કર્યો છે. આ ઉપરથી ગુણાતીતપંથના વાજીંત્ર-રૂપ આ ગપોડીયા ગીતા છે એમ સાબીત થાય છે. આ તો થોડી બંડીયા વાનગી ચખાડી છે. આ જોતાં આ ત્રીજી આવૃત્તિનીસઘળી જવાબદારીના કુલ માલીક અંબાલાલ દાજીભાઈની સુનિશ્ચિત થાય છે.

આ બન્ને મુદ્રિત પુસ્તકો માટે પૂર્વે આગેવાનોની સંમતિ લઈને બન્ને ગાદીના આચાર્યોએ સહીશીક્કા સાથે વિરોધ જાહેરમાં છાપીને કર્યો છે તેને આ કુલ કારભારી અંબાલાલ શું નથી જાણતા ? આચાર્યશ્રીના કબજા વહીવટના મંદિરના મહાંત તરીકે વિરાજતા સ. સ્વામી જ્ઞાનજીવન-દાસજી શું નથી જાણતા ? તેમજ તે બન્નેની વહીવટમાં નિમનોક કરનારા અને વળી બહુ વર્ષોથી નભાવનારા પૂજ્ય આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી શું નથી જાણતા ? તેમજ તે મંદિરમાં ઘણા મંડળાધીશો વિવિધ ઉત્સવો ઉજવવા જાય છે તે શું નથી જાણતા ? આ મંદિરમાં એનીએજ બંડીયા મસાણીયા પ્રવૃત્તિ ચાલુ રહી છે તો હવે કેને કહેવું ? હાલમાં સંપ્રદાયબહિષ્કૃત ગામઠી **ગીતા** બહાર પડી અને હવે એવા જ **ભાગવત**ની આવૃત્તિ બહાર પાડવાની પ્રવૃત્તિ સંભળાય છે. જેથી સંપ્રદાયનિષ્ઠ સુજનોની જાણ માટે પૂર્વે જે જે વિરોધો થયા છે તે બહાર પાડવાની ફરજ પડે છે.

---

# આજ્ઞા પત્રિકા—

**"શ્રી સ્વામિનારાયણું ભાગવત"** એ નામનું પુસ્તક થોડાક વખત થયા બહાર પડ્યું છે તે સબંધી ગેરસમજ થયેલી જણાય છે.

પુસ્તક બનાવનાર નારાયણજી જદુરામ પંડ્યા છે. તેઓશ્રી પુસ્તક બહાર પાડવા માટે અમારી આજ્ઞા લેવા આવેલા પરંતુ પુસ્તક તપાસ્યા સિવાય આજ્ઞા આપી શકાય નહિ. તે ઉપરથી પુસ્તકનો અમુક ભાગ તેમના તરફથી આવેલો તે સદ્‌ગુરુ પુરાણી નંદકિશોરદાસજીને તપાસવા આપેલો. તેમના તરફથી અમુક વાંધાઓ બતાવેલા. બાદ પુસ્તકનો બાકીનો ભાગ બતાવ્યા સિવાય અને દૂર કર્યા સિવાય ગ્રંથકર્તાએ "આજ્ઞા મળી ગઈ છે" એવી ભૂલ ભરેલી માનીનતાથી ગ્રંથ પ્રસિદ્ધ કરાવ્યો છે. માટે આ પુસ્તકની પ્રસિદ્ધિમાં અમારી સંમતિ છે એમ કોઇએ માની લેવું નહિ.

**સ્વામિનારાયણ મંદિર,**<br>**અમદાવાદ.**<br>તા.૧૨—૧—૧૯૪૦

ધ. ધુ. **આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજી**<br>**મહારાજશ્રી વાસુદેવપ્રસાદજી**<br>**મહારાજશ્રીની આજ્ઞાથી**<br>લી. **શાસ્ત્રી ચૈતન્યદાસજી**<br>મહંત, સવામિનારાયણ મંદિર;<br>**અ મ દા વા દ.**

---

## સ્વામિનારાયણ ભાગવત—

આ નામનું એક બનાવટી લોકશાસ્ત્રનિંદ્ય પુસ્તક છપાઈને બહાર પડ્યું છે. આના બનાવનાર લીંમડીના અભણ બ્રાહ્મણ નારાયણજી પંડ્યા કરીને છે. જેમનું ભક્તમંડળ ઝાડેસર વીરસદ આણંદ વિગેરે ગામમાં સંભળાય છે. આમની સહાયથી ઉપરની વસ્તુ બની છે. આ પંડયા બ્રાહ્મણ બહુધા બોચાસણના બંડમંડળને મળતા ભળતા મદદ કરતા

સહોદર સંભળાય છે. ઉદ્ધવ સંપ્રદાય સાથે બીલકુલ મળતા ભળતા અત્યારે જણાતા નથી. આ પુસ્તકમાં શ્રીમદ્દભાગવતની દેશી કાઢવામાં આવી છે. બહુ વ્યક્તિઓ ભેગી થઈને ભંડોળ કર્યું હોય એમ જણાય છે. આનું પારાયણુ કરવાનો ડાળ ભરૂચ સ્ટેશને કોઈ સદ્દગૃહસ્થના બંગલામાં કરેલો. સમાપ્તિને દિવસે સ્ટેશનથી શહેરમાં વરઘોડા વાજતેગાજતે કાઢેલો. વચમાં ભરૂચ સ્વામિનારાયણુ મંદિરના મહાંતની સહાનુભૂતિથી મંદિરમાં પણુ પ્રવેશ્યો હતો. પુસ્તક સાથે નારાયણુજી-ભાઈને એક વાહનમાં ગોઠવ્યા હતા. આ પુસ્તક સાથેના વરઘોડાનાં વાયડાં વખાણુ કરનારાં હેંડબીલો ભરૂચના દવે જીણુભાઈ મહાશંકરભાઈ તથા આણુંદના સત્યનારાયણુ ભોગીલાલભાઈ તથા વીરસદના વકીલ કાશીભાઈ વિહારીદાસ વિગેરેના નામથી છપાએલાં. આની કવિતા કરનારા નટવરલાલ ભીખાભાઈ શુકલ ચકલાશીવાળા છે. આમાં બનાવટી ભાગવતનો અને નારાયણુજીનો મોટા ખોટા મહિમા મનાવા રામકૃષ્ણાદિ અવતારો તથા અક્ષરમુક્ત ગોપાળાનંદાદિક તથા અયોધ્યાપ્રસાદાદિ આચાર્યો તથા દેવોને પણુ કથામાં પ્રતિદિન લાવવાની અને નારાયણુજીને હર્ષભર ભેટવાની પણુ જુઠી ગોઠવણી કરી છે. આ પુસ્તકને શોધનાર શાસ્ત્રીતો કૃષ્ણુવલ્લભદાસ કાશીવાસી બન્યાં છે. એમણે ભરૂચ મંદિરના મહાંતની સન્નિધિમાં પંનર વીશ દિવસ રહીને શોધવાનો ડાળ કર્યો છે. તેટલા દિવસ દવે ઝીણુભાઈને ત્યાં શાસ્ત્રીજી જમવા જતા, ગ્રંથને શોધ્યા પ્રમાણ્યાની વાત હેંડબીલમાં પણુ આંણી છે, આ પુસ્તકને છપાવાની જાહેરખબર પણુ હેંડબીલમાં આપી છે. ૧ રણુછોડભાઈ દુર્લભભાઈ દેસાઈ, ૨ વાઘજીભાઈ દાજીભાઈ અમીન ૩ વકીલ કાશીભાઈ વિહારીદાસ અમીન, ૪ ઝીંણુંભાઈ મહાશંકર દવે, ૫ સત્યનારાયણુ ભોગીલાલ દવે, આ પાંચ જણુને અગાઉ ગ્રાહક થનારાનાં નામ નોંધાવવાના ઠેકાણુા તરીકે જાહેરમાં મુકયા છે. એમ આ ૫ જણુની આગેવાનીથી પુસ્તક છપાવાની જાહેરખબર પ્રથમથી થઈ હતી.

આ પુસ્તક અમદાવાદમાં છપાવાનો આરંભ થએલો. છપાવનાર તરીકે રા. રા. મુળચંદભાઈ આશારામભાઈ એડવોકેટને ગોઠવ્યા છે. આ અગ્રણી સભ્ય વ્યક્તિ સાથે ઉપરની મંડળીને તેવો કશો વળગાડ પ્રથમથી જણાતો ન હતો. પણ કોઈના વળગાડથી एकरात्रिप्रसङ्गेन काष्ठघण्टा विटम्बना એના જેવું બન્યું જણાય છે. જે પાંચ જણ પ્રથમથી આરંભ કરનારા હતા તે તો નીકળી ગયા છે. પાણુતી કુવામાં પડે એ ખેડૂતના દૃષ્ટાંત જેવું બન્યુ જણાય છે, આ રાજેશ્રી અમવાદની ગાદીના સગીર આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજી વાસુદેવપ્રસાદજીના એક વાલી છે. તેમણે પુસ્તક છાપવામાં આચાર્યશ્રીની આજ્ઞા છપાવી દીધી છે. પુસ્તક છપાઈને બહાર આવતાં બધો ગરબડ ગોટાલો બહાર આવ્યો. આચાર્યશ્રી તથા મહાંત તથા બીજા અગ્રેસર ત્યાગી ગૃહી હરિભક્તોના જાણવામાં આવતાં તેનો બહુ ઉહાપોહ થયો અને પુસ્તને જોવા વાંચવાથી તો સંપ્રદાયથી સર્વથા વિરુદ્ધ બંડમંડળને મળતું બનાવટી જણાયું. આ ઉપરથી તેના વિરુદ્ધમાં આચાર્યશ્રીની મહોર છાપથી અને મહાંતની સહિથી એક આજ્ઞાપત્રિકા ૧૨—૧—૪૮ના રોજની છપાવીને બહાર પાડવામાં આવી. જેમાં 'આ પુસ્તકની પ્રસિદ્ધિમાં અમારી સંમતિ છે એમ કોઈએ માની લેવું નહિ' એવા શબ્દો લખીને પુસ્તકને ઘણા વાંધાવાળું ઠરાવ્યું છે. આની આખી નકલ પ્રથમ વર્ષના ઉ. માસિકમાં ૧૧ અંકમાં છાપવામાં આવી છે. હવે આનો સ્વલ્પ વિચાર કરીએ. રા. રા. મુળચંદભાઈ આચાર્યશ્રીના વાલી સલાહકાર છે. તેમણે મંજુરીના સંબન્ધમાં આચાર્યશ્રીને કે મહાંતને કે બીજા કાર્યકર્તાને પૂછ્યું હશે કે નહિ ? વાલીએ તો આચાર્યશ્રીની આજ્ઞા છપાવી દીધી છે. આચાર્યશ્રી અને મહાંતતો ઉઘાડો નકાર કહે છે. આ કેવી કઢંગી સ્થિતિ થઈ છે તે તો મુસદ્દીઓ સમજી લેશે. આ એડવોકેટ સાહેબે પણ કોઈ મિત્રને કે અગ્રેસરોને સહજ પણ પુછ્યું હોત તો આ સ્થિતિ આવત નહિ. ન પુછવાનો વિપરિણામ જણાય છે. આચાર્યશ્રી

તથા મહાંતને વાલીની વિરુદ્ધમાં આવી જાહેર ખબર આપવી પડે એ પણ બહુ ગંભીર અથડામણ ગણાય. ન ઉપાયે તેમ કરવું પડયું હશે એમ જણાય છે. આ બંડમંડળીએ પ્રતિષ્ઠિત એડવોકેટ જેવી જ્ઞાત વ્યક્તિને પણ સંપ્રદાયની દૃષ્ટિએ બનાવી દીધા ગણાય. કુસંગનું તેમજ સહસા કાર્યનું એવુંજ પરિણામ આવતું જગતમાં પ્રસિદ્ધ છે એમાં હવે અપશોષ કરવાનો નથી. ઉપર પ્રમાણે આ બનાવટી ભાગવતનો અમદાવાદ ગાદીથકી અનાદર જાહેરમાં થયો.

વડતાલવાળાતો બહુ દિવસ બેસી રહ્યા. પણ તે પુસ્તકનો ભરૂચ આણંદ વિગેરે ગામના તેમના અનન્ય ભક્તો તરફથી ભેટ આદિક પ્રકારથી બહુધા પ્રચાર થતાં, બધુ બંડ તત્ત્વ જાણવામાં આવતાં કાંઈ જાગ્રતતા આવી, જેને પરિણામે મુખ્ય કોઠારીના નામથી પણ ઉઘાડો અનાદર સકારણ તા. ૧–૫–૪૦ ના રોજ જાહેર કરવામાં આવ્યો છે. તેની નકલ નીચે પ્રમાણે છે—

**श्री स्वामिनारायणो विजयतेतराम् ।**

**શ્રીમદુદ્ધવસમ્પ્રદાયના સમસ્ત અનુયાયીઓને સમયાનુસાર સમયોચિત**

# જાહેર સૂચના

આ જાહેર સૂચનાથી સર્વ ત્યાગીમંડળ તથા સત્સંગી ભાઈઓને વિદિત થાય કે—

હાલમાં કેટલાક માણસો પોતાની મનસ્વિતા પ્રમાણે નવા કાલ્પનિક ગ્રન્થો બનાવતા, છપાવતા જોવા–જાણવામાં આવે છે. અને તેમાં બહુધા સમ્પ્રદાયના સત્સંગિજીવન, શિક્ષાપત્રી, વચનામૃત, વિગેરે પ્રાચીન પ્રામાણિક પ્રબન્ધોનું તથા સમ્પ્રદાયની સ્થાપિત નિશ્ચિત મર્યાદા–પદ્ધતિનું કશું અનુસન્ધાન રખાતું નથી, તે સમ્પ્રદાયની દૃષ્ટિએ બહુજ

શોચ્ય અને નિન્દ્ય છે. તેમજ તેવા કાલ્પનિક વિરુદ્ધ ગ્રન્થોના લેખન-મુદ્રાપણુમાં સમ્પ્રદાયના આચાર્યશ્રીઓની કે અધ્યક્ષની રીવાજ મુજબ અનુમતિ પણ લેવાતી નથી, તે યોગ્ય નથી.

આવો એક પ્રબન્ધ હાલમાં **'સ્વામિનારાયણ ભાગવત'** નામે કપોળકલ્પિત-બનાવટી અને સમ્પ્રદાયના અતિ પ્રમાણભૂત સર્વમાન્ય પ્રાચીન પ્રબન્ધોથી તેમજ સમ્પ્રદાયના સિદ્ધાન્તથી અને સ્થાપિત મર્યાદાથી સર્વથા વિરુદ્ધ અને અસમ્બદ્ધ પ્રલાપ જેવો છપાઈને બહાર પડેલો જોવામાં આવ્યો છે. આ ગ્રંથમાં કેવળ પોતાનો ખોટો મહિમા વધારવા પ્રયત્ન કરીને બીજા બધા મોટાઓનો અનાદર પણ કરવામાંઆવ્યો છે. અને આવા કારણોથીજ તેને છપાવવા માટે આજ્ઞા પણ મેળવી નથી.

અને વળી આવાં કારણોને લીધેજ આ બનાવટી ભાગવતનો અમદાવાદના આચાર્યશ્રીએ લેખિત અનાદર જાહેર કર્યો છે. અને તેમાં પોતાની સમ્મતિ નથીજ એમ સ્પષ્ટ જણાવ્યું છે.

તો આવાં બનાવટી અને સમ્પ્રદાયના પ્રામાણિક પ્રાચીન પ્રબન્ધોથી વિરુદ્ધ લખાણવાળાં જે જે વાર્તાઓ વિગેરેનાં પુસ્તકો હોય અને જેમાં ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીની આજ્ઞા મેળવીને છાપવામાં આવ્યાની ખરી ખાત્રી ન હોય તે પુસ્તકો અમારા સમ્પ્રદાયને માન્ય નથી. અને તેમાંના લખાણ માટે અમારો સમ્પ્રદાય જવાબદાર નથી. તા. ૧-૫-૪૦ બુધવાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર, વડતાલ મંદિરના મુખ્ય કોઠારી—

**પુરાણી ધર્મસ્વરૂપદાસજી—મુ. વડતાલ.**

---

ઉ. સં. માસિક, વર્ષ ૫ અંક ૫-૬ ઉપરથી

## સ્વામિનારાયણના નામે ગામઠી ગપોડી ગીતાનું ધતીંગ—

આ ઉદ્ધવ સંપ્રદાયમાં હાલ કેટલાંક વર્ષોથી જ્ઞાની અજ્ઞાની સહુ-કોઇ શાસ્ત્રીય વિષયના ગ્રંથો અથવા લેખો લખવાની તથા તેને છપાવીને

પ્રસિદ્ધિમાં લાવવાની ઉગ્ર ઉત્કંઠાવાળા જ્યાં ત્યાં જોવામાં આવેછે. તેમાં લખવા ધારેલું પુસ્તક કે લેખ, પોતાનું જ્ઞાન અને યોગ્યતા તેનો વિમર્શ તો ભાગ્યેજ કોઈ વ્યક્તિ કરતી હશે. સહુ કોઈને એવીજ ક્ષુદ્ર ભાવના હોયછે કે, અમે સંપ્રદાયમાં એક અજોડ જ્ઞાનીના રૂપમાં કેવી રીતે બહાર આવીએ અથવા કેવી રીતે મુક્તાનંદસ્વામી કે ગોપાળાનંદસ્વામી કે શ્રીજીમહારાજની પેઠે ઘણા મનુષ્યો આપણી પાછળ ફરે અથવા માને પૂજે. આવી ગૂઢ મૂઢ રૂઢ આંતરિક ભાવનાથી જ ઘણી ખરી વિપરીત પ્રવૃત્તિઓ વેગથી થતી જોવામાં આવેછે. નહિ તો મુકતાનંદસ્વામી નિત્યાનંદસ્વામી શતાનંદસ્વામી ગોપાળાનંદસ્વામી વગેરે મહાન્ સદ્-ગુરુઓએ તથા સ્વયં શ્રીજીએ કરેલા કરાવેલા સર્વમાન્ય ઘણા ગ્રંથો લખેલા છપાવેલા સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. તેને ખરીદીને અથવા ન છપાએલા ગ્રંથોને છપાવીને ગરીબ હરિભકતો કે સાર્વજનિક સંસ્થાઓ કે અન્ય મુંમુક્ષુઓને આપવામાં ધનનો વ્યય કરવાની સન્મતિ નહિ ઉદ્દ્ભવતાં નવા અને નિષ્પ્રયોજન કાલ્પનિક શાસ્ત્રશત્રુ સંપ્રદાયઘાતક પોથાં થોથાંને છપાવીને પ્રસિદ્ધિમાં કુમતિ ઉદ્દ્ભવવ્રાનો સંભવ નથી.

જો તે ગ્રંથોની અપેક્ષાએ વધારે અથવા નવીન શાસ્ત્રીય શુદ્ધ જ્ઞાન ઉપદેશાતું હોય તો તેવો પ્રયત્ન કાંઈક સ્થાને ગણાય, પરંતુ તેવું તો બીલકુલ હોતુંજ નથી. વિસ્તૃત ગ્રંથોનું જ્ઞાન એકત્ર કરવાનું નિમિત્તપણ કથનમાત્ર છે. કારણ કે વચનામૃત શિક્ષાપત્રી સત્સંગિજીવન વગેરે ગ્રંથો પણ અન્ય સર્વ ગ્રંથોના સારરૂપ છે અને તે શ્રીહરિએજ કરેલા છે, જેથી તેવા પ્રયત્નની કાંઈ જરૂર નથી. જો પોતાની મનઃકલ્પિત, શાસ્ત્રવિરુદ્ધ, લોકવિગીત, સર્વાધમ દુરુપાસનાને પરંપરાગત, શાસ્ત્રીય, સ્તુત્ય, સર્વોપરી સદુપાસનાની ભ્રમણાથી સંપ્રદાયમાં પ્રવર્તાવવાના ઇરાદાથી તેવા પ્રયત્નો કરવામાં આવતા હોય તો તે પણ નિરર્થક છે, કારણ કે તેવી ઉપાસના અને જ્ઞાનના કથનારા અને માનનારા ત્યાગી ગૃહી પંડિતંમન્યો સંપ્રદાયમાં ઘણા છે અને તેમના કાલ્પનિક ગ્રંથો

પણ ઘણા છે. માટે આવી નિષ્પ્રયોજન પ્રવૃત્તિઓમાં પોતાની ખોટી દાંભિક માન મોટપ્ય વિના બીજી કોઈપણ શુભ વસ્તુ તરી આવતી નથી. માન મોટપ્ય પણ સાધારણ નહિ પરંતુ શ્રીજીના ખાસ **અવતાર** તરીકેની કે **મૂળ અક્ષર** તરીકેની કે **અનાદિ મુક્ત** તરીકેની કે પરંબ્રહ્મ પુરુષોત્તમના ધ્યેય મોક્ષપ્રદ **રામકૃષ્ણાદિ અવતારોના પણ ઉપરી** તરીકેની કે **જ્ઞાનાચાર્ય** તરીકેની કે છેવટે સત્સંગના **બાપા** તરીકેની લેવાની ઉગ્ર ઈચ્છાઓ ઉઘાડી જોવા સાંભળવામાં આવેછે.

ઉપરોકત ઈચ્છાવાળા અને તેમાં કેટલાક અંશે સફળતા પામેલા એક **નારાયણજી જદુરામ** પંડયા નામના અભણ બ્રહ્મબન્ધુ ગૃહસ્થે સંપ્રદાયનાં માન્ય મુખ્ય શાસ્ત્રોને તદ્દન કોરે મુકીને **"સ્વામિનારાયણ ભાગવત"** આ નામનું. નામ સ્કંધ અધ્યાય આદિક ઉપલા આડંબરથી જગન્માન્ય શ્રીજીમાન્ય સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાગવતની દેશી કાઢતું, ગ્રામ્ય ગુજરાતી ભાષામાં ગુંથેલું, ગામઠી ગપ્પાંની ઘણી ગોઠવણીવાળું, બહુધા **ગુણાતીતાનંદસ્વામી જાગા પાગા ભકત** આદિકની શાસ્ત્રકોદાળ વાતોના ઉતારારૂપ એક પુસ્તક બનાવીને, ભરૂચના દવે ઝીણુભાઈ, આણંદના દવે સત્નારાયણ, વીરશદના વકીલ કાશીભાઈ વિગેરેને આગળ ધરીને તેને છપાવીને થોડાં વર્ષો પહેલાં પ્રસિદ્ધિમાં મુકેલું, જેની વિરુદ્ધ ઘણી જરૂરી ટીકા સંપ્રદાયના આચાર્યો તથા વિદ્વાનો તરફથી કરવામાં આવેલી. તે પુસ્તક છપાવવા તે પંડયાએ આચાર્યશ્રીની સંમતિ લેવા માંટે ઘણા આડા-અવળા પ્રયત્નો કરેલા પણ અંતે નિષ્ફળ નિવડેલા. તેમને પોતાને પણ પ્રથમ તો એવો નિશ્ચય હતો કે, બન્ને દેશના આચાર્યની આજ્ઞા મેળવીને જો આ પુસ્તક છપાવીને બહાર પાડીએ તો સત્સંગમાં તેની કાંઈ કિંમત તથા પ્રમાણતા થાય. પરંતુ વડતાલ દેશના આચાર્યની પાસે તો કોઈપણ પ્રકારે પુસ્તક મંજુર નહિજ થઇ શકે એમ નિશ્ચય થવાથી બીજા અમદાવાદ દેશના આચાર્ય પાસેથી મંજુરી મેળવવા કેટલીક

લાગવગો સાથે ઘણા પ્રયત્નો કરી જોયા પરંતુ અંતે નિષ્ફળ ગયા અને આચાર્યની **ખોટી સંમતિ છાપી** દેતાં તેમને પણ "સંમતિ નથીજ આપી" એવી જાહેરાત સૂચના આપવાનો ઉલટો પ્રસંગ આવ્યો. "મન જાણે પાપ" એ ન્યાયે પોતે તો સમઝતાજ હતા કે, આપણું આ કપોળકલ્પિત સંપ્રદાયલજામણું ગામડીયા ભાગવત એકદેશી ખુંણીયું બંડીયું જ છે. જેથી આચાર્યો સંમતિ નહિજ આપે અને તેથી લાગવગ લગાવેલી. પરંતુ આ કંઈ સાધારણ વાત નહોતી કે જેથી આચાર્યશ્રી સત્સંગી પ્રત્યેની લાગણીમાં લાગવગથી લગારેય લેવાઈ જાય. એક પણ આચાર્યની અનુમતિ નહિ હોવા છતાં ઉગ્ર ઉત્કંઠાથી અમુક નામધારી સત્સંગીઓને આગળ ધરીને જ્યારે તીવ્ર ત્વરાથી છપાવીને પ્રસિદ્ધમાં મુકયું ત્યારે સત્સંગીઓ પુસ્તકના નામમાત્રથી મોહીને સદ્‌ભાવની ભ્રમણાથી તેને લેશે અને વાંચશે તો સત્સંગમાં ઘણો બગાડ બંડીયો થશે એમ જાણીને અમદાવાદના આચાર્ય તરફથી તા. ૧૨-૧-૪૦ ના રોજ અને વડતાલના આચાર્યશ્રી તરફથી તા. ૧-૫-૪૦ ના રોજ જાહેર ખબર કાઢીને તેનો બહિષ્કાર કરવામાં આવેલો. આ બન્ને જાહેર ખબરની નકલો ઉદ્ધવસંપ્રદાય માસિકમાં પણ તે વખતે મુદ્રિત થએલી.

આટલો તીવ્ર તિરસ્કાર જાતે પંડયાએ અને તેમના શિષ્યોએ અનુભવ્યા છતાં પણ એજ બનાવટી બહિષ્કૃત ભાગવતના સાર સંગ્રહરૂપ વળી ગુજરાતી ભાષામાં **"સ્વામિનારાયણ ગીતા"** આ નામની એક નાની ૨૪ અધ્યાયના ડોળવાળી ગામઠી ગીતા ગુજરાતી ગદ્ય રૂપમાં રચીને છપાવીને બહાર મુકેલી જોવામાં આવેછે. જેમાં તત્વજ્ઞાનાદિકથી નહિ પણ નામ અધ્યાય આદિક આટાટોપથી ભગવદ્‌ગીતાનું અંધ અનુકરણ છે. જ્ઞાનવિષયમાં ગ્રાહ્ય વિભાગ જે કેટલોક છે તે વચનામૃતાદિ ગ્રંથોના આડાઅવળા અવતરણરૂપ છે. બાકીનો ભાગ શ્રીજીમાન્ય ભગવદ્‌ગીતા શ્રીમદ્‌ભાગવત શિક્ષાપત્રી સત્સંગિજીવન

વચનામૃતાદિ માન્ય ગ્રંથોના ખાસ ખંડનરૂપ છે. આ કારણથી ભાગવતવત્ સર્વથા ત્યાજ્ય છે. સત્સંગમાં તેની કશી ઉપયોગિતા નથી. વળી આ ગ્રામ્ય ગીતાનું મનસ્વી માહાત્મ્યપણ પંડ્યાએ પોતે રચીને સાથેજ સામેલ કરેલું છે અને વધારામાં આવી વિગીત ગીતાનું અક્ષરવાસી **ગુણાતીતાનંદસ્વામી** કે જેમનો મેળાપ આ ભવમાં નથી તેમનો મોટો ખોટો મહિમા ગાવા પૂર્વક તેમને અર્પણ કરવાનું પણ ધતીંગ કર્યું છે. વળી સંપ્રદાયની દૃષ્ટિએ સદ્‌ગુરુ નહિ હોવા છતાં સ્વયં સદ્‌ગુરુ બનીને અને પરબ્રહ્મમાં નિષ્ઠા વિનાના છતાં બ્રહ્મનિષ્ઠ સ્વયં બનીને અને સ્વયં બદ્ધાત્મા છતાં મુક્તાત્મા બનીને શ્રીજીની પેઠે છપાવનાર તથા મદદ કરનાર શિષ્યોને આશીર્વાદ આપવાનો ઢોંગ પણ બરોબર કરેલો લખેલો જોવામાં આવે છે. તથા પોતાની ખોટી મોટપ્ય મનાવવા અને બનાવટી શાસ્ત્રબાહ્ય ભાગવત ગીતાના પ્રામાણ્ય માટે પોતાને **ગુણાતીતાનંદસ્વામી તથા બીજા મુક્તોની સાથે** શ્રીજીમહારાજના દર્શન થયાં અને તેમણેજ આ ગ્રંથ લખવાનું કહ્યું એમ તેમની વિશેષ વિગીત વિગત સાથેજ પોતાનેજ મુખે ખોટી શ્લાઘા કરેલી પણ જોવામાં આવે છે. વળી શિષ્યોને ધ્યાનમાં આલંબન થવા માટે પોતાનો એક ફોટો યુવાવયનો ભભકાદાર સ્વયં બનાવરાવીને તેની નીચે જન્મ મરણને સ્થાને **આવિર્ભાવ અંતર્ધ્યાન** શબ્દો લખીને પણ પોતાનો મોટો મહિમા પારમેશ્વરી સૂચવ્યો છે. એમ ઘણાં ધતીંગો કરેલાં જોવામાં આવે છે. પરંતુ આવાં સમાજવંચક ધતીંગોથી હવે કાંઈ શુદ્ધ સત્સંગસમાજ ઠગાય તેમ નથી, કારણ કે એવા ઉદરંભર અભણીયા ધતીંગીયાનો હવે કાંઈ સત્સંગમાં ટોટો રહ્યો નથી. માન મોટપ્યના ઢીંગ પ્રતિદિન નવાં નવાં સંભળાયેજ જાય છે. જેથી સર્વ સત્સંગસમાજના કાન મન રીઢાં થઈ ગયાં છે.

બન્ને આચાર્યો તો શ્રીજીના જ પુત્રો છે અને તેમના જ સ્થાને

વિરાજે છે અને તેથી તેમના અંશ પણ છે, તો ગીતા ભાગવત
રચવાનું અને સત્સંગમાં પ્રચારવાનું જ્યારે અભણ નારાયણજી પંડ્યાને
દર્શન દઇને કહી ગયા ત્યારે તેનો બહિષ્કાર નહિ કરવાનું કે તેનો
સત્સંગમાં પ્રચાર કરવાનું કોઇપણ આચાર્યશ્રીને સ્વપ્નમાં પણ કેમ ન
કહી ગયા ? તે સુજ્ઞોને સમઝવા જેવી વડી વાત છે. વળી પોતાને શ્રીજીરૂપ
નહિ પણ શ્રીજીસ્વરૂપજ મનાવે છે અને પોતે પણ ઘણાં ઐશ્વર્યો
પરચા ભક્તોને શ્રીજીની પેઠે જણાવેછે એમ બનાવટી ગીતા ભાગવતની
પ્રસ્તાવના આદિકમાં લખેલું છે. તો પંડ્યાએજ આચાર્યશ્રીને એકાદ
ઐશ્વર્ય કે પરચા બતાવ્યા હોત તો પણ બસ હતું. પોતાને મુક્તાત્મા
કે મુક્તોના આત્મા કે શ્રીજીસ્વરૂપ હોવાની કે રામકૃષ્ણ આદિક
અવતારો કરતાં પણ ઘણે ઉંચે દરજ્જે હોવાની માન્યતા મુનાવાય છે.
તો પછી આવી લાગવગો લગાવીને અનુમતિ મેળવવાનો પ્રયત્ન
કરવો તે સર્વાંશે અનુચિત જ કહેવાય. બ્રહ્મનિષ્ઠ હતા તો નિરાકાર
તેજોમાત્ર બ્રહ્મમાંજ લીન રહેવું હતું તેને પડતું મુકીને ભ્રમમાં નિમગ્ન
થઈ પૂજ્ય ધ્યેય ઉપાસ્ય અવતારોના ખંડનરૂપ પરબ્રહ્મ પરમાત્મા
શ્રીહરિનો મહાદ્રોહ કરીને ચાળા ચુંથવાનો દુરાશય માન મોટપ્ય વિના
બીજો શો હોઈ શકે ? પોતાનો અપસિધ્ધાંત બહિષ્કૃત બોચાસણીયા
બંડીયા સાથે આબેહુબ મળતોજ હોવા છતાં તેમનાથકી
ઉપરથી જુદા રહીને પૃથકપણે વીરસદ ઝાડેસર ભરૂચ આણંદ આદિક
સ્થળે બંડમંડળ જમાવવામાં પણ એજ ઉઘાડો ઉંધો ઉદ્દેશ તરી આવે
છે. કારણ કે બોચાસણીયા ગૃહસ્થો તો બોચાસણીયા શાસ્ત્રી વિના
બીજા કોઈને સદ્ગુરુવર્ય કે મુક્તાત્મા કે શ્રીજીસ્વરૂપ કે બ્રહ્મનિષ્ઠ
માનેજ નહિ. અને નારાયણજી પંડ્યા કરતાં પણ વધારે ઉંચી સ્થિતિવાળા
હોવાના અભિમાની ગૃહસ્થો તથા તેમનાજ નામવાળા અને દેશબંધુ
ઉદરાથી બ્રહ્મબંધુ (દાડમાવાળા) પણ જેના ચરણમાં આળોટતા હોય
ત્યાં આ નારાયણજી પંડ્યાના કોડ પુરા નજ થાય એ સ્વાભાવિકજ

છે. **" સ્વામિનારાયણ ભાગવત "** છપાવવામાં જ્યારે કોઈપણ પ્રકારે લાગવગથી કે ઐશ્વર્યથી અનુમતિ સંપાદન ન કરી શકયા ત્યારે શિષ્યોના મનમાં વિચાર થએલો હશે કે ઈશ્વરનું ઐશ્વર્ય તો કાંઈ કામ ન આવ્યું અને તેમનું પરલોક પ્રયાણ થયું, તો આપણાથી તો પુસ્તક છપાવવાની અનુમતિ કોઈપણ પ્રકારે સંપાદન નહીજ કહી શકાય એમ ધારીને **'સ્વામિનારાયણ ગીતા'** છપાવવા માટે પ્રથમથીજ આચાર્ય-શ્રીની આજ્ઞા મેળવવાનો ઉદ્યમજ કર્યો જણાયો નથી. જો કે ઉદ્યમ કર્યો હોત તો પણ વ્યર્થજ હતો, કારણ કે સંપ્રદાયના સિદ્ધાંત વિરુદ્ધ કૃષ્ણકોદાળ બંડીયુંજ લખાણ ઘણું ખરૂં લખેલું હોવાથી કોઈપણ પ્રકારે આચાર્યશ્રી તેમને અનુમતિ આપી શકે તેમ હતુંજ નહિ. સંમતિ લીધા વિનાજ જેમ તેમ છાપી નાંખ્યું હોવાથી સંપ્રદાયની મર્યાદા માટે તથા બીજા જે તે મનુષ્યો તેવા ખોટા પ્રયત્નો ન કરે અને સંપ્રદાયનું શુદ્ધ જ્ઞાન હજુ વધારે છિન્નભિન્ન ન થઈ જાય એ જાળવવા માટે બન્ને દેશના આચાર્યોએ ભાગવતની પેઠેજ આ ગામડીયા ગપોડીયા ગીતાનો પણ જાહેર બહિષ્કાર અવશ્ય કરવોજ જોઈએ. જો ખાસ મળતીયા હોવાથી બોચાસણીયા વિમુખ તરફથીજ આ પુસ્તક છપાયું હોત તો તેનો બહિષ્કાર કરવાની જરૂર ન હતી, કારણ કે તેમનો તો પહેલેજ બહિષ્કાર સર્વ પ્રકારે સર્વત્ર કરેલો જ છે. પરંતુ તેથી પૃથક્ હોવાનો ઉપરથી દંભ આડંભર કરે છે. જેથી તેમ કરવાની જરૂર હોવાથી આચાર્યો કરશેજ.

આ **'સ્વામિ નારાયણ ગીતા'**માં બહુધા વિરુદ્ધ અંશ છે. તેનું જો વચનામૃત શિક્ષાપત્રી સત્સંગિજીવન આદિક મુખ્ય માન્ય સચ્છાસ્ત્રો પ્રમાણથી દિગ્દર્શન કરાવા જઈએ તો બહુજ વિસ્તાર થવા પામે. પરંતુ મુખ્યપણે શ્રીમાન્ય આઠ સચ્છાસ્ત્રોમાં તથા સંપ્રદાયના મુખ્ય શાસ્ત્રોમાં ઉપાસ્ય ઈષ્ટદેવપણે અને પરબ્રહ્મતત્ત્વથી અભિન્નપણે પ્રતિપાદન કરેલા જે રામકૃષ્ણાદિ અવતારો તેમને અક્ષરાદિ મુક્તોથી

પણ ત્રીજે ચોથે નંબરે ઉતારી પાડીને નીચે વૈરાજાદિક ઈશ્વરકોટીમાં નાખી દેવા અને તેમના કરતાં પોતાને તથા પોતાના શિષ્યોને ઉંચે ચઢવું અર્થાત્ તેમને માયાબદ્ધ માનીને પોતે માયાતીત હોવાના અભિમાનથી શ્રીજીસ્વરૂપ પરંબ્રહ્મ એવા અવતારોનો દ્રોહ કરવો, ગોલોક વૈકુંઠાદિ ધામો જે અક્ષર ધામનાંજ રૂપાંતર નાંમાંતર છે અને શ્રીજી પણ ત્યાંથી જ આવ્યા અને પાછા ત્યાંજ ગયા છે. એમ સંપ્રદાયના શાસ્ત્રોમાં સ્પષ્ટ સમઝાવ્યા છતાં તેને અતિ નીચે દરજ્જે માયામાં મુકીને તેને તથા ત્યાંના મુક્તોને પણ માયિક અને નાશવંત ઠરાવી તેમનો મહાદ્રોહ કરવો, બોચાસણીયા વિમુખોની પેઠે ગુણાતીતાનંદસ્વામિને મૂળ અક્ષર કે અનાદિ અક્ષર માંનવાના દુરાગ્રહથી ગોપાળાનંદસ્વામી મહાન્ સદ્દગુરૂઓ તેમને ગુ. સ્વામી આગળ બહુ હલકા ઠરાવી યુક્તિપૂર્વક તેમની ઘોર નિંદા કરવી, રઘુવીરજી વગેરે આચાર્યોને સંપ્રદાયમાં બીલકુલ અજ્ઞાંની ઠરાવી તેમની હલકાઈ કરીને પોતાની અતિશય સરસાઈ જણાવવી, શિક્ષાપત્રીમાં સ્પષ્ટ પ્રતિપાદન કરેલા, નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ ઈત્યાદિ ભગવતસ્વરૂપના અભેદનું ઉઘાડી રીતે ખંડન કરીને તે મૂર્તિઓમાં પરસ્પર ભેદ પાડી એક બીજાને નાના મોટા ઠરાવી તે વચ્ચે ઉપાસ્ય ઉપાસક ભેદ કલ્પીને તેમનું તથા શ્રીહરિનું તથા શિક્ષાપત્રીનું પણ ઉઘાડું ખંડન કરી મહાદ્રોહ કરવો, આટલી વિરુદ્ધ વસ્તુઓ બનાવટી સ્વામિનારાયણગીતાના સારરૂપે તથા ઉદ્દેશ રૂપે તરી આવે છે, જેથી તેને સ્વામિનારાયણ ગીતા કોઇપણ પ્રકારે પ્રલપી શકાય નહિ.

સ્વામિનારાયણે શ્રીમુખે કહેલી પંચ અધ્યાયાત્મિકા ગીતા હરિગીતા નામથી તથા નારાયણ ગીતા નામથી પણ સત્સંગિજીવનમાં પ્રસિદ્ધ છે. તેમજ શિક્ષાપત્રી પણ સ્વામિનારાયણની ગીતા તરીકેજ સંપ્રદાયમાં મનાય છે. આ બધી શાસ્ત્રીય સ્વામિનારાયણ ગીતાનો અનાદર કરીને આવી બીજી નવી બનાવટી શાસ્ત્રશત્રુ સંપ્રદાયશત્રુ પંડયા ગીતાનું સંપ્રદાયમાં

કાંઈપણ પ્રયોજનજ નથી. તો પંડયાકૃત આ ગ્રામ્ય ગીતા સ્વામિનારાયણ-કૃત શાસ્ત્રીય ગીતાઓ તથા સત્સંગિજીવન વચનામૃત આદિકના ખંડનરૂપ દાહ કરનારી હોવાથી "સ્વામિનારાયણ ચિતા" એ નામજ એને માટે બહુ ઉચિત જણાય છે. કારણ કે ગુણ પ્રમાણે નામ હોય તેજ શોભતું ઠીક ગણાય. અથવા આ ગપોડીયા ગીતામાં ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીરજી મહારાજ એ બન્નેનોજ શ્રીકૃષ્ણ અર્જુનની જેમ બનાવટી સંવાદ છે અને વળી એમાં ગુણાતીતાનંદસ્વામીના નામથી જેમ તેમ ગુંથાએલી શાસ્ત્રવિરુદ્ધ અપ્રમાણ વાતોનોજ બહુધા ચોર સાર લીધેલો જણાય છે. વળી ગુ. સ્વામિનેજ મુખ્ય ગુરુ મૂળ અક્ષર તરીકે અને અંતે અક્ષરધામમાં લઈ જનારા તરીકે માને છે તો **"ગુણાતીતાનંદ ગીતા"** એવુંજ નામ ગુણાનુગુણ રાખવું જોઇતું હતું. અથવા લેખક પંડયાનો જન્મ ૧૯૨૪ વિક્રમ સંવતમાં છે. અને ગુ. સ્વામી તથા રઘુવીરજી મહારાજ એ બન્ને તો તે પહેલાંજ ધામમાં પધારી ગયા છે, તો એમણે એ સંવાદ નથીજ સાંભળેલો એ સ્પષ્ટ હોવાથી એમણે પોતેજ નવો કલ્પી કાઢેલો સિદ્ધ થાય છે. વળી પોતાને શ્રીજીસ્વરૂપ મુક્તાત્મા બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂવર્ય ઈત્યાદિ મોટી સંજ્ઞાથી મનાવીને પોતાની બંડમાન્યતા મુજબજ પોતે લખેલ છે, તો જેમ પોતાના શબદાહ સ્થળે કરેલી છત્રીનું **"નારાયણદેરી"** નામ આપ્યું છે તેમ 'નારાયણજી ગીતા" અથવા "પંડયા ગીતા" એવું નામ રાખ્યું હોત તો વધારે શોભતું મળતું આવત અને એમ થતાં સંપ્રદાયના આચાર્યને કે કોઈ વિદ્વાનને વિરુદ્ધ ટીકા કરવાનો પણ હક ન રહત. આચાર્ય વગેરેને બનાવટી ગ્રંથોનો બહિષ્કાર કે તેની ટીકા કરવાનો પ્રસંગ આવે છે. તેમાં ઉપયોગી ઉચ્ચ ઉદ્દેશ એજ હોય છે કે સ્વામિનારાયણનુ ઉજ્જવળ નામ અથવા સંપ્રદાય અથવા તેમના મોટા વિદ્વાનો અથવા શાસ્ત્રો સજ્જન સમાજમાં વગોવાય નહિ અથવા સંપ્રદાયમાં જ્ઞાનને બહાને **વિમુખ અજ્ઞાન** પ્રસરે નહિ.

વળી આ સ્વામિનારાયણના નામે અડાવેલી ગપ્પાષ્ટ ગીતાની ચોપડીમાં ખરી રીતે જેનો કશો સંબન્ધ નથી એવું એક અપ્રકૃત ધતીંગ કરેલું પણ જોવામાં આવે છે. પંડયાના શબદાહ સ્થળે વીરસદ ઝાડેશ્વર ભરૂચ આદિક ગામોના અનન્ય શિષ્યોએ ભેગા મળીને કરાવેલી **આરસની દેરીનો** ફોટો આપ્યો છે અને વધારામાં તેમાં મૃત નારાયણજીને અને બીજા કોઈ અંગરક્ષકને પણ અપૂર્વ ચિત્રથી સ્થાપ્યા જણાય છે. અને આ પંડયાની સ્મશાની દેરીમાં **શ્રીજીનાં પુનિત ચરણારવિંદ પધરાવ્યાનું પણ અવૈદિક મહાસાહસ છે.** વળી જેમ ગીતા બનાવવામાં શ્રીજીની પ્રેરણા લખી છે તેમ આ દેરી બનાવવામાં પણ શ્રીજીની પ્રેરણા અડાવ્યાનું ઉદ્ધત સાહસ છે. આ દેરીનું જેમ ગુ. સ્વામીના શબસંસ્કાર સ્થળે કરેલી દેરીનું **'અક્ષરદેરી'** નામ બંડીયાએ આપેલું છે તેમ **"નારાયણદેરી"** એવું નામ આપવાનું પણ અનુકરણ છે. આ 'નારાયણદેરી'નું કાવ્ય પણ આ દેરીનું અખંડ ધ્યાન ધરતા કોઈ ઝાડેસરના ભક્ત કવિ **નટવરલાલ** ભીખાભાઈ શુક્લે કરીને અમદાવાદના કોઈ ડાંઈગ બ્લીચીંગ માસ્તર **વાઘજીભાઈ** દાજીભાઈ અમીનને ઉભા કરીને તે ચોપડીરૂપમાં છપાએલું જોવા મળે છે. આનું **"અંતરોદ્દગાર દિવ્યગુરુ નારાયણદેરી"** એવું નૌત્તમ નામ પણ નવા કવિએ આપ્યું છે. ૨૩ પદમાં બનાવેલા આ ગ્રામ્ય કાવ્યમાં પ્રત્યેક પદના અંતમાં દિવ્યગુરુ નારાયણદેરી આવા બંડ શબ્દોની આવૃત્તિ કરવામાં આવી છે. આમાં ભગવાન્ શ્રીજી અને તેમના દિવ્ય સ્થાન કરતાં પણ અતિ અધિક પારમેશ્વરી મહિમા વંઠેલ ગાવામાં હદ વાળી દીધી છે. વધારામાં **"દિવ્યરૂપે અવતારો આવે, દેવોને પણ સાથે લાવે. દેરીનાં સૌ દર્શન કરતાં, પૂર્ણકામ જીવમાં સૌ ધરતા"** એમ દેરીનાં દર્શન કરવા દિવ્યરૂપે અવતારોને આવ્યાનું અને દર્શનથી તેમને પૂર્ણકામ થવાનું જલ્પીને દેરીનો સર્વોપરી મહિમા પણ ભગવત્સ્વરૂપઅવતારદ્રોહી વર્ણાવ્યો છે.

વળી આ સ્મશાની દેરી કરી ત્યારે **"શ્રીનારાયણદેરી યજ્ઞ પ્રતિષ્ઠા મહોત્સવ"** આવા મોટા મથાળાવાળી, એક ફુટ લાંબી, ડબલ કાગળ-વાળી, એક કુંકુમપત્રિકા પણ કોઇ વીરસદના અમીન **હાજીભાઈ** શિવાભાઈના નામથી છપાએલી રઝળતી જોવા મળે છે. આનું **'પુરૂષોત્તમ યજ્ઞ'** એવું નામ આપ્યું છે. આ પ્રસંગે દેરીએ સંપ્રદાય બહિષ્કૃત સ્વામિનારાયણ ભાગવતનું છગનલાલકૃત પારાયણનું પણ ધાંધલ કર્યું જણાય છે. આ યજ્ઞનું કાર્ય ભરૂચના કોઈ દવે **રસિકલાલ** મગનલાલ હસ્તક થયાનું લખ્યું છે. આ પત્રિકામાં **"गुरुर्ब्रह्मा"** આ શ્લોક મથાળે લખીને અનન્ય આશ્રિતો પ્રત્યે "શ્રીપ્રગટ ગુરુરૂપ હરિના મહત્ કૃપાપાત્ર" એવા વધારે પડતા શબ્દો લખીને નારાયણજીનેજ પ્રગટ ગુરુરૂપ હરિ ઠરાવ્યા છે અને વધારામાં "ધર્મધારક સહજાનંદસ્વરૂપ શ્રીઅક્ષરધામનિવાસી પૂજ્ય નારાયણજી મહારાજના અદ્વિતીય સ્મૃતિ સ્થાન શ્રીનારાયણદેરીએ શ્રીપુરૂષોત્તમ યજ્ઞ" આવા શ્રીજીસંપ્રદાયની દૃષ્ટિએ અત્યંત અનિચ્છનીય અસંભવિત શબ્દો લખીને નારાયણજીનો અને તેની દેરીનો શ્રીજીના સામાવાડીયા કે સમોવડીયા જેવો વંઠેલ ફંટેલ મહિમા જણાવ્યો છે. આ બધુ ભૂતપૂર્વ ધાંધલ પણ આ ગીતા ચોપડીમાં પણ ચિતરવામાં આવ્યું છે. આ બધુ ધતીંગ ધાંધલ ધમાલ સ્વામિ-નારાયણ અને તેમના શુદ્ધ સંપ્રદાયને નામે અડાવામાં આવ્યું છે એજ અતિ અપશોષની વાત છે. સંપ્રદાયબાહ્ય વિમુખ થઇને કરતા હોય તો કાંઈ નહિ. **'नास्ति नष्टे विचारः'** એવું છે.

વળી આમાં ગુ. સ્વામીનો અને આચાર્યશ્રી રઘુવીરજીનો ફોટો આપ્યો છે. તેમાં ગુ. સ્વામીને **'અનાદિ અક્ષરમૂર્તિ'** અને આચાર્યને ફક્ત **'ધર્મધુરંધર'** એવું વિશેષણ આપવામાં આવ્યું છે. આ જોતાં આદિ-આચાર્ય કરતાં ગુ. સ્વામીને મોટા ઠરાવાનો દુરાશય બંડીયો ઉઘાડો નિશ્ચિત થાય છે. આ બધાનો ચોમેરથી વિચાર કરીએ તો બધો ખોચાસણીયો બંડીયોજ ભાવાર્થ ઉઘાડો સાબીત થાય છે.

જો શ્રીકૃષ્ણે કહેલી **ભગવદ્‌ગીતા** તથા શ્રીહરિએ કહેલી **હરિગીતા, નારાયણગીતા,** શિક્ષાપત્રી, આદિકની સાથે આ પંડ્યાગીતાને સહજ મેળવીએ તો દિવા રાત્રિ જેટલું કે પરા વૈખરી વાણી જેટલું અંતર સ્પષ્ટ જણાય છે. જો શ્રીમદ્‌ભગવદ્‌ગીતા શ્રીમદ્‌ભાગવત આદિકનો પૂર્ણ અભ્યાસી કોઇ બહારનો અને હરિગીતા શિક્ષાપત્રી આદિકનો અભ્યાસી કોઈ સંપ્રદાયનો જન આ બનાવટી સ્વામિનારાયણગીતાને જુવે કે વાંચે તો તરતજ એમ કહે કે, સ્વામિનારાયણને તથા તેમના આશ્રિતોને બીલકુલ શાસ્ત્રજ્ઞાનજ નથી. અને તેથી સ્વામિનારાયણને, તેમના સંપ્રદાયને, તેમાં રહેલા વિદ્વાનોને અને શાસ્ત્રોને પણ બહુજ લજવાવાનું થાય. આવી લોકલજવણી સંપ્રદાયલજવણી પંડિતલજવણી અને શાસ્ત્રલજવણી ગામઠી ગીતાનો સંપ્રદાયમાં કશો ઉપયોગ નથી. સર્વેએ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. સ્વામિનારાયણને નામે આ ધતીંગ કરવાનું ન હતું. કર્યું છે તે સર્વેએ અતિ શોચનીય નિંદનીય છે.

આ પંડ્યાકૃત વિગીત ગીતા સંપ્રદાયનાં શાસ્ત્રોથકી બહુ વિરુદ્ધ છે એમ જણાવવા તેમજ પંડ્યાને તથા તેમના શિષ્યોને સંપ્રદાયનાં શાસ્ત્રોનું બીલકુલ જ્ઞાન નથી એમ જણાવવા તેમજ આ કેવળ ખોટો અપવાદ નથી એમ તેમના શિષ્યોને ભાન કરાવવા આ સ્થળે બે ત્રણ વાનગી બતાવીએ—શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃતમાં શ્રીમુખે શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ અવતારી ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદન કરીને, એમનેજ 'રાધાના યોગથી રાધાકૃષ્ણ, લક્ષ્મીના યોગથી લક્ષ્મીનારાયણ અને નરના યોગથી નરનારાયણ આદિક નામથી કહ્યા છે' એમ કહીને તેમનાં એ સ્વરૂપોમાં સર્વથા ભેદ નહિ સમઝવાનો કહીને તેમનીજ ભક્તિ કરવાનું કહ્યું છે. જ્યારે આ પાખંડી ગીતામાં અ. ૬ "આવા સંતને દેવ, એટલે **નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ જેવા ન જાણવા** અને મનુષ્ય જેવા પણ ન જાણવા" આવાં વિમુખ વાક્યો લખીને શ્રીજીના મૂળભૂત ઉપાસ્ય ઈષ્ટદેવ રાધાકૃષ્ણ

આદિકને દેવાદિ પદે ઉતારી પાડીને માનીતા સંતોને તેમના કરતાં બહુ ઉંચે દરજે મનાવાનો બંડ દુરાશય છે. શ્રીજીએ અંત્ય. ૨૬ વચનામૃતમાં 'સંતોને દેવ જેવા ન જાણવા' એમ કહ્યું છે તેનો પણ અહીં અવળો બંડ અર્થ કરવામાં આવ્યો છે. શ્રીજીએ દેવ શબ્દથી રાધાકૃષ્ણાદિકને કહેવા ઇચ્છ્યા નથી. એમને તો દેવાધિદેવ સર્વોપરી અવતારી અક્ષરધામી ઉપાસ્ય ઇષ્ટદેવપણે કહેવાપૂર્વક પોતાના પણ મૂળ તરીકે કહ્યા છે.

શિક્ષાપત્રી સત્સંગિજીવનમાં રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણ આદિક ભગવત્સ્વરૂપોમાં સર્વથા ભેદ નહિ સમઝવાનું સ્પષ્ટ કહ્યું છે. તો તેમની વચ્ચે પરસ્પર ઉપાસ્ય ઉપાસક ભેદ તો કહીજ કેમ શકાય ? છતાં આ ગામોટ ગીતામાં તો તેમની વચ્ચે ઉચ્ચ નીચ વિભાગ કહીને એક બીજાને ઉપાસ્ય ઉપાસક ઠરાવીને તેમને ભૂમાપુરૂષ મૂળપુરૂષ અક્ષર આદિકથી પણ સાવ નીચે ઉતારી પાડવાનો દુરાશય દર્શાવ્યો છે. વાંચો એમનાં વિમુખ ગીતાવાક્યોને—**"બદ્રીપતિ નારાયણ વાસુદેવનારાયણની ઉપાસના કરે છે. વાસુદેવનારાયણ લક્ષ્મીનારાયણની ઉપાસના કરે છે. લક્ષ્મીનારાયણ શ્રીકૃષ્ણનારાયણની ઉપાસના કરે છે. શ્રીકૃષ્ણનારાયણ ભૂમાપુરુષની ઉપાસના કરે છે. ભૂમાપુરૂષ મૂળપુરૂષની ઉપાસના કરે છે. મૂળપુરુષ અક્ષરની ઉપાસના કરે છે"** ઈત્યાદિ. જે બદરીપતિ નારાયણછે તે તો શ્રીજીના મૂળભૂત અવતારી છે એવો સાંપ્રદાયિક શાસ્ત્રીય આખો ઉપોદ્ઘાત છે તેમને તો વાસુદેવનારાયણ આદિક સર્વથકી નીચે અડાવામાં આવ્યા છે. એમ લવીને શાસ્ત્રવિષયમાં પોતાના અજ્ઞાનનું ઉઘાડું પ્રદર્શનજ કર્યું છે. આને સ્વામિનારાયણની ગીતા કહેવી કે વિગીતા તે વિચારી જોશે.

વચનામૃત મધ્ય ૩૧ "અને જ્યારે ભગવાનના અવતાર જે રામકૃષ્ણાદિક તેની ઉપાસના કરે ત્યારે બ્રહ્મરૂપ થાય ને એની મુક્તિ થાય" સ. પ્ર. ૩ અ. ૪૧ "અવતારોના ઉપાસનથી અક્ષરધામની પ્રાપ્તિ થાય છે" એમ શ્રીમુખે કહે છે. આ વિમુખ ગીતામાં તો "શ્રી સહજાનંદ

સ્વામીની **આજ્ઞાથી રામકૃષ્ણાદિક અવતારોએ જન્મ ધરીને** શ્રીસહજાનંદસ્વામીની આજ્ઞા પ્રમાણે અધર્મનો નાશ કર્યો પણ **કોઇ જીવને બ્રહ્મરૂપ કરી શકયા નહિ**" "અગ્નિ સૂર્ય અને **અવતારોની ઉપાસના કરવાથી** એ જ્ઞાન પ્રાપ્ત થતું નથી પણ **પરમ એકાંતિક**ના ચરણના આશ્રયથી એ જ્ઞાન પ્રાપ્ત થાય છે" એમ જેની ઉપાસનાથી બ્રહ્મરૂપ થઈ અક્ષરધામી મુક્તિ મળવાની શ્રીજી કહે છે તે મોક્ષપ્રદ જ્ઞાનપ્રદ રામકૃષ્ણાદિ અવતારો માટે પંડ્યાજી તો **"કોઇ જીવને બ્રહ્મરૂપ કરી શકયા નહિ" "અવતારોની ઉપાસનાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી"** એમ અત્યંત આવળું લવે છે.

મધ્ય ૧૩ માં "અને સર્વે અવતાર પુરુષોત્તમમાંથી પ્રગટ થાય છે અને પાછા પુરુષોત્તમનેવિષે લીન થાયછે" એમ અવતારોનું આવિર્ભાવ અને તિરોધાનનું સ્થાન પુરુષોત્તમને જ શ્રીજી કહે છે. આ પંડયા તો "આવી રીતે શ્રીસહજાનંદસ્વામીના પ્રકાશરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં મૂળ અક્ષર સર્વે મુક્તો **સર્વ અવતારો** સર્વ દેવો અને અનંત બ્રહ્માંડો રહ્યાં છે" એમ અવતારોનું સ્થાન જ નીચ જુદુ જલ્પેછે. અને વધારેમાં અવતારોને દેવ, મુક્ત અને જડ બ્રહ્માંડોની સાથે ગણે છે.

શ્રીજીએ પ્ર ૭૧ વચનામૃતમાં "ભગવાન જીવના કલ્યાણને અર્થે જ્યારે મૂર્તિ ધારણ કરે છે ત્યારે પોતાનું જે અક્ષરધામ અને ચૈતન્યમૂર્તિ એવા પાર્ષદ અને પોતાનાં જે સર્વ **ઐશ્વર્ય** તે સહિત જ પધારે છે" એમ કહ્યું છે, આ પંડયાગીતા તો શ્રીજીના વાક્યને ઉલટાવીને **ઐશ્વર્ય** શબ્દનો અર્થ પણ વિપરીત આ પ્રમાણે કરે છે–"ત્યારે પોતાના મુખ્ય ભકત **મૂળ અક્ષર** અને ચૈતન્ય મૂર્તિ એવા **વિધાત્રાનંદસ્વામી** આદિક દિવ્ય પાર્ષદ અને પોતાનાં **ઐશ્વર્ય**, એટલે **રામકૃષ્ણાદિ અવતારોએ સહિત પધારે છે એમ સમઝવું**" આ રીતે પંડયાતો અવતરતા ભગવાન સાથે રામકૃષ્ણાદિ અવતારોને પણ અવતારે છે. અને એમ કરીને અવતારોને સાવ નીચે ઉતારી પાડે છે.

આજ પ્રમાણેનું બધું લખાણ વચનામૃતાદિ શાસ્ત્રોથી વિમુખ છે. આટલું જ જો પૂર્વાપરના અનુસંધાનથી શાસ્ત્રપદ્ધતિએ નિષ્પક્ષપાતપણે વાંચે વિચારે તો પંડયાને બીલકુલ સંપ્રદાયનાં શાસ્ત્રોનું જ્ઞાન નથી એમ ચોક્કસ જણાઇ આવે. આ જોતાં અ.૭ માં **"સચ્છાસ્ત્રોના સિદ્ધાંતોનો અવળો** અર્થ **કરી ભોળા જનોને અવળે રસ્તે ચઢાવે** (૧૯) **જેને પોતાને મનાવાની અને પૂજાવાની ખોટી અભિલાષા** હોય (૨૮) **પોતાના મુખથી પોતાનો જ મહિમા ગાય** (૧૭) **પોતાના શિષ્યોને અવળો** ઉપદેશ **આપી ધન હરે** (૧૦) **ભગવાન થવા માટે ભગવાન જેવાં આચારણ કરે** (૧૮)" ઇત્યાદિ અસંતનાં લક્ષણ કહ્યાં છે તે પોતામાંજ બરોબર ઘટતાં શું નથી આવતાં ? જો ઉપરની બધી બાબતો ઉંડા પેશીને વિચારીએ તો આ પણ એક ગુણાતીતપંથ કે બાપાપંથ જેવો પૃથક્ પંથ સ્વામિનારાયણ સંપ્રદાયના સામાવાડીઓ કે સમોવડીયો સાબીત થાય તેમ છે. **માન્ય શાસ્ત્રો જુદાં, ઉપાસ્ય ગુરુરુપ** ઈષ્ટદેવ **જુદા, સ્થાનો જુદાં, ઉપાસક શિષ્યમંડળી જુદી, બધી માન્યતા જુદી.** એમ પદ વચન કૃત્યો વિગેરે બધું ય જુદું જ જણાયછે સ્વામિનારાયણવું નામ તો તેમના આશ્રિતોને ઠગવા પુરતું દંભપ્રયુક્તજ સમઝાયછે. જો સ્વામિનારાયણના અનુયાયીઓ હોય તો તેમાં આવાં ધતીંગોનો બીલકુલ અવકાશ ન હોય. છેવટે આ નવા નારાયણ પંથના અનુયાયીઓને વિજ્ઞપ્તિ કે બોચાસણપંથના કે બાપાપંથના કે બીજા તેવા પંથના અનુયાયીઓનાં જેવાં સંપ્રદાયશત્રુ ધતીંગો સ્વામિનારાયણને નામે ઉત્તરોત્તર કરવાનાં હવે બંધ કરીને, જે ધતીંગ કે ટીખળ કરવું હોય તે પોતાને નામે કરે.

પ્રથમ કહ્યા પ્રમાણે આ ગર્હિત ગ્રંથ ગોઠવવામાં કે છપાવવામાં મોટપપ મનાવવી કે જાહેર કરવી એજ ઉઘાડો દંભ ઉદ્દેશ છે. કારણ કે, પ્રથમ તો પંડ્યા લેખકજ સ્વાર્થી સ્વશ્લાઘા બનાવટી કરે છે કે, "શ્રીજીમહારાજ તથા ગુણાતીતાનંદસ્વામી દર્શન દઈને મને આ ગીતા

રચવાનું કહી ગયા." તથા તેમનું જુદું જીવનચરિત્ર લખનાર અંગરક્ષક શિષ્ય પણ પોતે પોતાને વારંવાર **'ભક્તરાજ છગનલાલ'** નામથી ઓળખાવીને પોતાનો મિથ્યા મહિમા મનાવે છે. પ્રકાશક પણ પોતે નારાયણજીને **શ્રીજીસ્વરૂપ** ઠરાવીને તેમની પાસે સંપ્રદાયબહિષ્કૃત સ્વામિનારાયણ ભાગવતનું પારાયણ કરાવ્યાનું લખી તેમના અનન્ય શિષ્ય અને શ્રીજીના અનન્ય ભક્ત હોવાનું સૂચન કરે છે. સાથે સાથે પોતાના પિતાનું પણ નામ નિર્દેશ કરીને તેપણ નારાયણજીભાઈની શુદ્ધ સેવા સમાગમથી પરિચિત હતા એમ લખે છે. પરંતુ પુસ્તકના પોબાર જોતાં તો **" અહો રૂપં અહો સ્વરા: "** એના જેવુંજ સ્પષ્ટ જણાઈ આવે છે. આમાં પ્રસિદ્ધ કરનારાના પિતાશ્રીના ફોટાનો કશો પ્રસંગ ન છતાં આ અલ્પ પુસ્તકમાં આપ્યા છે. જો નારાયણજીભાઇના શુદ્ધ સમાગમમાં આવેલા હોય તો સત્સંગી હોવા જોઈએ અને સત્સંગી હોય તો તિલક ચાંદલો પણ કપાળમાં હોવો જોઈએ. પણ ભાલ તો ભાલ દેશ જેવું જડ શોભી રહેલું જણાય છે. જેનો મહિમા અનવધિ ગાવામાં આવ્યો છે એવું ગીતા જેવું પુસ્તક અને તેમાં સત્સંગીનો ફોટો હોય તો પણ તિલક ચાંદલો ન હોવામાં કોઇપણ જાતનું નિમિત્ત માની શકાય નહિ. તેમની વાત તો દુર રહી પરંતુ બદ્ધાત્મા છતાં મુક્તાત્મા અને શ્રીજીસ્થાપિત ઉદ્ધવસંપ્રદાયના સર્વથા દ્રોહી હોવા છતાં શ્રીજીસ્વરૂપની સર્વોપરી અવતારી પવીદને ઉઘડ પચાવી પડેલા તેમના માનીતા મગરૂરી ગીતાલેખક સદ્ગુરૂના કપાળમાં પણ કેવળ તિલક વિનાનો જ ચાંદલો જોવામાં આવે છે. એમને માટે તો કદાચ પરિહાર સંભવી શકે કે કુલપરંપરાથી તિલક નહિ કરવાનો પ્રચાર કદાચ તેમણે જારી રાખેલો હશે અથવા ઉદ્ધવ સંપ્રદાયની કોઇ દીક્ષા નહિ પામેલા હોવાથી એમ રાખ્યું હશે અથવા મુક્તાત્મા શ્રીજીસ્વરૂપ બનેલાને તેની અનપેક્ષતા જણાવવા તેમ હશે અથવા બ્રહ્મનિષ્ઠ બનેલા હોવાથી બ્રહ્મતેજમાં લીન થઇને બહાર આવીને પ્રથમ ચાંદલો કરીને તિલક કરવાનો આરંભ

કરતાંજ કદાચ પાછા બ્રહ્મતેજમાં લીન થઈ ગયા હશે. લેખક પ્રકાશક આદિએ બહુ ચાતુરી ચિત્ર વાપરી છે પરંતુ ખોટ માત્ર એટલી જ જણાય છે કે પ્રકાશકના પૂજ્ય કાકાશ્રી શ્રીયુત ઝીણાભાઇની ઝીણી જાડી પ્રેરણા પણ લખવામાં આવી નથી. સ્વામિનારાયણ ભાગવત બનાવી છાપવામાં અને તેના પારાયણમાંજ જેમ એમ આમાં પ્રેરણા આવવી જોઇતી હતી. કદાચ ભુલથી તેમ થવા પામ્યું હોય કે પછી બીજું કોઇ પણ કારણ હોય તે તો તે જાણે. પરંતુ તેમની પ્રેરણા વિના રમણલાલનું આ રમણ સંભવે નહિ એમ જ્ઞાતા સમાજનું માનવું છે. છેવટે વિજ્ઞપ્તિ કે-મહાસદ્‌ગુરુ શ્રીગોપાળાનંદસ્વામીથકી આશીર્વાદ પામેલા સત્સંગિવર્ય મહાશંકરભાઈના સુજ્ઞ ચિરંજીવીઓમાં કોઈ ભાદરણના પુરુષોત્તમપંથમાં તો કોઈ બોચાસણના ગુણાતીતપંથમાં તો કોઇ વીરસદના નારાયણજી-પંથમાં તો કોઈ બીજા તેવા પંથમાં આખા ભળેછે અને આવાં સંપ્રદાય સામે ધતીંગો એક પછી એક કર્યે જાય છે તે બીલકુલ ઈચ્છનીય નહિ હોઈને અહિ શોચનીય છે. આવાં શાસ્ત્રશત્રુ સંપ્રદાયદ્રોહી અવતારદ્રોહી કુલલજવણાં ધતીંગોથી હવે આત્યંતિક મુકત થઈને સ્વામિનારાયણ સંપ્રદાયના પિતાતુલ્ય સાચા અનુયાયી બને અને આવાં પોથાં થોથાંને પડયાં મુકીને શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃતને મુખ્ય માનનારા બને એવી એમને સદ્‌બુદ્ધિ આપો એવી શ્રીજી પ્રત્યે પ્રાર્થના છે.

લે૦ **શાસ્ત્રી હરિબળદાસજી. વડતાલ.**

---

સ્વા. ના. ને મિથ્યા નામે ચોરચાલાકીથી ચઢાવેલા કપોળકલ્પિત ગામઠી ગુ. ભાગવત તથા ગુ. ગીતાના સંબંધિની મહા વિરુદ્ધાંશની બે ત્રણ **વાનગીઓ** શા. હરિબ.એ ૨૯ વર્ષ ઉપર ચખાડી હતી. હાલમાં બીજી અવશિષ્ટ ખાસ **વાનગીઓ** શા. હરિજી. ચખાડે છે. પંડયાકૃત ગુ. ભાગવતમાં-મુખ્ય મંદિરોમાં મધ્યમંદિરે શ્રીજીએ સ્વ.વરદ હસ્તે સ્થાપેલા ધ્યેય મોક્ષપ્રદ **નરનારાયણ લક્ષ્મીનારાયણ ગોપીનાથ** આદિક દેવો કે જે સમસ્ત જગન્માન્ય હોઈ ને શ્રીજીમાન્ય છે તેની પણ કેવી દીર્ઘ દુરંત દુર્દશા દુર્દશ્ય દુશ્મનવત્ લાવ્યાછે તેને નજરે નિહાળો—

૨૭. ૪ અ. ૫ " અમદાવાદથી નરનારાયણદેવની પ્રતિષ્ઠાની **કંકોતરી** આવી છે, તે **કયા** નરનારાયણદેવની મૂર્તિ પધરાવીશું ? ત્યારે મુક્તાનંદસ્વામી કહે-**નરનારાયણ તો એકજ છે.** (આ સિદ્ધાંત વાત શાસ્ત્રાધારવાળી છે ) ત્યારે શ્રીજીએ ઉત્તર દિશામાં જોયુ, એટલે **અનંત-કોટિ** નર અને નારાયણ વિમાનમાં બેસીને શ્રીજીને દર્શને આવ્યા ( નરનારાયણનું અનંતપણુ પ્રકલ્પ્યું અને એકાત્મા શ્રીજી તથા તેમના વચ્ચે દૃષ્ટા દૃશ્ય ભાવ ઉઘડ કલ્પ્યો) તેમને જોઈને શ્રીજી બોલ્યા કે-"**આ બ્રહ્માંડના નરનારાયણ કયાં** છે ? તેમને અમારે શ્રીનગરમાં પધરાવવા છે ( શ્રીજીને અજ્ઞાની ઠરાવ્યા અને બીજા નરનારાયણોને નાપાસ કર્યા અને આ બ્રહ્માંડનાને પાસ કર્યા) એટલે તે આવીને શ્રીજીને પગે **લાગીને** સમીપે **હાથ જોડીને** ઉભા રહ્યા (સ્વામિ-સેવક ભાવ ઉટાંગ પ્રકલ્પ્યો) શ્રીજીએ તેમને કહ્યું કે-'અમે તમને સત્સંગીઓની રક્ષા કરવા શ્રીનગરમાં પધરાવીએ ( જવાબદારી જણાવી ) એવું શ્રીજીનું વચન સાંભળીને નરનારાયણ દેવ **પગે લાગીને** બોલ્યા કે-હે મહારાજ ! આપની આજ્ઞા પ્રમાણે હું વર્તીશ. ( રક્ષાની પ્રતિજ્ઞા કરી અને રક્ષામાં શ્રીજીની અશક્તિ જણાવી અને શ્રીજી તથા તે દેવ વચ્ચે જીવાત્મા પરમાત્મા જેવો ભેદ કલ્પ્યો ) એમ કહીને અદૃશ્ય થઈ ગયા. ( આટલી વાત નાગડકામાં થઈ ) શ્રીજી અમદાવાદ પધાર્યા. સં. ૧૮૭૮ માં ફાગણ શુદી ત્રીજ રવિવારે નરનારાયણદેવની પ્રતિષ્ઠા કરી. પછીથી સર્વને કહ્યું કે-નરનારાયણ તો આ ભરતખંડના રાજા છે તેમને તમારી રક્ષાને અર્થે સ્થાપ્યા છે ( નોકર ઠરાવ્યા. સ્થાપનનું પ્રયોજન કહ્યું. કલ્યાણની તો વાત જ નથી )

સ. જી. પ્ર. ૪ અ. ૨૪ માં શ્રીહરિએ ભાવિ મનુષ્યોના હિતનો વિચાર કરી, ધ્યાનાદિ આલંબન માટે પ્રતિમાઓ પધરાવવાનો પ્રથમ **સંકલ્પ** કર્યો-મંદિરો કરાવીને તેમાં મારી પ્રતિમાઓ પધરાવું, એના સેવનથી સેવકોને **મોક્ષાદિ ચારેય** પુરુષાર્થની પ્રાપ્તિ થશે એમ મંદિર

સ્થાપિત તમામ **મૂર્તિઓને** પોતાની અને ધ્યાનાદિકથી કલ્યાણકર્ત્રી સર્વસાધારણ **કહે છે. અમદાવાદમાં** પ્રથમજ નરનારાયણ દેવ પધરાવ્યા ત્યારે **આ** નરનારાયણ દેવ કયા ? તો તેમનું પૂર્વેનું ખરૂ ઓળખાણ મહા **સભામાં** આ પ્રકારે આશ્રિતહિતાર્થે શ્રીમુખે આપ્યું **છે. (અ. ૨૫)** " ગોલોકમાં અક્ષરનામના તેજોમંડળના મધ્યમાં જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ ઉપાસ્ય આપણા ઈષ્ટદેવ વિરાજે છે એજ સ્વયં ભૂતળમાં સર્વ લોકોના શ્રેય **માટે** ધર્મ પ્રજાપતિ અને તેમની મૂર્તિ નામની પત્નીએ દૃઢ ભક્તિથી ધ્યાન કરતાં, તેમની ઉપર પ્રસન્ન થઇને તેમના અંગ થકી પ્રાદુર્ભવતાં, **નર નારાયણ** એવાં બન્ને રૂપો ધારીને ભૂતળમાં વિરાજે **છે.** માતા-પિતાને વાંછિત વરદાનથી સંતોષીને, **નરોના** નિઃશ્રેયસ માટે ભગવાન્ શ્રી નરનારાયણ બદરીવને પધાર્યા. આ ભરતખંડના મનુષ્યોના મોક્ષાદિ માટે સ્વયં તપ કરતા થકા, અદ્યાપિ એ આશ્રમમાં વિરાજે છે. એજ **નરનારાયણ રૂપ ધારી ગોલોકાક્ષરધામવાસી શ્રીકૃષ્ણ ભગવાન્** બ્રહ્માદિ દેવોની પ્રાર્થનાથી **ભૂભાર** ઉતારવા યદુકુળમાં પ્રાદુર્ભવ્યા અને નારાયણના **સખા** જે નર **તે** કુરુવંશમાં **અર્જુન** નામથી આવિર્ભવ્યા. માટે તે અર્જુને યુક્ત શ્રીકૃષ્ણ " નર નારાયણ " એવા નામથી કહ્યા છે. તે **આ નરનારાયણ પ્રતિમા રૂપથી મેં હાલમાં પધરાવ્યા** છે. એમને વિષે અનન્ય **ભક્તિ** કરવાથી સર્વ જનોનું **શ્રેય** થશે એમાં સંશય નથી " આ રીતે ગોલોકાક્ષરધામી **મૂળ** પરંબ્રહ્મના સાક્ષાત્ અવતારભૂત, ધર્મ મૂર્તિપુત્ર નરનારાયણની પ્રતિમા પધરાવવાની કહે છે. હવે આ અધ્યાય આખો અક્ષરશઃ વાંચો અને અમદાવાદવાળાં વચનામૃતો વાંચો. અને બીજા પણ પ્રબન્ધો વાંચો અને આ વિમુખ વાતમાં મુક્તાનંદ, નિત્યાનંદ, બ્રહ્માનંદ, મહાનુભાનંદ વિગેરે મહા-મુનિઓને પણ ખોટી રીતે સંડાવ્યા છે તો તેમનાં કાવ્ય કીર્તનો વાંચો વિચારો. જેથી તેજ તિમિર જેટલું અંતર ઉઘાડુ સ્પષ્ટ જણાશે. એટલે કોઈને પૂછવાપણું રહેશે નહિ. આ તો ગાદીસ્થાન અમદાવાદની વિસંવાદી વાત થઇ.

હવે ગાદીસ્થાન વડતાલની એવીજ વિમુખ વાત કરીએ—" એક વખત **જેતલપુરના** મહોલમાં શ્રીજી વિરાજમાન હતા. તે સમયે રાત્રિએ બ્રહ્મા વિષ્ણુ અને શંકર વિમાનમાં **ગોળારૂપે** દર્શને આવ્યા. (આ ત્રણ દેવો કે જે જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયકર્તા હોઈને સર્વોપાસ્ય સર્વોપકારી છે તેની તો કશી ગણતરીજ નથી) તે દિવસે તે દર્શન કરીને જતા રહ્યા (કશું સન્માન મળ્યું નહિ) બીજે દિવસે અનંત કોટિ વિમાનોમાં બેસીને શ્રીજીને **દર્શને** અનંત કોટિ બ્રહ્માંડોના **લક્ષ્મી-નારાયણ** આવ્યા. (એમ પરંબ્રહ્મ પદેથી ઉતારીને લક્ષ્મીનારાયણનું આનંત્ય ઠરાવ્યું) તે એકેકા લક્ષ્મીનારાયણના કિરણમાં કરોડ કરોડ સૂર્યનું તેજ હતું. ત્યારે બધા લક્ષ્મીનારાયણનું તેજ શ્રીજી આગળ **દિવા જેટલુંજ** દેખાયું. (નિસ્તેજ થઈ ગયા. તેજમાં અત્યંત ભેદ પાડયો) પછી શ્રીજી બોલ્યા કે-**આ બ્રહ્માંડના લક્ષ્મીનારાયણ કોણ છે?** ત્યારે બીજાએ કહ્યું કે, સામા ઉભા તે આ બ્રહ્માંડના લક્ષ્મીનારાયણ છે? (શ્રીજીને સાવ અજ્ઞાની ઠરાવ્યા. બીજાએ બતાવ્યા ત્યારે ઓળખ્યા) ત્યારે શ્રીજી બોલ્યા કે-તમને વડતાલમાં પધરાવીએ. ત્યારે અમારા હરિ-ભક્તોનું સર્વ પ્રકારે **રક્ષણ** કરજો. (પધરાવ્યાનું કારણ અને જવાબદારી જણાવી) ત્યારે લ. ના.એ શ્રીજીને **હાથ જોડીને સ્તુતિ કરીને** કહ્યું (લોકવત્ સેવ્ય સેવકભાવ ઉઘાડ કર્યો) હે મહારાજ! આપની **આજ્ઞા** મસ્તક ઉપર ચઢાવીને હું સત્સંગીઓની **રક્ષા** કરીશ. (રક્ષણના સોગન લેવરાવ્યા. અમથું પધરાવાતું નથી) શ્રીજી કહે કે-અમે જ્યારે વડતાલમાં મંદિર કરાવીશું ત્યારે બોલાવીશું. (એમ કહીને કાઢી મુકયા. બીજા તે વીલે મોઢે પાછા ગયા) સં. ૧૮૮૧માં મંદિર તૈયાર થયું ત્યારે કંકો-તરીઓ લખી. આવેલા અજ્ઞાત લક્ષ્મીનારાયણ અને રાધાકૃષ્ણ બન્ને અવળા બેસી ગયા. શ્રીજીના કહેવાથી સવળા બેસી ગયા. લક્ષ્મીનારાયણની બન્ને મૂર્તિઓ આવી, શ્રીજીને **પ્રદક્ષિણા** કરી **ચરણપ્રક્ષાલન** કરી **ચરણોદક** લઈને પગે લાગીને પોતાને સ્થાનકે ડાબી બાજુ લક્ષ્મી-

ઉભાં રહ્યાં. ને જમણી બાજુ નારાયણ ઉભા રહ્યા. એજ પ્રમાણે રાધાકૃષ્ણે કર્યું (દામ વિનાના ગુલામ કરી દીધા) પ્રતિષ્ઠા પછી યજ્ઞમંડપમાં આવ્યા. ત્યારે શ્રીજીની સમીપે અનંતકોટી બ્રહ્માંડના લક્ષ્મીનારાયણ (બીજા) પ્રધાનપુરુષ (શ્રીકૃષ્ણ) વિગેરે શ્રીજીને દર્શને આવ્યા. સર્વ અવતારોએ શ્રીજીની પૂજા કરી. પછીથી હરિકૃષ્ણની મૂર્તિમાં શ્રીજી લીન થઇ ગયા." આ રીતે ઉધડ ઉટાંગ ઉભાંગડ ગોઠવણી દેવદ્રોહી કરી છે. શ્રીજીજ શ્રીમુખે જેમને સર્વોપરી અવતારી પરંબ્રહ્મ પુરુષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહે છે તેમની કેવી દુર્દશા લાવ્યા છે તે જોઈ લ્યો. શ્રીજીના વચનની લેશ પણ ગણુતરી છે?

વડતાલમાં પૂજ્ય પ્રતિમાઓ પધરાવી છે તેમનું પૂર્વનું ઓળખાણ સ. પ્ર. ૪ અ. ૨૭ માં આ રમ્ય રીતિએ આપ્યું છે-"આ મધ્ય મંદિરે લક્ષ્મીનારાયણ દેવની મેં સ્થાપના કરી છે, તે સાક્ષાત્ દ્વારકાધીશ **શ્રીકૃષ્ણ** જાણવા. દક્ષિણ મંદિરમાં જે રાધા સહ સ્થાપ્યા છે તે વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણ જાણવા. (શિ.માં કહ્યા પ્રકારે) તેમની સમીપે મારી મૂર્તિ પધરાવી છે. ઉત્તર મંદિરમાં ધર્મભક્તિ સહિત મારી મૂર્તિ સ્થાપી છે. જે દ્વારકાધીશ શ્રીકૃષ્ણ છે એજ લક્ષ્મીનારાયણ છે. એમના સ્વરૂપમાં ભેદ ન સમજવો. અમારૂ આ વચન સત્યજ છે. એમાં કોઈને શંકા રહેતી હશે તે એજ ભગવાન્ થોડા દિવસોમાં ટાળી નાંખશે. વળી અ ૩૦ 'જે સાક્ષાત્ ભગવાન કૃષ્ણ હરિ છે તે તો સ્વયં દુર્ગપુરમાં વસે છે, તેજ સાક્ષાત્ હરિકૃષ્ણ આ દ્વારકાપુરીમાં ચતુર્ભુજરૂપે વિરાજે છે" એમ સચ્ચિદાનંદ મુનિ, શ્રીકૃષ્ણ શ્રીહરિની તત્ત્વથી અભિન્નતાને જણાવે છે. અ. ૫૫ માં "ભક્તોને નિત્ય પૂજા માટે દીક્ષિત આચાર્યો પાસે દેશવિભાગથી રાધાકૃષ્ણ તથા નરનારાયણની પ્રતિમાઓ અપાવી" આ રીતે શ્રીકૃષ્ણ શ્રીહરિની એકતત્ત્વાત્મકતાને પ્રતિપાદે છે. આ રીતે વડતાલની વાત થઈ.

હવે પરમપ્રિય ગઢડાની ઉપરોક્ત જેવીજ વંઠેલ ફંટેલ વાત કહીએ-

સ્કં. ૬ અ-૪ " એક સમયે સંત હરિભક્તોએ શ્રીજીને પૂછ્યું જે મહારાજ! ગઢપુરમાં મંદિર પુરુ થયુ છે તેમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરો તો સારૂ. તે સાંભળીને શ્રીજીએ ઉત્તર દિશા સામી દષ્ટિ કરી સંકલ્પ કર્યો,...ત્યારબાદ અનંત કોટિ વિમાનોમાં **અનંત રાધાકૃષ્ણ આવ્યા.** તે સર્વેએ શ્રીજીની ષોડશોપચારથી **પૂજા** કરી **પ્રદક્ષિણા** કરી દંડવત્ **પ્રણામ** કર્યા અને **સ્તુતિ** કરવા લાગ્યા. (જીવવત્ નમાવ્યામાં કશું બાકી રહ્યું નહિ. દામ વિનાના ગુલામ જેવા કર્યા) શ્રીજીએ **અનંત રાધાકૃષ્ણ** જેઓ તેમનાં દર્શને આવ્યા હતા તેમને પૂછ્યું કે-**આ બ્રહ્માંડના રાધાકૃષ્ણ કોણ છે ?** (અવતારી શ્રીજીને અનભિજ્ઞ ઠરાવ્યા) તે આગળ આવો ? એટલે આ બ્રહ્માંડના રાધાકૃષ્ણ હતા તે આગળ આવીને **હાથ જોડીને** ઉભા રહ્યા (કંગાલ દશા કરી) એટલે શ્રીજી બોલ્યા કે-**તમે ગોલોકમાંથી પૃથ્વી ઉપર આવી ગોપીઓ સાથે** શરદપૂર્ણિમાએ રાસ રમ્યા છો. માટે તમારૂ નામ **ગોપીનાથ રાખીશું**. જેથી જ્યારે અમે ગોપીનાથની મૂર્તિ પધરાવીએ ત્યારે તમો તેમાં આવીને **રહેજ્યો** અને અમારા સર્વે સંતસંગિઓની **રક્ષા કરજ્યો"** (આવી આકરી શરત જુથુકની કરી અને રક્ષા કરવાની શક્તિ શ્રીજીની નથી) શ્રીજીનાં આવાં વચનો સાંભળીને શ્રીકૃષ્ણ બોલ્યા કે-આપ જેમ **આજ્ઞા** કરશો તે પ્રમાણે હું વર્તીશ. અમે તો આપની **કૃપાથી જ** આનંદ કરીએ છીએ (શ્રીકૃષ્ણે રક્ષાની કબૂલાત આપી અને શ્રીજીની કૃપાવશ્યતા જણાવી)...આજ્ઞા પ્રમાણે રાધાકૃષ્ણે મૂર્તિમાં પ્રવેશ કર્યો...હજી પણ દુર્ગપુરમાં જ્યારે જ્યારે સમૈયા ઉત્સવ થાય છે ત્યારે શ્રીજીની **સેવામાં ગોપીનાથજી હોય** એમ ઘણાંને દર્શન થાય છે" આ રીતની ઘણી બીભત્સ લવરી લબાડી બેફામ કરી છે.

હવે સ. પ્ર. ૫ અ. ૫૫ નાં શ્રીમુખ વાક્યો જુઓ-"ગઢડામાં રાધિકાએ સહિત પ્રૌઢાકૃતિ શ્રીગોપીનાથ નામના કૃષ્ણુની સ્થાપના કરી" પ્ર. ૪ અ. ૫૫ " આ ઉદ્ધવ સંપ્રદાયમાં ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનાં મંદિરો

પાંચ પ્રકારનાં કહ્યાં છે. એકજ શ્રીકૃષ્ણની સ્થાનાદિ ભેદથી પાંચ પ્રકારની પ્રતિમાઓ કહી છે. પણ **વાસ્તવિક ભેદથી નહિ**" પ્ર. ૫ અ. ૬૭ " સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્ અને અમે મંદિરોમાં સ્થાપેલી તેમની નરનારાયણાદિક મૂર્તિઓમાં લેશથી પણ ભેદ છેજ નહિ એમ જાણવું." પ્ર ૫ અ. ૬૮ " મારા આશ્રિતોના સુખ સારૂ આ લોકમાં મંદિરો કરાવીને તેમાં મારીજ મૂર્તિઓ સ્થાપી છે " " મારા વિયોગની ચિંતા કરવી નહિ, કેમકે હું ભૂતળ ઉપર વડતાલમાં પ્રતિમારૂપ શ્રીહરિકૃષ્ણ વાસુદેવ શ્રીરાધાકૃષ્ણ શ્રીલક્ષ્મીનારાયણરૂપે સાક્ષાત્ વર્તું છું. મારામાં અને આ અર્ચારૂપોમાં લગારમાત્ર ભેદ નથી. આ મૂર્તિઓનું સેવન કરનારાઓને મારૂ સાક્ષાત્ દર્શન થશે." ઈત્યાદિ શ્રીમુખે કહે છે. મુખ્ય ગ્રંથ શિક્ષાપત્રીમાંજ શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવતાર કારણપણે કહેવાપૂર્વક ઉપાસ્ય ઈષ્ટદેવપણે પણ કહે છે, અને વધુમાં રાધાના યોગથી રાધાકૃષ્ણ, નરના યોગથી નરનારાયણ, લક્ષ્મીના યોગથી લક્ષ્મીનારાયણ કહે છે. એમના **સ્વરૂપમાં તત્ત્વથી ભેદ સમજવો નહિ એમ છેવટે કહે છે.** શિ. ટીકામાં 'જે શ્રીકૃષ્ણ કહ્યા એજ શ્રીહરિ છે, બન્ને એકજ તત્ત્વ છે." એમ છેવટનો નિર્ણય લાવ્યા છે. આ પ્રકરણમાં જેમને સર્વોપરી અવતારીના ઉપાસક તરીકે ખાસ બંડમતે નિર્ણીત કર્યા છે તે નિ. સ્વામી પણ હરિદિગ્વિજય ઉ. ૪૧ માં 'एतानि मम रूपाणि सर्वाण्यत्र न संशयः । प्रयोजनवशादेव मूर्तिरेकात्यनेकधा ॥ अतोऽत्र भेदो न ज्ञेयो ध्यानं कार्यं यथारुचि" એમ અભેદને અત્યંત સ્પષ્ટપણે પ્રતિપાદે છે. શ્રીમુખની ગ્રંથસ્થ પરા વાણી વિચારો અને પંડ્યાકૃત ગપોડીયા વૈખરી વાણી વિચારો તો તેજ તિમિર જેટલું અંતર સુજ્ઞોને સ્પષ્ટ સમજાશે. "બાર હાથનું ચીભડુ અને તેર હાથનું બી" એ ગેબીનાં ગપાં જેવું ચોખ્ખુ જણાશે. આ ગપોડીયા ગામડીયા ગુજરાતી ભાગવતમાં જે શાસ્ત્રશત્રુ અવતારારાતિ વર્ણન કર્યું છે તેવું કોઈ સંપ્રદાયના સચ્છાસ્ત્રમાં છે ? તે પંડ્યાના શિષ્ય પ્રશિષ્યોએ વાંચીને મેળવી જોવું. જેથી બીજાને દોષ દેવાનું મન થાય નહિ.

ઉપર ત્રણ મંદિરોના પ્રતિષ્ઠિત દિવ્ય દેવોની પ્રત્યાઘાતી વાત કરી. એજ ન્યાયે બીજાં બધાંજ મંદિરોના દેવોની દુર્દશા સમજી લેવી. જેમની સ્થાપના, ધ્યેયાર્થે મોક્ષાર્થે શ્રીજીએ કરી છે તે સ્થાપિત દેવોનું તો કશું તત્ત્વ કે મહત્ત્વ રહેતું નથી. કેવળ દ્રોહી દંભી ભક્તોની રક્ષા માટેજ સ્થાપના ઠરાવી છે. 'नास्ति नष्टे विचारः' એવું છે. આવા આ પંડયા નારાયણજીને સંપ્રદાયમાં સ્થાન હોઇ શકે? ગુણાતીત ગપ્પાંનીજ હારમાળા ગામઠી ગોઠવી દીધી છે એક પણ પેરો એવો ચોખ્ખો નથી કે જેમાં સંપ્રદાયનાં શાસ્ત્રો અને પ્રતિષ્ઠિત દેવોની વિરુદ્ધમાં ન હોય? બંડાર્થ સભર ભર્યો છે. ઉપરનો બંડાર્થ, સ્વયં પરંબ્રહ્મ ભગવાન્ સંબન્ધી હોવાથી કોઇ રીતે સહ્ય લીલા તરીકે સંભવી શકે–પરંતુ કોઈ રીતે સહ્ય કે સંભવે નહિ એવી અત્યંત વંઠેલ ફંટેલ બંડીયા બીજી બાબતો સ્વકીય જુઓ–સ્કંધ ૯ અ. ૮ પંચાળામાં મધરિએ ઘરે **અવતારો** અને દેવો સ્વામીને (ગુણાતીતને) દર્શને આવ્યા" અ. ૧૪ "જુનાગઢમાં પ્રાગજી ( દરજી ભક્ત )ને સ્વામીએ ( ગુણાતીતે ) **પોતાના ચરણમાં અનંતકોટી અવતારો** તથા તીર્થો પ્રત્યક્ષ દેખાડયાં" (કેવી સર્વોપરી અવતારી નામની ઉટાંગ અધમ ઉપાસનાની અદ્ભુત અજોડ વિમુખી મસ્તી? ગુ. સ્વામી પોતાના ખર ચરણમાં રામકૃષ્ણાદિ અવતારોને પ્રદર્શાવે છે) શ્રીજીના અવતારો કરતાં પણ ગુ. સ્વામીને મોટા ઠરાવ્યા. કૃષ્ણ અને કૃષ્ણાવતારોનું યુક્તિથી ખંડન કરવાની ના કહે છે. વધુમાં ગુ. સ્વામી પ્રત્યે શ્રીજીએ અવતારોનું ખંડન કરનારાઓને અસુરો કહ્યા છે" આ શ્રીમુખ વાકયો પહેલાં વાંચો. વળી અન્ય અતિતુચ્છ કહીએ– સ્કંધ ૧૨ અ. ૪ "સ્વા. ના. ભાગવતની કથા સાંભળવા **બન્ને આચાર્યો, મુક્તો, અવતારો, ઈશ્વરો, દેવો અને હરિભક્તો આવ્યા હતા?"** કેવો વિમુખી મહિમા સ્વમુખે ગાય છે. વિમુખતામાં છે કાંઈ બાકી કે મણા? આ ભાગવતની ભુંડાઈ ભવાઈ તો ઉપરના લેખમાં બહુ ભારે જણાવી છે. આતો સંક્ષેપ છે. બધોજ બંડબગદો જ્યાં ત્યાં

ફેંકાફેંક કર્યો છે. હવે વીરશદના વીરો અને કારભારીઓ અને પ્રતિષ્ઠિત દેવો પોતાની દુર્ગતિને વિચારશે તો બસ થશે. આ વિમુખ બંડ પ્રચાર વીરશદથી વિફરે છે. આતો થોડી વાનગી ચખાડી, આખુજ ભાગવત આવાજ બંડથી ભરપુર છે. વાંચતાં પણ પાપ લાગે એવું પ્રબળ છે.

હવે પંડયાકૃત વિગીત **ગીતાની** થોડી વાનગી અવશિષ્ટ ચખાડીએ– 'અ. ૧૫ શ્રીજીના જન્મના હેતુઓ ઉટાંગ કહેતાં, (૩) " **રામકૃષ્ણાદિ અવતારોને તથા તેમના મુકતોને** અહીં અવતાર ધારણ કરાવી, પોતાના સ્વરૂપનું જ્ઞાન આપી, અક્ષરધામમાં મુકવા " ( અમદાવાદી " स्वकीया " આ શ્લોકો અને બે નકશાની અવમાન્યતા પ્રમાણે ) (૫) " **બદ્ધ જીવોને પોતાની ઉપાસના વડે મુક્તપણાને પમાડી રામકૃષ્ણાદિક અવતારોના સ્થાને મુકવા** " આમાં તો રામકૃષ્ણાદિ અવતારોને પણ પૃથ્વી ઉપર અવશ્ય અવતરવું પડે અને પર શ્રીજીનું વિજ્ઞાન સંપાદન કરવું પડે ત્યારે તેમને અક્ષરધામની પ્રાપ્તિ થાય. બદ્ધજીવો પણ પર શ્રીજીની ઉપાસનાથી મુકત થઈને **રામકૃષ્ણાદિ અવતારોના સ્થાને પણ આવી જાય,** એમ ઉઘડ ઠરાવ્યું છે. જેને દુઃખદ બદ્ધપણું છોડીને, મુક્તપણું મેળવીને, રામકૃષ્ણાદિ પૂજ્ય ધ્યેય અવતારપદે ચઢી બેસવું હોય તેને માટે આ ઉપાય વધુ સારો સહેલો છે. આમાં ફકત પરમ એકાંતિક પંડયાનો સેવાસમાગમ સ્વલ્પ કરવો પડે. બસ બેડો પાર ઉતરે. આ બંડાર્થ તો સર્વાધિમ ઉદ્ધત કહેવો પડે. બીજાઓની વાત બાજુ પર રાખો, પરંતુ શ્રીજી શ્રીમુખે જેમને પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવતારકારણપણે નિરૂપવાપૂર્વક મોક્ષ માટે ઉપાસ્ય ઇષ્ટદેવ પણે પ્રતિપાદે છે. વળી " अन्योऽपि " આ શ્લોકને પ્રમાણપણે પકડીને શ્રીકૃષ્ણના બીજા અવતાર તરીકે શ્રીહરિને કહે છે એવા શ્રીકૃષ્ણની તો કંઈ જ ગતિ રહેતી નથી. આ અવતારાઘાતી પાપિષ્ઠ પ્રવૃતિ તો આખા સંપ્રદાયના ખંડન ભંડન તંડન કંડન માટે થાય છે. આ અવતારદ્રોહી અસુરાધમો આ પવિત્ર બ્રહ્માંડના તો ન જ હોવા જોઈએ. કોઇ બીજા

બ્રહ્માંડમાંથી અવતારદ્રોહ માટે જ ખાસ અવતરી આવ્યા જણાય છે.

બીજું ચોખ્ખું પ્રચંડ બંડીયું કહીએ—અ. ૧૫, "વડતાલ અમદાવાદ આદિ બહુ સ્થળે મંદિરો બંધાવ્યાં. તેમાં પોતાની પ્રત્યક્ષ મૂર્તિ પધરાવી. **અવતારાદિકને પોતાની સેવામાં રાખ્યા**" આ રીતે બંડાર્થની સ્પષ્ટતા કરી કે—જે અવતારમૂર્તિઓ રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ, નરનારાયણ વિગેરે નામવાળી છે તે તો શ્રીજીના એક સેવક-ચાકર તરીકે રાખ્યા છે, કોઇ સેવકો નહિ મળ્યા હશે ? તેથી અવતારોને સેવામાં રાખવા પડયા હશે. જેમ રહુગણ રાજાએ સેવક નહિ મળતાં જડભરતને પાલખીએ જોડયા હતા તેમ. અવતારોને જ્યારે સેવામાં રાખ્યા છે તો તેઓ સેવા કરી લેશે. સેવક બ્રહ્મચારીની કશી જરૂર નહિ ? મહામહેનતે મંદિરો બાંધ્યાં અને તેમાં ધ્યેય મોક્ષપ્રદ અવતારમૂર્તિઓ પધરાવી. તેનો કશો અર્થજ રહેતો નથી. બધાંજ બંડોમાં આને તો સર્વોપરી ઉઘાડું બંડ કહેવું પડે.

સમસ્ત હિંદુશાસ્ત્રવિરુદ્ધ હોઈને આ ગપ તો વિચારવા જેવી વધુ છે. અ. ૧૫ "**રામકૃષ્ણાદિક અવતારોએ સહિત વિરાટ્રૂપે પોતાનાં પચાસ વર્ષ ને સવા પહોર દિવસ સુધી એક પગે ઉભા રહી**, શ્રીજીને આ બ્રહ્માંડમાં પધારવા **સ્તુતિ** કરી ત્યારે તેમને **દર્શન** આપવા શ્રીજી, પોતાના **અનાદિ અક્ષર** તથા અનંત કોટી **મુક્તો** સહિત આ પૃથ્વી ઉપર પધાર્યા" આ રીતનું આખુ ગાંડપણ ગંડસ્થળીયું ગોઠવ્યું છે. "**यदा यदा हि धर्मस्य**" '**संभवामि युगे युगे**' (ગીતા) "તેજ ભગવાન્ રામકૃષ્ણાદિરૂપે કરીને પોતાની **ઇચ્છાથી** જીવોના કલ્યાણને અર્થે **યુગયુગને વિષે** પ્રગટ થાય છે" (મધ્ય ૧૩) આ રીતે જીવની પેઠે પુણ્યપાપવિપાક કાળનો કે મન્વંતર મહાકલ્પાદિ રૂપ કાળનો નિયમ નથી એમ નિશ્ચિત થાય છે. ભગવાન્ ભલે કાળના અધિષ્ઠાતા છે પણ કાળને પરતંત્ર તો નથી જ. દેશકાળ નિયમની ચોખ્ખી ના કહે છે. અવતારો, એ કોઈ ભકત મુકતના નહિ, પણ પરંબ્રહ્મ પરમાત્માનાજ છે એવો નિર્ણય નિતાંત પ્રથમ છે તેમને તેમજ વિરાટ કે જે નારાયણના

પ્રથમાવતાર છે તેમને પણ બ્રહ્માનાં પચાસ વર્ષ અને સવા પહોર સુધી એક પગે ઉભા રહીને સ્તુતિ કરવી પડે" એ બીલકુલ સંભવે નહિ એવું કોઈ શાસ્ત્ર કહેતું નથી. આનો દીર્ઘ વિચાર કરીએ તો શ્રીજી પણ આટલી મુદત સુધી એક ખુણે કોઇએ રુંધી બાંધી રાખેલા ખુંણીયાજ ભગવાન કહેવાનો પ્રસંગ આવે. કોઇને કશાજ ઉપયોગમાં આવ્યા નહિ. વળી આટલી લાંબી મુદત સુધીમાં કોઈનું આત્યંતિક કલ્યાણજ નહિ એ કેવું વિચિત્ર વૈમત્ય ? આ તો ઠીક, પણ શ્રીજીની સાથે એક અનાદિ અક્ષર કયાંથી ઘુશી ગયું. તેમાં વળી એક મૂળ મુકત અને બીજા અમૂળ અનેક મુકત એ બે ભેદ કયાંથી લાવ્યા ? આ તો સ્વગોષ્ઠીની ગામઠી ગોઠવણી વાચાટીયા કહેવી પડે. શ્રીજીને અવતાર અવતારી તરીકે નિરૂપ્યા છે પણ તે તે અવતારોની લાઇનમાં રાખીને નિરૂપ્યા છે પણ જુદા ખુંણીયા તરીકે નહિ. આ ખાસ મુદ્દો સમજવાનો છે. "यदा यदा' अन्योऽपि" ઇત્યાદિ પ્રમાણોને લીધાં છે.

આખા ઉ. સંપ્રદાયે સદા નિંદવા ધિક્કરવા તેવું જાલ્મ જલ્પન હવે કહીએ–અ. ૧૭ ને 'વિશિષ્ટાદ્વૈતમતયોગ' એવું મોહક નામ આપ્યું છે. "હે સ્વામી ! સહજાનંદસ્વામીએ **રામાનુજાચાર્યનો** વિશિષ્ટાદ્વૈત મત સ્વીકાર્યો છે. તેનું યથાર્થ નિરૂપણ કરો" એવો રઘુવીરજીનો **પ્રશ્ન** છે. 'विशिष्टयोरद्वैतं विशिष्टाद्वैतं' એમ ગુ. સ્વામીએ **ઉત્તર** આપ્યો છે. ( પોતેજ વાતુમાં કહે છે કે હું ભણ્યો ગણ્યો નથી. પંડયા પણ અભણ હતા એતો એમના આ ગ્રંથના દેદાર ઉપરથી નિર્ણય છે.) રઘુવીરજી કે જેમને શ્રીજીએ સ્વપદે પ્રથમ સ્થાપેલા હોઇ ને સંપ્રદાયના **ગુરુ** તરીકે છે તેમને નિહીન **શિષ્ય** પદે મુકીને પ્રશ્નને પૂછનારા ઠરાવ્યા અને પોતે જે બન્ને અભણો છે તે તો **ગુરુપદે** ( ઉપદેષ્ટા ) વિરાજ્યા છે. નાટકતો સારુ ગોઠવ્યું **છે.** 'सर्वं वै मूर्खमण्डलं' એવું **છે.** કોઈ પ્રકારનો યોગ્ય મેળ ખાય છે ? આ વાતતો ઉપલેક છે તેને બાજુ પર મૂકો. શ્રીજીએ 'मतं विशिष्टाद्वैतं मे' એમ રામાનુજીય સિદ્ધાંત

સ્વીકાર્યો છે. આ શિક્ષાપત્રી વાક્યનું આચાર્યશ્રી રઘુવીરજીએ ભવ્ય ભાષ્ય વિદ્વદ્ભોગ્ય કર્યું છે. એમાં એનો અર્થ 'विशिष्टस्य अद्वैत' એમ **સમાસ** અને તદ્નુગુણ અર્થ કર્યો છે. 'ચિત્ અચિતે વિશિષ્ટ (યુક્ત) બ્રહ્મ એક છે. એને સજાતીય કે અધિક કોઈ નથી' એવો તાત્પર્યાર્થ છે. ચિત્ અચિત્ એ વિશેષણો છે. અને બ્રહ્મ છે એ વિશેષ્ય છે. જીવવર્ગને **ચિત્** કહે છે અને માયાને **અચિત** કહે છે. બ્રહ્મને **પરમાત્મા** કહે છે. આ અર્થને વિચારીએ તો પરસ્પર વિરુદ્ધમાં જાય છે. આ બે અર્થોમાં જેનો અર્થ વ્યાજબી હોઈ ને સ્વીકારવો એ નિર્ણય કરવાનો રહે છે. આચાર્યે તો આ મત રામાનુજાચાર્યનો છે અને તે શ્રીજીએ સ્વીકાર્યો છે એમ પ્રથમથીજ સ્પષ્ટતા કરી છે. એટલે રામાનુજવાળાની માન્યતા મુજબ જે અર્થ કરતા હોય એજ વિવાદને અંતે અંગીકાર કરવો પડે. એમાં આપ ડહાપણ ચાલે નહિ રા. વાળાઓએ 'विशिष्टस्य अद्वैतं' એવો **સમાસ** કરીને તદ્નુગુણ અર્થ સવિસ્તાર ઘટાવ્યો છે. ગુ. સ્વામિકૃત આ નિરૂપણ યથાર્થ થાય છે, કે અયથાર્થ ? તે હવે જુઓ. જેમાં અભણ પોતાની બીલકુલ ગતિ નથી એવી બાબતમાં મૌન રહ્યા હોત તો આબરૂ રહેત. હવે શું થાય? ગુરુ રઘુવીરજી તો શિષ્ય બન્યા હોવાથી શિષ્ય હોઈને ગુરુ બનેલા ગુ. સ્વામી ગાંડુ કે ઘેલું જે કહે તે માનવું પડે. મનમાં સમજીને બેસી રહેવું પડે. આ કેવો ખેલ રચ્યો છે. આ નમુનો કદાપિ અન્યત્ર ન મળે.

એજ અધ્યાયનું અંતિમ અવશિષ્ટ વિશિષ્ટાદ્વૈત કહીએ-"સહજાનંદ સ્વામીના પ્રકાશરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં-મૂળ અક્ષર, સર્વ મુક્તો, **સર્વ અવતારો**, સર્વ દેવો અને અનંત બ્રહ્માંડો રહ્યાં છે. આ રીતે વિશિષ્ટા-દ્વૈતનું નિરૂપણ છે" એમ પરમ તાત્પર્યને તારવી લાવ્યા છે. મૂર્તિતેજ કે જે કે સ્વરૂપાદિકની અપેક્ષાએ ચોથે નંબરે છે તેને સચ્ચિદાનંદ બ્રહ્મ ઠરાવીને, તેમાં બીજા જુદી જુદી જાતના ચઢઉતર નંબરવાળા મૂળ અક્ષરાદિ મુક્તો અટવાય કે ટીપાય એનું કાંઈ દુઃખ નહિ, પણ અવ-

તારે કે જે પરંબ્રહ્મ પરમાત્માનાં ધ્યેય મોક્ષપ્રદ દિવ્ય રૂપો છે તેને પણ શુષ્ક બ્રહ્મમાં અટવાવે અથડાવે એતો અત્યંત વિરુદ્ધ હોઇને દુઃખાસ્પદ છે. આને કોઇ રીતે રામાનુજીય વિશિષ્ટાદ્વૈતનું નિરૂપણ ન કહેવાય. આને તો ક્લિષ્ટ શ્લિષ્ટ દ્વૈતનું નિરૂપણજ કહેવું પડે. કેમકે વિશિષ્ટ અને અદ્વૈત શબ્દનો યથાર્થ અર્થ લેશથી પણ આવતો નથી. આ સૈદ્ધાંતિક સદર્થ કરવામાં મોટા મોટા પંડિતો પણ મુંઝાઈ ગુંચાઈ જાય છે. આ વખતે આ એક વાત યાદ આવે છે. એક અવસરે ઉમરેઠમાં સભા ભરાઈ હતી. એમાં સંપ્રદાયના ઘણા વિદ્વાનો પણ હતા. એક હરિભક્તે એ શબ્દનો અર્થ વિદ્વાનોને પૂછ્યો. વિદ્વાનો તો જરા વિચાર કરવા રહ્યા. એટલાકમાં એક અભણ સાધુ બોલી ઉઠયા કે–'ભગવાનને સાકાર સમજવા' એ એનો અર્થ છે. બીજા કોઈએ કશી ચર્ચા કરી નહિ. બીજી વાત–અમદાવાદ ગાદીનો કેસ કોર્ટમાં ચાલતો હતો. આચાર્યશ્રીના ટ્રસ્ટી રા. બા. કેશવલાલભાઇ જુબાનીમાં આવ્યા. તેમને એ શબ્દનો અર્થ વકીલે પૂછ્યો. તેમણે "વશિષ્ટ મુનિએ પ્રવર્તાવેલો તે વિશિષ્ટાદ્વૈત" એવો અર્થ કર્યો. એ અર્થના અજાણ્યા કોઇએ કશી શંકાજ કરી નહિ. આ શબ્દનો સદર્થ કરવામાં એવી ગહના ગતિ છે. આ પહેલાં ઘણા વેદાંત ભણેલા પણ ભુલા પડીને યદ્વાતદ્વા અપલપન કરવા મંડયા છે. વસ્તુસ્થિતિ એવી છે કે–એ વેદાંતવિષયક સિદ્ધાંત રામાનુજીય છે. એનો અર્થ એમના પંડિતોએ સિદ્ધાંતને અનુસારે જે કર્યો હોય એજ અનુયાયિઓ સ્વીકારે તો કશી વિરુદ્ધતા ન આવે. રામાનુજીય સિદ્ધાંતથકી અલગ આગળ અધિક કરવાની કુટેવવાળા તરફથી આ બધાં વિરુદ્ધ વેતરણાં વંઠેલ ચાલ્યા જ કરે છે. એનો પાર આવે તેમ નથી. શક્તિ વિચારીને એ શબ્દનો અર્થ ન કર્યો હોત તો કાંઈ અધુરું રહેવાનું ન હતું. સો શબ્દો બોલવા સારા છે પણ જાણ્યા સિવાય એકપણ અક્ષર લખવો સારો નથી. 'वचनें शास्त्रपरीक्षा' એવી અભિયુક્તિ છે. વિચારોની પરીક્ષા તો વિદ્વાનોની પરિષદ્ વખતેજ થાય છે.

એક ખુબ હસવા જેવી બીજી પ્રાકૃત વાત કરીએ-અ. ૧૭ 'શ્રીજી પ્રસાદી આપે છે તેનું કેમ સમજવું" એમ આચાર્યશ્રીએ પૂછ્યું "અક્ષર ધામમાં **માયિક વસ્તુ છે જ નહિ.** શ્રીજી જેને પ્રસાદી આપે છે તે શ્રી રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ આદિ દેવો થાળ લાવી શ્રીજીને અહીં જમાડે છે તેમાંથી આપે છે" એમ ગુ. મુનિએ ઉત્તર આપ્યો છે. પ્રશ્ન તો ઠીક છે. પણ ઉત્તરમાં બહુ વિચાર કરવાનો છે. અક્ષરમાં માયિક વસ્તુ નહિ હોવાથી ત્યાંથી કોઈને પ્રસાદી આપતા નથી એમ પ્રથમ નિર્ણય લીધો છે. ત્યારે પ્રસાદી કયાંથી આપે છે ? બીજા ગોલોક વૈકુંઠ ધામોમાં **માયિક વસ્તુ છે** તેમાંથી ત્યાંના નામાંકિત દેવો થાળ ધરાવા લાવે છે તેમાંથી થોડી પ્રસાદી પ્રસન્ન શ્રીજી આપે છે. થાળની પ્રસાદીને દિવ્ય કહેતા નથી એમાંથી એ અર્થ ફલિત થાય છે કે-શ્રીજી માયિક વસ્તુને જમે છે, ભક્તોને પણ માયિક વસ્તુનોજ પ્રસાદ આપે છે. શ્રીજીએ તો ગોલોક વૈકુંઠને પણ દિવ્ય અપ્રાકૃતપણે નિરૂપ્યાં છે. અક્ષરને તો એમાંના એક દિવ્યતર ભાગ તરીકે કહે છે. એટલે તે ધામની પ્રસાદી હોય તો તે દિવ્યજ હોવી જોઈએ 'મુક્તો દિવ્ય ભોગને ભોગવતથકા અક્ષર ધામમાં રહે છે' એવું વચનામૃત છે. આ સ્થિતિએ એ ધામો વચ્ચે 'દિવ્ય અદિવ્ય' એવો ભેદ પાડે છે તે સર્વથા અયોગ્ય છે. આ બધુ તો ઠીક, પણ થાળ કોણ કરતા હશે ? નામાંકિત દેવો તો જાતે નહિજ કરતા હોય ? તેમની પાસે તો **રાધા લક્ષ્મી** દેવીઓ અને તેમની ઘણી સખીઓ સદા સ્થિત છે. એજ થાળ કરતાં હશે એમજ માનવું પડે. એમાં ગૃહિણી ન્યાય પણ છે. ભૂખ્યા શ્રીજીને થાળ જમાડનારા કોઈ મુક્ત સેવકો નહિ હોય કે શું ? જેથી એકસ્વરૂપ રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ વિગેરે નવરા મજુરીયા દેવો લાવી આપતા હશે ! અનેક તર્ક વિતર્કોને સ્થાન મળે એમ કહેવું એ સ્થાને નથી. શું ગોલોક વૈકુંઠમાં માયિક રશોડાં હશે ? સીધા સામગ્રી અહીંથી લઈ જતા હશે કે શું ? શ્રીજીતો ગોલોકથી આવ્યા ગયા છે.

આ ચાલુ પ્રસંગને મળતી એવી જ બીજી રમુજી વાત કરીએ- અ. ૨૨ ને **"અવતાર અવતારી** ભેદયોગ" એવું **બંડીયા** નામ આપ્યું છે. ગુ. મુનિ કહે છે-" હે રઘુવીરજી! ગઢપુરમાં **સં.** ૧૯૧૬ની સાલમાં શ્રીજીએ આપને **દર્શન** દઇ કહ્યું હતું કે '**અમારો થાળ નોંખો ધરાવજો,** કેમકે હું બ્રહ્મમહોલ જે **અક્ષરધામ તેનો પતિ છું.** તેથી તે પ્રમાણે સર્વ મોટાં મંદિરોમાં થાળ **નોંખા** કરાવ્યા છે તે વાત તમને **યાદ** છે ને? ત્યારે રઘુવીરજીએ કહ્યું, હા સ્વામી! તે મને **યાદ** છે" આ રીતે એમ તેમ અતિ ઉટાંગ ગોઠવ્યું છે. આડો અવળો ગુરુશિષ્ય ભાવ ગોઠવીને બનાવટ તો બહુ સારી કરી. આનો અલ્પ વિચાર રમુજ ખાતર કરીએ-એમ ઉધડ ઉટાંગ ટીપવાથી ઉચ્ચ નીચ ધામધામી ભેદ સાબીત થતો નથી. બ્રહ્મમહોલ અને અક્ષરધામને પર્યાય તરીકે મુખ્ય ગ્રંથો કહે છે. એ ધામના અધિપતિ તો રાધાકૃષ્ણ લક્ષ્મી-નારાયણ છે. એવાં સેંકડો પ્રમાણો મુખ્ય ગ્રંથોનાં મજબૂત છે. શિક્ષાપત્રીમાં ગોલોકને ઈપ્સિત ધામ તરીકે શ્રીમુખે કહે છે "શ્રીજી ગોલોકમાંથી પૃથ્વી ઉપર આવ્યા અને પાછા ગોલોકધામે ગયા" એમ નિષ્કુલાનંદ મુનિ સુસ્પષ્ટ કહે છે. 'अन्योऽपि' આ પ્રમાણને લઇને શ્રીકૃષ્ણના દ્વિતીય અવતારતરીકે શ્રીહરિને નિરૂપ્યાછે. પંડિતવર્ય નિત્યાનંદમુનિ તો 'अवतारावतारिणोरैक्यात्' એમ બન્નેનું ઐક્ય કહે છે. આ દીર્ઘ દષ્ટિએ દેખીએ તો થાળ જુદો ધરાવાથી ધામધામીનો આત્યંતિક વાસ્તવિક વિભેદ સાબીત થતો નથી. શ્રીહરિ સં. ૧૮૮૬માં અંતર્ધાન થયા. સં. ૧૯૧૬ માં શ્રીજીએ જુદા ધામના પતિ થવા માટે જુદો થાળ ધરવાનો કહ્યો. શ્રીજીએ તો લગભગ ૩૦ વર્ષ સુધી ક્યાં? અને કેનું ખાધું? ઉપવાસિ રહ્યા કે શું? એ પ્રશ્ન તો અનુત્તર છે. પ્રતિષ્ઠિત નામાંકિત દેવોને ધરાવેલો થાળ શ્રીજી જમ્યા છે. દિવ્ય દેવભાવમાં સર્વે સાથે છે. એક જ વિપ્ર કે વર્ણી કે અન્ય કોઈ થાળ કરનારા અને ધરાવનારા છે. પાત્રાદિ બધોજ વ્યવહાર એકમેક ભેળોજ છે. એમાં કોઇ અભડાઈ કે

વટલાઈ જતા નથી. દિવ્ય રૂપથી થાળ જમાડનારાં અને પ્રસાદ જમનારાં અને ભક્તોને વહેંચી આપનારાં તો રાધાલક્ષ્મીને ગ્રંથમાં ઉઘાડે છોગે કહ્યાં છે. રાધારમણનો થાળ તો વાતુ કરનારા ગુ. સ્વામી પણ બહુવાર જમ્યા છે. પોતે વિપ્ર હોઇને સાધુ થઇ ગયા છે. પ્રત્યક્ષ શ્રીજી તો ચારેય વર્ણના થાળ જમ્યા છે. તો પ્રતિમારૂપથી સાથે થાળ જમે એમાં શી કુતર્કકલ્પના કરવી ? આ પામર ગપોડીયા ગીતાના ગોઠવનારા પંડ્યાજી સ્વા. ના. ભા. સ્કં. ૧ અ. ૫ માં શ્રીજીની સેવામાં આવેલા અવતારોનાં નામો ગણતાં 'જીવુબાને લક્ષ્મીજીનો અને લાડુબાને રાધિકાજીના અવતાર તરીકે પ્રતિપાદે છે. એ બન્ને નારીઓના હાથનો થાળ શ્રીજી જમ્યા છે અને તે પ્રસાદીને સંતો વિગેરે પણ જમ્યા છે. શું આની ઉપરથીજ નાનપ્ય મોટપ્ય કે પૃથક્, ધામ-ધામી નિશ્ચિત કરવાના છે ? સંપ્રદાયમાં જાણે આ ઉપરથીજ તત્ત્વ મહત્ત્વ નક્કી કરવાનું હોય એમ થાળનું ચુથણું, કુટણું, વહેંચણું બાઝણું વર્ષોથી કર્યાજ કરે છે. આ વાતમાં જરા જેટલો માલ નથી. બહું શું રહેવું ? પૂર્વાપરનું અનુસંધાન શાસ્ત્રીય દૃષ્ટિએ રાખીએ તો "અવતાર અવતારી અભેદ યોગ" એવું હેડીંગ કરીને એ પ્રમાણે નિરૂપણ કરવું જોઇએ. કેમકે એજ શૈલીએ ગ્રંથોમાં નિરૂપણ છે. સ્વસ્ત્યસ્તુ.

હવે બીજું બંડીયું છેવટનું કહીએ-"કેવી સમજવાળાને દ્રોહી જાણવો ?" આવો રઘુવીરજીએ પ્રશ્ન પૂછ્યો." "અને કાળ કર્મ માયા અને બીજા **અવતારોને કર્તા કહે તે પણ શ્રીજીનો દ્રોહી છે**" એમ જડ કાળ કર્મ માયા સાથે **ચેતન અવતારોને** પણ અડાવ્યા છે. એમ કરીને રામકૃષ્ણાદિ ધ્યેય મોક્ષપ્રદ અવતારોને પણ કાળ કર્મ માયા જેવા જડ તુચ્છ મનાવાની મહામૂર્ખાઇ બંડીયા કરી છે. શ્રીજી અને તેમના સત્પુરુષોએ અવતારોને પરબ્રહ્મના સાક્ષાત દિવ્યરૂપપણે નિરૂપવા પૂર્વક તેઓને સર્વકર્તા તરીકે સહસ્રવાર શ્રીમુખે કહ્યા છે. તો તે સ્વયં શ્રીહરિ અને તેમના સત્પુરુષો પણ દ્રોહી નહિ કહેવાય ? જુઓ-વચ.

પરથારામાં જ ગોલોકાંતર્વર્તિ અક્ષરધામને, તેમાં વિરાજમાન પરબ્રહ્મને શ્રીકૃષ્ણાદિ અનેક નામોથી નિરૂપીને, શ્રીકૃષ્ણને, "સર્વજ્ઞ છે સર્વકર્તા છે" કા. ૧૦ "શ્રીકૃષ્ણનારાયણ તેનું જ કર્યું સર્વે થાય છે" લોયા ૧૩ "પુરુષોત્તમ નારાયણ તે સર્વકર્તા છે, સર્વ કારણ છે અને કર્તુમકર્તુ-મન્યથાકર્તું સમર્થ છે" "कृष्ण एकः स्वतन्त्रोऽस्ति सर्वसेव्यस्ततः प्रभुः" (હ. વા. સુ.) ઈત્યાદિ સેંકડો વાક્યો શ્રીકૃષ્ણાદિકને સર્વકર્તા તરીકે નિરૂપનારાં સુસ્પષ્ટ છે. આ જોતાં અવતારોને સર્વકર્તા તરીકે નહિ માનનારા બધા જ બંડીયા શ્રીજીના પાકા દ્રોહી ઠરે છે. સંપ્રદાયનાં મુખ્ય માન્ય શાસ્ત્રો સામુ જરા પણ જોવું નહિ. કેવળ શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી વાતુઓના જ ફકરા વાંચીને વગરવિચારે 'मुखमस्तीति वक्तव्य' એટલું સમજ્યા હોય એને કંઇ કહેવાનું રહેતું જ નથી. મૂર્ખરાજોને ગુરુરાજ બ્રહ્માદિકો પણ પહોંચે નહિ.

હવે વિચિત્ર અર્થ અને વિકૃત રજુઆતનો ખરો નમુનો અવતાર-શત્રુ નજરે જુઓ-અ. ૨૦ "શ્રીજી જ્યારે બ્રહ્માંડમાં પધારે છે ત્યારે પોતાના **મુખ્ય ભક્ત મૂળ અક્ષર** અને ચૈતન્યમૂર્તિ એવા **વિધાત્રાનંદ** સ્વામી આદિક દિવ્ય **પાર્ષદ** અને પોતાનાં **ઐશ્વર્ય** એટલે **રામ-કૃષ્ણાદિ** અવતારોએ સહિત પધારે છે એમ સમજવું" આ રીતે બંડીયું કપટકાવત્રું ઉઘડ કર્યું છે. આ બાબત વચ. પ્ર. ૭૧ માં "ભગવાન્ જીવના કલ્યાણને અર્થે જ્યારે મૂર્તિ ધારણ કરે છે ત્યારે પોતાનું જે **અક્ષરધામ** અને ચૈતન્યમૂર્તિ એવા જે **પાર્ષદ** અને પોતાનાં જે સર્વે **ઐશ્વર્ય** તેણે સહિતજ પધારે છે" આવાં શ્રીમુખનાં વાક્યો છે. બધીજ પ્રતોમાં એજ પ્રમાણે છે. આમાં પંડે પંડ્યાએ ફેરફાર કરીને પોતાનાં ઘરનાં "મુખ્ય ભક્ત મૂળ અક્ષર, વિધાત્રાનંદ સ્વામી આદિક દિવ્ય પાર્ષદ, ઐશ્વર્ય એટલે રામકૃષ્ણાદિ અવતારો" આ બંડાર્થી દુર્વાક્યો ઘુસાડયાં છે, એમ કરીને આખો બંડીયો ખુંણીયો ગરબડ ગોટાળો ઘાલી દીધો છે. હવે ચકાસણી કરીએ-વચનામૃતના સંસ્કૃતમાં

અનુવાદરૂપ હ. વા. સુ. માં 'साक्षात्कृष्णो नराकारो वर्तते यत्र भूतले। तत्रैव तस्य धामादि सर्वं भवति वैभवम् ॥२८॥ यदा प्रादुर्भवत्यत्र कृपया श्रेयसे नृणाम्। तदा सह स्वधाम्ना च परिवारेण वर्तते ॥२९॥ આ રીતે મૂળ વ.ને મળતું છે, એની ઉપર આચાર્ય રઘુવીરજી કે જેમને પ્રશ્નકર્તા શિષ્ય તરીકે સંવાદમાં મુકયા છે તેમણે **સેતુમાલા** નામની ટીકા કરી છે, તેમાં આ પ્રમાણે અનુગત અન્વર્થ અર્થ "નરાકાર સાક્ષાત્ કૃષ્ણ, ભૂતળમાં જે સ્થાનમાં વર્તે છે તેમાંજ કૃષ્ણના ધામાદિ સર્વ વૈભવો વર્તે છે. આ અર્થના સ્ફુટ બોધ માટે વિવેચીને કહે છે-" જે સમયે નરોના શ્રેય માટે કૃપાથી આ લોકમાં તે સ્વયં શ્રીકૃષ્ણ પ્રાદુર્ભવે છે તે સમયે પોતાનું ધામ કે જે **ગોલોક મધ્યસ્થ સ્વકીય અક્ષર-પદ**, તેની સાથે અને પાર્ષદાદિ પરિવાર સાથે પ્રાદુર્ભવે છે। " આ રીતે કર્યો છે. " अतो यत्र भवेत्कृष्णस्तस्य तत्रैव सर्वशः। पार्षदाः शक्तयो धाम सन्तीत्येवावगाम्यताम् ॥ ३२ ॥ અર્થ-" માટે જે સ્થળમાં પ્રત્યક્ષ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ વર્તતા હોય ત્યાંજ કૃષ્ણના સર્વે પાર્ષદો, રાધારમાદિ શક્તિઓ અને અક્ષરધામ છે એમજ જાણો" આ રીતે છે.

આનો હવે સંગત સદ્વિચાર કહીએ-(આતો એક ભાવના પ્રકાર છે) મૂળમાં અક્ષરધામ કહ્યું છે તેને પરથારામાં નિરૂપ્યા પ્રમાણે **ગોલોકસ્થ-**પણે નિરૂપે છે એટલે અક્ષર ધામ કયું ? તો તે બીજું કોઈ અલગ ઉપર નહિ પણ ગોલોકાંતર્વર્તિ એવો નિતાંત નિર્ણય લાવ્યા છે. એના અધિપતિ કોણ ? તો તે બીજા કોઈ જુદા નહિ પણ શ્રીકૃષ્ણજ છે એવો નિર્ણય લીધો છે. એ શ્રીકૃષ્ણ બીજા કોઈ નહિ પણ જે રાધા-લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ છે એવો ફાઈનલ નિર્ણય કર્યો છે. અર્થ એ નિશ્ચિત થયો કે-જે રાધારમાદિ શકિતઓના અધિપતિ તે શ્રીકૃષ્ણ અને એજ ગોલોકસ્થ અક્ષર ધામના અધિપતિ છે. મૂળસ્થ **પરિવાર** શબ્દથી પાર્ષદોને લીધા છે તેતો પરથારામાં પ્રતિપાદ્યા પ્રમાણે શ્રી દામાદિકનેજ લેવા પડે. એમને ચૈતન્યમૂર્તિ (દિવ્ય) પણ નિરૂપ્યા છે.

પાર્ષદોમાં મુખ્ય મનાતા મુકતાનંદાદિ પૈકી કોઈનું પણ નામ નહિ લેતાં **'વિદ્યાત્રાનંદ સ્વામી'** એકલાજ કયાંથી હોઠે ચઢી ગયા, એ કયા નંબરના મહાસદ્‌ગુરુ હતા તે જાણમાં નથી. મુકતાનંદ ગોપાલાનંદ વિગેરે મહામુનિઓનો ઉઘાડો **અનાદર** થાય છે તેનું તો કાંઈ નહિ, પણ એ મુનિ તો ભૂમિ ઉપરના એક ભકત છે તેમને કેમ લેવાય? અહીં તો અક્ષરધામ-સ્થનો વિચાર ચાલે છે. જો ભૂમિસ્થનો વિચાર હોય તો દાદાખાચરને મુખ્ય પાર્ષદપણે લેવા પડે. આ બધુ ઉટાંગ તો ઠીક, પણ આમાં મુખ્ય ભકત તરીકે માનીતા **મૂળ અક્ષરને** કયાંથી ઉધડ ઘુસાડી દીધું. આ પ્રકરણમાં એવું એક પણ સંદિગ્ધ પણ પદ નથી. એ તો જરા ઠીક, પણ **ઐશ્વર્ય** શબ્દનો "રામકૃષ્ણાદિ અવતારો" એવો અર્થ કયા પદથી લીધો છે? કશુંજ મૂળ નથી. **ઐશ્વર્ય** શબ્દનો અર્થ તો ધામ પાર્ષદ શકિતઓ વિગેરે થાય પણ 'અવતારો' એવો સ્વપ્ને પણ થાય નહિ. "શ્રીજી સાથે રામકૃષ્ણાદિ અવતારો આવ્યા?" એવું એક પણ વાકય વચનામૃતાદિ મુખ્ય ગ્રંથોમાં ઉપલબ્ધ નથી. આ વચનામૃતમાં તો શ્રીકૃષ્ણનેજ ગોલોકાક્ષરધામાધિપતિ, રમારાધાધિપતિ, પાર્ષદાધિપતિ-પણે પ્રતિપાદ્યા છે. એજ ઉપાસ્ય ઇષ્ટદેવ પરબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ શ્રીકૃષ્ણના અનન્ય અવતાર તરીકે શ્રીહરિને પરથારામાં તેમજ વચના-મૃતોમાં પ્રતિપાદ્યા છે. એમ પૂર્વાપરના અનુસંધાનથી સર્વથા સમીચીન સંગતિ કરી છે. આ અક્ષરપંથી બંડાર્થ બાપાપંથીને પણ બહુમાન્ય છે તોપણ ચૈતન્યમૂર્તિ પાર્ષદ કે ઐશ્વર્ય શબ્દનો અવળો અર્થ કરવા ઉંડા ઉતર્યા નથી. **અક્ષરધામ** શબ્દનો અર્થ કરવામાં અવળાઈ કરી છે. પણ તેતો અક્ષરપંથી માન્ય મૂળ અક્ષરધામના ખંડન માટે ખાસ કરી છે. આ બાબતમાં તો બન્ને પરસ્પર પાકી શત્રુતાવાળા ચોખા છે. સ્પષ્ટાર્થ શબ્દોના પણ વિચિત્ર વિગીત અર્થો અને વિકૃત રજુયાતનો આ મહામોટો નમુનો છે. આજ પ્રમાણે બધાજ બંડીયામાત્રમાં સ્થાલી-પુલાક ન્યાયે બધી જ બાબતમાં સમજી લેવું. એથી જ આટલું સપ્રમાણ

વિવેચન કરીને કહેવું પડયું છે. આ કારણથીજ એમને **બંડીયા** તરીકે વ્યપદેશવામાં આવે છે. એ શબ્દ એમનાજ મુખનો છે. આ અર્ધદગ્ધ પંડયા તો બધાંજ બંડોમાંથી કિંચિત્ કિંચિત્ ઉઘડ લઈને સ્વનામથી નવા પંથને ચલવનારા સ્પષ્ટ જણાય છે. ગુ. મુનિને નામે જેમ વંઠેલ વાતો ગોઠવી છે તેમ વિદ્યાત્રાનંદ મુનિને નામે પણ કોઈ બંડાર્થે ગોઠવ્યાનું અનુમાન છે. વાતો ઉપરજ બધુ મંડાણ છે.

ઉપરના જેવુંજ બીજુ બાકીનું ટુંકામાં કહીએ–અ. ૬ ને “ગુરુ મહિમાયોગ” તરીકે નોંધીને, “આવા સંતને **દેવ** એટલે નરનારાયણ લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ જેવા ન જાણવા અને મનુષ્ય જેવા પણ ન જાણવા” એવાં વાકયો લીધાં છે. કયા વચનામૃતનાં છે તે તો જણાવતાજ નથી. જણાવે તો બંડપોકળ પકડાઇ જાય. એની ટીકા થોડીક શા. હરિ બળદાસે બહુ પૂર્વે કરી છે. અવશિષ્ટ કરીએ–અંત્ય વ. ૬માં સંતોના મહિમાનો અનુવાદ સકારણ કહેતાં–“એવા જે સંત તેને મનુષ્ય જેવા ન જાણવા ને **દેવ જેવા** પણ ન જાણવા, કેમકે એવી ક્રિયા દેવ મનુષ્યને વિષે હોય નહિ” આવા શ્રીમુખ શબ્દો છે. આમાં **મનુષ્ય** શબ્દ પ્રથમ છે તેને પછીથી અને જે પછીથી **દેવ** શબ્દ છે તેને પ્રથમ લેવાની બંડીયા ચોરી કરી છે. વચનામૃતના અનુવાદરૂપ હ. વા. સુ.માં “**नैतेऽन्य-मनुजैस्तुल्या न च द्वेवैः समा अपि । यतस्तेष्वीदृशी नास्ति क्रियाऽतस्त-द्विलक्षणाः ॥८॥** અર્થ—‘આવા જે કૃષ્ણ ભક્તો છે તે અન્ય મનુષ્યોને તુલ્ય નથી, તેમજ દેવોને પણ તુલ્ય નથી. કેમકે તે મનુષ્ય–દેવોમાં એવી ઉક્તવિધ **કૃષ્ણભક્ત** જેવી ક્રિયા નથી. માટે તેઓ તેથી વિલક્ષણ છે. આરંભમાં વૈષ્ણવોનું મુખ્ય લક્ષણ કહેતાં–“સર્વદા **શ્રીકૃષ્ણ સંબન્ધી** ક્રિયાઓ કે જે શ્રવણાદિ નવવિધ ભક્તિ તેમાં તત્પર હોય. વળી બ્રહ્મ-ભૂત થયા હોય તોપણ કૃષ્ણહરિને આદરથી ભજતા હોય’ એમ સંત-લક્ષણો કર્યા છે. આમાં બહુધા **કૃષ્ણ** નામથી વ્યવહાર કર્યો છે. આમાં **દેવ** શબ્દનો બ્રહ્માદિ દેવપર અર્થ કર્યો છે. પંડયાએ “નરનારાયણ

લક્ષ્મીનારાયણ રાધાકૃષ્ણ" એવો અર્થ કર્યો છે તે બંડપોથીનો પોતાનો હોઈને બંડીયા ખુંણીયા બોધસ સાબીત થાય છે. જે શ્રીજીસિદ્ધાંતે દેવાધિદેવ અવતારી સર્વોપરી અક્ષરાધિપતિ ઉપાસ્ય ઈષ્ટદેવ છે અને એમનાજ અવતાર તરીકે શ્રીજીને નિરૂપ્યા છે, મુખ્ય માન્ય કોઈ ગ્રંથમાં આવું ઉઘડ ઉટાંગ કથન નથી. બાપાપંથે રહસ્ય અનર્થમાં–**દેવશબ્દનો** "માયાથી પર જે ઇશ્વરકોટી, બ્રહ્મકોટી, મૂળ અક્ષરકોટી તે સર્વેને આ ઠેકાણે **દેવ** જાણવા" આ રીતે મળતો બંડાર્થ ગોઠવ્યો છે. એ તો બધા સહોદરો શાસ્ત્રશત્રુ અવતારદ્રોહિ તરીકે કોર્ટ સુધી નક્કી કર્યા છે અને સંપ્રદાયથી પણ બહિષ્કૃત કર્યા છે. આ ગુરુમહિમાયોગ તો સંપ્રદાયના ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણ, નરનારાયણ, રાધાકૃષ્ણ આદિક ધ્યેય મોક્ષપ્રદ આદિકના નિકંદન માટે ઉઘડ ઉટાંગ પોતાના પર પ્રખર ખોટા મહિમા માટે એમ તેમ જોડી રાખ્યો છે. ઉ. સંપ્રદાયની આ વસ્તુ નથી એટલું તત્વ છે. ગુરુમહિમામાં પણ કાંઈ મર્યાદા જોઈએ. ગુરુલક્ષણમાં "श्रोत्रियं ब्रह्मनिष्ठ" એમ બે લક્ષણો પૈકી **શ્રોત્રિયપણું** તો પહેલું જોઈએ.

હવે કુબુદ્ધિકલ્પિત વિકલ્પકલ્કવાળું બીભત્સ બંડીયું કહીએ–અ. ૧૯ "અક્ષરધામમાં મુકતો કેવા આકારે રહે છે" એવો રઘુવીરજીકૃત પ્રશ્ન છે. "સાધર્મ્યપણાને પામેલા જે મુકતો તે **શિશ્નુ, યોનિ અને ગુદાએ રહિત છે.** તે સર્વ ચૈતન્યની મૂર્તિ છે." એવો ગુ. મુનિકૃત ઉત્તર છે. જે કોઈ મનુષ્યાકાર છે તે કરચરણાદિ વિવિધ વિચિત્ર અવયવવાળો હોય છે. એ આકાર સર્વાંગસંપૂર્ણ હોય તોજ શોભે. નહિ તો વિકળ લાગે. બ્રહ્મધામ કે અક્ષર કે પછી ગોલોક વૈકુંઠ કહો એ સર્વેમાં સ્ત્રી ભાવનું વર્ણન ઉઘાડું છે તે સ્વીકાર્યા વિના ચાલે નહિ. રાધાલક્ષ્મી, તેની સખીઓ અને મુક્ત મહિલાઓનું પણ વર્ણન સ્ત્રીભાવમાં સંપૂર્ણ છે. 'લિંગને શિશ્નુ કહે છે. ભગને યોનિ કહે છે. પુરુષને લિંગ હોય છે અને સ્ત્રીને યોનિ હોય છે. ગુદાતો બન્નેને હોય છે. અક્ષરધામમાંથી

અવતરી આવેલા દિવ્યાકાર શ્રીહરિ અને તેમના મુક્તોને પણ શિશ્નુ અને ગુદાઓ ઉઘાડી પ્રત્યક્ષ હતી. દિવ્ય આકાર બનતી વખતે એનાં નિયત છિદ્રોને શું ડાટા મારીને પુરી દેતા હશે? કે જેથી એ છિદ્રો ન જ થાય? કુદરતની રીતે આ બનાવટ બહુ જ વિરુદ્ધ બેહુદી છે: એવો કોઇ દાખલો નથી. બીજાં બધાં અપરાધી અંગોને સંગ્રહીને, આ ચિહ્નોનો જ એવો મોટો શો અપરાધ? કે જેથી એનો અત્યંત પરિત્યાગ કરવો પડે. અનાદિ વિવિધ સુંદર સૃષ્ટિનાં સર્જક આ ચિહ્નોનો ત્યાગ તો કોઇ રીતે કોઈથી પણ માન્ય થાય નહિ. અક્ષરધામમાંથી જ સિધા પ્રકટી આવેલા ઘણા મુક્તોનો સદ્‌ભાવ બંડ મતે સ્વીકાર્યો છે. તો કોઇને એ ચિહ્નો વિનાના જોયા નથી. કિં બહુના આ પંડયાએજ અક્ષરધામમાંથી અવતરી આવેલા મુક્તોના અવતારોનું નિરૂપણ સ્વા. ના. ભાગવતમાં વિસ્તારથી કર્યું છે. તેમાં સ્રીપુરુષ બન્ને જાતના મુક્તો આવે છે. જીવુબાને લક્ષ્મીબા અને લાડુ બાને રાધાના અવતાર તરીકે લખ્યા છે બન્ને આકારવાળા મુકતોને શિશ્નુ યોનિ ગુદા હતાં કે નહિ? તેનો વિચાર પંડિતમન્ય પંડયાએજ કરવાનો છે, આઠ મુકતોએ પંડયાના મૃત દેહમાં મુક્તને દાખલ કરી દીધાની વાત પંડયાજી કરે છે તો તે પંડયાને એ ચિન્હો હતાં કે નહિ? આના કરતાં મુકતોને આકારનો યોગ ન જ માનવો સારો છે ગુહ્ય ગોપ્ય અંગની ચર્ચા બીભત્સ હોવાથી વધુ વિચારણા કરતા નથી.

હવે બીજી બાબત કહીએ–ચૈતન્યની મૂર્તિ બનાવી શકાતી નથી. જેમાંથી મૂર્તિ બને એવું કોઈ પૃથક્ દ્રવ્ય બંડીયા માનતા નથી. તેજને કુટયા ચુંથ્યા કરે છે. જીવ તો અણુપરિમાણુ ચિદ્રુપ નિત્ય નિરંશ અવિકારી અખંડ હોવાથી એજ કર ચરણ આદિક વિવિધ અંગ રૂપે થઇ શકે નહિ. અણુપરિમાણુને મારી મેચકાવી ટીપીને દેહરૂપે બનાવી શકાય નહિ. બહુધા બંડીયા માન્યતા એવી છે કે–જીવાત્મા દિવ્ય દેહાદિ રૂપે બની જાય છે–ગીતામાં અ. ૬–ગુરુ રાજી થાય ત્યારે શું

કરે છે ? એવો રઘુવીરજી કૃત પ્રશ્ન છે. " જીવ નિરાકાર છે તેને સદા દિવ્ય સાકાર કરે છે " એવો ગુ. મુનિકૃત ઉત્તર છે. આ સામર્થ્ય તો વિવિધ નામ રૂપથી કહેવાતા કોઇ પરમેશ્વરમાં પણ નથી. આ તો એક ગુરુરૂપ શ્રીહરિ બનેલા કેવળ નારાયણજી પંડયામાં જ જણાય છે. ગુરુનો મહિમા તો બહુ મોટો પરમેશ્વરનો પણ ઉપરી કહેવો પડે. " ગુરુ કર્યા ગોકળીનાથ, ઘરડા બળદને ઘાલી નાથ " એવું છે. ઉપરનો બધો બંડ બગદો ગંધાતો ગુ. સ્વામીની શાસ્ત્રશત્રુ વાતોમાંથી લાવ્યા જણાય છે. આનું વિવેચન કરવા જતાં પુર વધી જાય છે. તો જીજ્ઞાસુએ મુદ્રિત વચનામૃત ભૂમિકા વાંચી લેવી. અથવા જાહેરમાં આવેલાં દિગ્દર્શનો વાંચી લેવાં.

હવે ગેબીના ગપને પણ વટી ચઢી જાય એવું હાસ્યાસ્પદ કહીએ– અ. ૧૧ " **તદ્રૂપાનંદ સ્વામી** મૂળીથી વઢવાણ ગયા હતા. ત્યાં હરિ મંદિરમાં હરિભક્તો આરતી ઉતારતા હતા. તે વખતે તેમને **ઉભા ઉભાજ સમાધિ થઇ ગઇ.** (વઢવાણના હરિભક્તોની આરતીમાં પણ ભારે ચમત્કાર કહેવો પડે, તેથી મહાસંત તદ્રૂપાનંદસ્વામીને પણ સદ્ય સમાધિ થઇ ગઇ) સમાધિમાં વૈકુંઠના મુક્તોની પ્રાર્થના સાંભળી, **આખા વૈકુંઠને ઉપાડીને બ્રહ્મમહોલમાં લઇ ગયા** અને તેના મુક્તોને દર્શન કરાવ્યાં. ત્યાર **પછી વૈકુંઠને ઉપાડી જ્યાં હતું ત્યાં મુકયું.** આવું ઐશ્વર્ય શ્રીજીએ પોતાના મુક્તો દ્વારા જણાવ્યું છે." આ રીતે ગેબી ગપ છે.

વળી આથી પણ ચઢીયાતું બીજુ ગપ્પાષ્ટક કહીએ–એક વખત **વ્યાપકાનંદ** સ્વામી સમાધિ કરી **ગોલોક** આગળથી જતા હતા. તે સમયે પ્રધાન પુરુષે ( શ્રીકૃષ્ણને પ્રધાન પુરુષ કહે છે ) પ્રાર્થના કરી કે ' હે સ્વામી ! તમો શીદ પધારો છો ? ' ત્યારે સ્વામી બોલ્યા કે, 'અમે શ્રીજીનાં **દર્શન** કરવા જઈએ છીએ.' ત્યારે તેઓ કહે, (પ્રધાન પુરુષ) અમને લઇ જાઓ.' તે સાંભળી વ્યાપકાનંદ સ્વામી **આખું ગોલોક બ્રહ્મમહોલમાં લઇ ગયા.** ત્યાંના મુક્તોને શ્રીજીનાં દર્શન કરાવ્યાં.

**પછી જ્યાં હતો ત્યાં ગોલોકને મુકી દીધો.** આવું ઐશ્વર્ય તો શ્રીજીના પ્રતાપે તેમના **એકાંતિક મુક્તોમાં છે"** આ રીતે ઉટાંગ ઉભાંગડ છે.

આનો પૂર્વાપરના અનુસંધાને વિમર્શ કરીએ–જે ઐશ્વર્ય, વૈકુંઠ-વાસી લક્ષ્મીનારાયણ કે ગોલોકવાસી શ્રીકૃષ્ણ પણ અનાદિ કાળથી અત્યાર સુધી કોઇને પણ બતાવી શક્યા નથી એવું ઐશ્વર્ય, (ઉપાડી જવું, પાછુ લાવી સ્થાપવું) શ્રીજીના નામાંકિત મુક્તો બતાવે એ તો બન્ને ધામાધિપતિઓને પણ બહુ શરમાયા જેવું કેમ ન કહેવાય? એ બે ધામાધિપતિયો કરતાં પણ એ બે સ્વામીઓને મહામોટા પરમેશ્વર કહેવા પડે? આવું ઐશ્વર્ય તો અદ્યાપિ પરંબ્રહ્મ કે તેમના કોઈ અવતારે દર્શાવેલું કોઇ સંપ્રદાય શાસ્ત્રમાં કે ઇતિહાસમાં નથી. એ તો ઠીક, પણ સંતો ધામોને ઉપાડી ગયા ત્યારે તેના અધિ-પતિઓની કેવી દુર્દશા દયનીય થઇ હશે? મુક્તો સાથે એ પણ ગયા કે અન્યત્ર ગયા? તેની કશી સ્પષ્ટતા નથી. 'પ્રકૃતિ પુરુષ' શબ્દ વાપર્યો છે તે ઉપરથી શ્રીકૃષ્ણને પ્રકૃતિ પુરુષ ઠરાવ્યા હશે એમ જણાય છે કેમ કે બંડ માન્યતા સાર્વત્રિકી અનુસ્યૂત છે. શ્રીકૃષ્ણ કે તેમની રાધા રમા પત્ની કે કોઈ પાર્ષદ મુક્તનું નામ પણ જણાવ્યું નથી. એ તો ઠીક, પણ એ ધામો અચળ છે કે ચળ? નિત્ય છે કે અનિત્ય? પરિમિત છે કે અપરિમિત? દિવ્ય છે કે અદિવ્ય? ઈત્યાદિક કશીજ ચોખવટ કરી નહિ હોવાથી અનેક શંકા આવે છે.

આ બધું તો ઠીક, પણ શ્રીજીતો ગોલોક ધામને ઇપ્સિત તરીકે કહે છે અને નિષ્કુલાનંદ મુનિ તો ગોલોકમાંથી આવ્યાનું અને પાછા ગયાનું નિધડક કહે છે. સંપ્રદાયના ઘણા ગ્રંથો વૈકુંઠને અક્ષરપર્યાય કહે છે. શ્રીકૃષ્ણને પણ અક્ષરાધિપતિ પણે બહુધા શ્રીમુખે વર્ણવ્યા છે. એવી સ્થિતિ હોવાથી શ્રીજીને '**गोलोकरमणः, वैकण्ठनायकः, अक्षरस्थः, ब्रह्म-क्रीडः**' એવાં મંગળ નામોથી નવાજ્યા છે. અક્ષરને તો ગોલોકસ્થપણે બહુધા નિરૂપ્યું છે. આ સ્થિતિએ શ્રીજીની કેવી કઢંગી દુર્દશા થાય

તે આશ્રિતોએ વિચારવા જેવું છે. આ ઉઘડ બંડાર્થ જોતાં સમાધિઓ તો કેવળ કપોળકલ્પિત જુઠી જ જનવંચની જ ઠરે છે. 'સમાધિ' નહિ કહેતાં સ્વપ્ન કહ્યું હોત તો ઠીક હતું. કેમકે એમાં એવાં ટીખળ સંભવે છે. મૂળીવાળા સંત હરિભક્તો આ વંઠેલ વાતને જાણતા હશે અથવા હવે જાણશે. આ વાયડ વાતને જેવા તેવા કોઇ સામાન્ય નર કહેતા નથી. પણ શ્રીજીસ્વરૂપ સદ્‌ગુરુવર્ય બ્રહ્મનિષ્ઠ મુક્તાત્મા અદ્વિતીય અલૌકિક પરમપૂજ્ય મહારાજ નારાયણજી પંડયા જદુરામ કહે છે, એટલે સંશય કરી શકાય નહિ. બન્ને સ્વામીઓને પણ વિગીત વાતમાં સંડોવીને બહુ બનાવ્યા કહેવાય. આચાર્યશ્રી રઘુવીરજીએ "શ્રીજીએ તો આ પૃથ્વી ઉપર પ્રગટ થઇને કેવાં ઐશ્વર્યો બતાવ્યાં" એટલું જ પૂછ્યું છે. એ ઐશ્વર્યો ગ્રંથમાં વર્ણવ્યાં છે. આવાં બંડીયાં ઐશ્વર્યો કોઇ ગ્રંથમાં આવેલાં નહિ હોવાથી સાવ બનાવટી શાસ્ત્રશત્રુ છે.

આ અવસરે એક વાત યાદ આવે છે. બે ધામોવાળાને દર્શન કરાવ્યાં તેમ શ્વેતદ્વીપ તથા બદરીકાશ્રમ તથા અવ્યાકૃત ધામવાળાઓને કેમ દર્શન કરાવ્યાં નહિ ? તેમનો શો અપરાધ ? એમની ઉપર તો વિશેષ દયા કરવી જોઈએ, કેમકે એ પાછળ છે. કોઈ સ્વામીને ગોઠવ્યા હોત તો વાતનું રૂપ વધુ સારૂ આવત. હવે શું થાય ? કોઈ બુદ્ધિદાતા નહિ મળ્યા હોય. ગપ્પાષ્ટકમાં અધુરું ન રહેવું જોઈએ.

બીજું તો કાંઈ નહિ પણ બન્ને સ્વામીઓને સર્વથા સમર્થ અને દીર્ઘ દયાળુ કહેવા પડે, તેના બળથી બન્ને ધામોના આત્યંતિક કલ્યાણાર્થી શ્રીકૃષ્ણાદિ અધિપતિઓ અને તેમના રાધાદિ શ્રીદામાદિ મુક્તો સાથે અચળ ધામોને પણ ચળ કરીને ઉપરના બ્રહ્મ-મહોલમાં પત્ર પતંગવત્ લઈ જઈને પરાત્પર શ્રીજીનાં અવતારદુર્લભ દર્શન કરાવ્યાં. જેથી સમુક્ત તે ધામાધિપતિઓને અપાર પુણ્યશાળી અને ધન્ય ભાગ્યવાળા કહેવા પડે. લઈ જતાં તેમજ પાછા લાવતાં કંઈ પણ વિપત્તિ નહિ પડતાં સ્વતઃસિદ્ધ સ્વસ્થાને ક્ષેમકુશળ આવી ગયા એતો

મહાભાગ્ય મહાપુણ્ય અપૂર્વ કહેવું પડશે ! આ બધાં તો સારાં વાનાં થયાં પરંતુ બંને ધામોના પતિઓ પોતાના મુકતો સાથે હર્ષભર બ્રહ્મ-મહોલમાં પહેલી જ વાર આવ્યા પણ ત્યાંના કોઈ પણ મુકતે તેમનું કિંચિત પણ સ્વાસ્થ આતિથ્ય પૂછ્યું કર્યું નહિ એતો નકરી નફરતા કે શઠતા કેમ ન કહેવી ? ગમે તેવો અતિથિ આવે તેની સમુચિત સંભાવના યથાશક્તિ કરવી જ જોઈએ તેવો અનાદિનો ધારો છે. સર્વોપરીપણાનું બંડધમંડ આડું આવ્યું હશે કે શું ? શ્રીજીએ તો કશો સત્કાર નહિ કરતાં દર્શન આપ્યાં એમાંજ સઘળો સત્કાર આવી ગયો કહેવાય ! બન્ને ધામોના અનાદિ મુકતો તો નામાંક્તિ છે પણ અક્ષરધામના મુકતો પૈકી કોઇનું પણ નામ કેમ આપ્યું નહિ ? વિધાત્રાનંદ સ્વામીનું નામ તો જીભે ચઢેલું જાણીતું છે તે આવ્યું હોત તો પણ સારૂ શોભત અથવા એ ધામમાં બંડમત પ્રમાણે અનાદિ મૂળ અક્ષર તો જાગાપ્રાગા ભકત સાથે સંન્નધ્ધ હશે જ તેઓ કેમ કશું બોલ્યા નહિ અને સત્કાર કર્યો નહિ ? શૂન્ય મૂન્ય કેમ બેસી રહ્યા. વિવેકમાંથી પણ ગયા. અમથું નામીચું પણ કરવું હતું ! એ ધામમાં દિવ્ય સામગ્રીની કયાં ખોટ છે ? મુનિઓએ દુર્લભ દર્શન કરાવ્યાં તેમ સમુકત ધામાધિપતિ-ઓની સંભાવના કરવાની હતી. ભુલ થઈ થઈ છે. સમાધિમાં શું દુષ્કર છે. આ બંડકિત્તામાં બીજું કશું દુઃખ નથી પરંતુ બન્ને શુદ્ધ મહામુનિ-ઓને પોતાના જેવા શાસ્ત્રશત્રુ અવતારીદ્રોહી બનાવ્યા એજ દુઃખ દુઃસહ છે. વૈકુંઠને અંત્યે પ્રાપ્ય ધામ તરીકે માનનારા રામાનુજવાળા તેમજ ગોલોકને પ્રાપ્ય ધામ તરીકે માનનારા વલ્લભાચાર્યવાળાને તો બહુજ દુઃખ ખેદ થશે, તે તો વિમુખોને કયાં જોવાનું છે ? શ્રીજીતો ગોલોકને ઇપ્સિત ધામ કહેવા પૂર્વક ત્યાંથી આવ્યા ગયા છે. તેમની શી ગતિ થઈ છે ? આખા સંપ્રદાયે સદા શોચનીય છે.

હવે બીજુ ખાસ ગુહ્યતમ કહીએ–શ્રીકૃષ્ણે ગીતા અ. ૧૩ ને " ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ વિભાગ " એવું નામ આપ્યું છે. ' इदं शरीरं कौन्तेय '

એ શ્લોકથી ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું લક્ષણ કહીને, 'ક્ષેત્રજ્ઞં ચાપિ માં વિદ્ધિ' એમ બંનેને મદાત્મક (એ બંનેનો હું આત્મા છું) એમ પણ કહે છે. એમ ત્રણ તત્વો જાણવાનાં કહે છે. પંડયા સ્વવિગીતગીતાના અ. ૧૨ ને એવુંજ નામ આપીને એવોજ મળતો **અર્થ** થોડો કર્યો છે.

વધુ વિમુખતા "**વિરાટ ક્ષેત્ર છે ને** પ્રધાન પુરુષ ક્ષેત્રજ્ઞ છે. પ્રધાન પુરુષ ક્ષેત્ર છે ને ભૂમાપુરુષ ક્ષેત્રજ્ઞ છે. ભૂમાપુરુષ ક્ષેત્ર છે ને પુરુષ ક્ષેત્રજ્ઞ છે. મૂળ પુરુષ ક્ષેત્ર છે ને **મૂળ અક્ષર ક્ષેત્રજ્ઞ છે** ને પૂર્ણ પુરુષોત્તમ શ્રીહરિ ક્ષેત્રજ્ઞ છે એમ સમજવું." આ રીતે ઉધડ વાપરી છે. આમાં તો શ્રીહરિ સ્વરૂપ ગીતાચાર્ય શ્રીકૃષ્ણને તો સાવ અધર ઉરાડી મુકયા છે. નામ સરખું પણ આવવા દીધું નથી. પ્રધાનપુરુષમાં કે ભૂમાપુરુષમાં કે મૂળપુરુષમાં ગણ્યા તેની પણ કશી ચોખવટ નથી. 'મૂળપુરુષ' નામથી શ્રીકૃષ્ણને કહેવાની ઈચ્છા હોય તો 'મૂળપુરુષ ક્ષેત્ર છે અને મૂળઅક્ષર ક્ષેત્રજ્ઞ છે' એમ લખાણ હોવાથી મૂળઅક્ષર કરતાં પણ ક્ષેત્રભૂત શ્રીકૃષ્ણનો નંબર પછી આવે અને મૂળઅક્ષરનો નંબર ઉંચો આવે. શ્રીજી અને શ્રીકૃષ્ણ તો એકાત્મા છે તેમને વચ્ચે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ ભાવ ઉધડ કલ્પયો છે તે તો બંડાઇની છેલ્લી હદ બેહુદી બેવકુફ છે. આ ઉપરથી નામના જ પંડયા છે, કશુંજ ભણ્યા ગણ્યા નથી એમ જણાય છે. એથી જ જડ ચેતનનો વિવેક પણ સમજતા નથી. આતો જડ ચેતનના વિભાગ માટેનું પ્રકરણ છે. કૃષ્ણગીતાનું લેવું અને તેનુંજ ખંડન કરવું "ખાવું તેનુંજ ખોદવું" એ કહેવત જેવું કહેવું પડે. આ જોતાં સંવાદમાં સંડોવેલા આચાર્ય અને ગુ. સ્વામીને તો સાવ અજ્ઞાની ઠરાવ્યા કહેવાય. મૂર્ખાઈનું ઔષધ નથી.

અ. ૧૧ ને 'ઐશ્વર્યયોગ' એવું નામ આપ્યું છે. "શ્રીજીએ આ પૃથ્વીને વિષે પોતાનાં અનંત અપાર ઐશ્વર્ય પ્રગટ કર્યાં છે, જે લખતાં અનંત શેષ નારાયણ **"અને રામકૃષ્ણાદિક અવતારોથી પણ પાર આવી શકે તેમ નથી."** આ રીતે પૂર્ણ બંડાર્થ પ્રકાશમાં મૂકયો

છે. આમાં છે કોઇ મુખ્ય શાસ્ત્રનો આધાર ? વાતે વાતે ધ્યેય મોક્ષપ્રદ રામકૃષ્ણાદિક અવતારો ઉપર અરાતિપણું વાપરવું એજ ધૂર્ત ધંધો છે.

અ. ૧૧ શ્રીજીએ પંચાલાના રાસરમણમાં સર્વ ઈન્દ્રાદિક દેવો તથા **રામકૃષ્ણાદિક** અનંત અવતારોના **નાડી પ્રાણ** ખેંચી લઈ **છ માસની રાત્રિ** કરીને સર્વને દર્શન દીધાં" એમ લબાડી લવરી કરી છે. સ. જી. માં તથા ભક્તચિંતામણીમાં આ બાબતનો ઉલ્લેખ છે તે વાંચતાં બંડ બાબત બધી જ જુઠી ઠરે છે. દિવા રાત્રિ જેટલી તફાવત છે.

અ. ૨૦ ને 'એકાંતિક ધર્મયોગ' એવું નામ આપ્યું છે. તેમાં "અવગુણ લેવાથી કોણ કોણ પડયા ?" એવો રઘુવીરનો પ્રશ્ન છે. વૈકુંઠમાંથી **જયવિજય** પડયા. ગોલોકમાંથી **રાધિકાજી** તથા **શ્રીદામા** પડયા. સત્સંગમાંથી **રઘુનાથદાસ** તથા નિર્વિકલ્પાનંદ પડયા, જે આધુનિક ભકત હોય તે સાધન કાળમાંથી પડે છે." એમ ધામપતિતો અને સત્સંગપતિતોની નોંધ કહે છે. વૈકુંઠ ગોલોકમાં દોષારોપણ કરીને નીચે ઉતારી પાડવાની વિમુખ પ્રવૃત્તિ નિષ્ફળ કરી છે. શ્રીજી તો "એ ધામમાંથી પડવાની રીત નથી. એ તો અવતાર ધરીને અનંત જીવોના કલ્યાણની ઈચ્છાથી પોતે પાડયા છે" એમ એ ધામની નિત્ય નિર્દોષતા નિરૂપે છે. આ શ્રી મુખના શુદ્ધ શબ્દોને તો ગણુતા જ નથી. 'यप्तत्वा न निवर्तन्ते' 'स्थानं प्राप्स्यासे शाश्वतं' ( ગીતા ઈત્યાદિ ) એ ધામોને પામેલાની અપુનરાવૃત્તિને પ્રતિપાદનારાં સેંકડો વચનો ગ્રંથમાં છે. આધુનિક રઘુનાથની પણ પ્રકૃત વાત કરે છે, તો એ ન્યાયે અક્ષર-પંથીઓને પણ સંપ્રદાયથી વિમુખ કર્યાનો આખો દાખલો કોર્ટ નિર્ણીત તાજો છે. એ જ અક્ષરપંથના બધી રીતે વળગાડવાળા ચેપવાળા નારાયણજી પંડયા પણ સત્સંગથી પડયા કેમ ન કહેવાય ? ન્યાય તો સરખોજ છે. આખી જીંદગી એ વિમુખપંથમાં વીતાવી છે અને ગી. ભા. માં એજ બંડાર્થ આખો ગોઠવ્યો છે. વધુમાં જેને નામે એ વિમુખબંડ

છે તે ગુ. સ્વામીનો ફોટો અને તેમનાં એવાં જ ચરિત્રો પણ સ્વગ્રંથમાં ગોઠવ્યાં છે. સંપ્રદાય સાથે કશો સંબન્ધ ન હતો. વિમુખનો બીજો કશો અર્થ નથી. સંપ્રદાયનાં શાસ્ત્રો અને સ્થાપિત દેવોથકી પદ વચન કૃત્યથી વિરુદ્ધ આચરણ અને એમનો દ્રોહ કરવો એજ છે. બીજાને પડચા જતાં પોતે જ પડચા ઠરે છે. પોતાનો દોષ જોવામાં અંધદષ્ટિ અને બીજાનો દોષ જોવામાં દિવ્ય દષ્ટિ રાખવી તે સારી નથી. ગોલોક વૈકુંઠમાંથી પડચાની વાત કરે છે તો એ ન્યાયે બદરિકાશ્રમમાં શ્રી નર-નારાયણ રૂપ શ્રીહરિ અને મરીચ્યાદિ મુનિઓ કે જે સાધુ વર્ણી થયા હતા તે પણ પડચા કેમ ન કહેવાય ? એમાં પક્ષપાત ન ચાલે ? બીજાને દોષ આરોપતાં પોતાને માથે એવો જ દોષ આવી પડે છે.

અ. ૧૪ 'દશ પ્રકારના ભક્ત છે તેને કેમ ઓળખવા એવો પ્રશ્ન છે, તેનો કુટાંગ ઉત્તર કરતાં—'**ધર્મ પ્રધાન** વૃત્તિવાળા વૈકુંઠના મુક્ત છે. **લૌકિક** સ્નેહ યુક્ત દાસ ભક્તિવાળા ગોલોકના મુક્ત છે. અક્ષરરૂપ થઈ શ્રીજીને ભજે તે તેમના **ભક્ત** છે' એમ મનસ્વી ભેદ પાડીને ગોલોક વૈકુંઠના ભકતોને ઉતારી પાડવાની બંડાઈ ઉઘાડી કરી છે. એ ધામો તો શ્રીજીનાં છે એવો નિતાંત નિર્ણય છે. અને ત્યાંના મુકતોને સેવા મુકિતવાળા કહ્યા છે. એમનો જે સ્નેહ છે તે લૌકિક નહિ પણ અલૌકિક દિવ્ય શ્રીમુખે વચનામૃતમાં જ કહ્યો છે. વચનામૃતનું એક્ય વાકય કયાં માનવું છે ? તેમાંથી લઈ લઈને ખંડન જ કરવું છે એજ બંડીયાપણું ચોખ્ખુ છે આથી પંડયાને લેશમાત્ર પણ વચનામૃતનું જ્ઞાન નથી.

અ. ૧૧ સહ. સ્વામીએ મોટા સ્વરૂપાનંદ સ્વામીને કહ્યું જે 'તમે **જમપુરીમાં** જાઓ.' તેમણે ત્યાં જઇ 'સ્વામિનારાયણ' મહા-મંત્રના ઉચ્ચારણથી **છ લાખ ચોરાશી હજાર નરકના જીવોને ચતુર્ભૂજ રૂપ ધારણ** કરાવી ભૂમાપુરુષના લોકમાં મોકલ્યા." આવો પ્રતાપ છે" એમ ઉઘડ ટીચ્યું છે. સ્વરૂપાનંદ સ્વામીને ભૂમાપુરુષ કરતાં

પણ વધુ સમર્થ દયાળુ કહેવા પડે. છ લાખ ચોરાશી હજાર નરકના જીવોને ચતુર્ભુજ રૂપ બનાવીને ભૂમાપુરુષના લોકમાં મોકલી આપ્યા. ભૂમાપુરુષે પણ આવા નારકીઓને પણ સ્વધામમાં રાખ્યા એમને તો દયાનિધિ કહેવા પડે. ચતુર્ભુજ રૂપ કે જે પરમેશ્વરપણાની પ્રતીતિમાં પ્રયોજક હોઈને એ રૂપથી શ્રીકૃષ્ણને શ્રીમુખે વર્ણવ્યા છે. એવું સુદુર્લભ રૂપ નરકનિષ્ઠોને આપ્યું એતો સામર્થ્યની દયાળુતાની હદ વાળી દીધી. આ ધામને તો અક્ષરધામ તરીકે વચ.માં કહ્યાં છે અને ભૂમાપુરુષને પણ સ્વયં ભગવાન તરીકે વર્ણવ્યા છે, આ બધાને પણ ઉતારી પાડયા છે. તેનું તો કાંઈ નહિ, પણ પાપવશાત્ નરકમાં પડેલાને પણ કાઢીને તેને ખાલી કરીને, ભૂમાપુરુષના દિવ્યધામમાં મોકલી દીધાનું પ્રયોજન શું ? લોકો તો એમ જ માને કે–સંપ્રદાયના સ્થાપિત દેવો અને સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોને બહુધા ખોદનારા બંડીઓને માટે નિરાળી જગ્યા જોઈએ તેને માટે આ નરકો ખાલી કરાવ્યા છે. ગીતામાં શ્રીકૃષ્ણ જ 'तानहं द्विषतः' એમ કહી ગયા છે એટલે બંધબેસતું છે. નારકીઓને પણ નરકને બદલે સારૂ સ્થાન આપવું જોઈએ. તે સ્વામી અને ભૂમાપુરુષે દયાવશાત્ આપ્યું એતો બહુ જ સારૂ કહેવું પડે. આ દિશામાં ખરા ભાગ્યવાળા તો નાટકીઓને કહેવા પડે ? જેથી વગર સાધને બ્રહ્મધામને પામ્યા. ભૂમા પુરુષ કે જેમને શ્રીજીએ પરંબ્રહ્મપણે પ્રવર્ણવ્યા છે તેને પણ ઉતારી પાડવાની આ અધમતા અનેરી છે. અસ્તુ. અવતારોના અરાતિઓનો એજ ધંધો રોજગાર અહર્નિશનો છે.

હવે અંત્યે થોડી પરચુરણ ચટણી ચખાડીએ–અ. ૧૩ વિગેરે બહુ સ્થળે પ્રત્યક્ષ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય ગુરુના ઓળખાણ ઉપર વારંવારે બહુજ ભાર મુકયા કરે છે, એ બાબત બરાબર છે. શ્રુતિમાં 'श्रोत्रियं ब्रह्मनिष्ठं' એમ બે ગુણો ગુરુના કહ્યા છે. ભાગવતમાં પણ 'शाब्दे परे च निष्णातं' એમ બે ગુણો કહ્યા છે. ગુરુલક્ષણમાં પ્રથમ શ્રોત્રિયપણાને કહે છે. 'વેદવેદાંત વિગેરે શાસ્ત્રોને ભણેલા' "એવો એનો અર્થ છે. તાત્પર્ય

એવું છે કે ભલે બ્રહ્મનિષ્ઠ હોય પણ જો તે શ્રોત્રિય ન હોય તો કશાય કામનો નથી. કેમકે મોક્ષાર્થી શિષ્ય તો અનેક સંશયોને કરે તેનું સમાધાન કરવું પડે છે. એતો શ્રોત્રિય હોય એજ કરી શકે. આ–ગુ.ગીતા કે ગુ. ભાગવતના ગોઠવનારા તો પંડયાજી, નટવરલાલ કવિ અને બીજા કિલ વકીલ વિગેરે મંડળ છે એમાં શ્રોત્રિય કોણ હતું ? બધાજ બુહા હતા. એ ગ્રંથના પોબાર દેદાર ઉપરથી જણાય છે. સંપ્રદાયનાં મુખ્ય માન્ય શાસ્ત્રોના જ્ઞાતા પણ કોઇ નથી. એમ હોવાથીજ શાસ્ત્રશત્રુ અવતાર દ્રોહી ગપોડીયા લપોડીયા ગામઠી ગુજરાતી ગીતા અને કાગવત જેવું સ્વા. ના. ભાગવત લખાયું છે. આની સાથે ભગવદ્‌ગીતા, હરિગીતા, નારાયણગીતાને તેનાં માન્ય ભાષ્યોના સહકારથી બંડબગડાને દૂર ફેંકી દઇને, વાંચો વિચારો તો તેજતિમિર જેટલું જબરૂ અંતર આપો-આપ જણાઈ આવશે. કોઇને અપવાદ આપવાનો રહેશે નહિ. સ્વા. ના. ને નામે ચઢાવેલી ગીતા, શું આવી જ શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી સંપ્રદાય લજામણી હશે ? આને કોઈ બહારના લોકો વાંચે તો સંપ્રદાયની કેવી હલકાઈ કરે તે તરફ પહેલી દૃષ્ટિ રાખવી ઘટે. આમાં સંપ્રદાયના કોઈ સુજ્ઞો પ્રજ્ઞો ભળ્યા નથી. સંપ્રદાયે તો તેનો બહિષ્કાર પ્રથમથી કર્યો છે. હવે જે કાંઈ દોષ કહેવો હોય તે ગોઠવનારા પંડયા અને તેમને સહાય કે અનુમોદન આપનારા નટવરલાલ કવિ. વકીલ કાશીભાઇ અને છપાવનારા અંબાલાલભાઇને કહેશે. એમની જ આ બધી કપટ કારિગીરી જાહેરમાં જાણીતી છે.

મરણ પથારીએ પોઢેલા ગોપાલાનંદ સ્વામીએ ધ. ધુ. આ. રઘુવીરજીને કહ્યુ કે–“ શ્રીજી પાસે અને અમારી પાસે અખંડ રહેવું હોય તો **જુનાગઢ જઇને અનાદિ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ** કરશો તો સર્વ પ્રકારનું **જ્ઞાન** થશે અને બ્રહ્મરૂપ થઈ શ્રીજીની સેવામાં અખંડ રહેવાશે ” આ ઉપરથી આચાર્યશ્રી ગો. સ્વામીના અંતર્ધાન પછી ત્રણ મહીને જુનાગઢ બે પાર્ષદો સાથે પધાર્યા

અને ગુ. સ્વામીનો સમાગમ કર્યો આ રીતનો બંડીયો ગ્રંથારંભ છે. આચાર્યશ્રી કે જેમને શ્રીહરિએ સ્વ. ગુરુ પદે સ્થાપીને, સર્વેને તેમની આજ્ઞામાં વર્તવાનું કહ્યું છે. એવા એમની ઉપર શ્રીજીની સંપૂર્ણ કૃપા હોવાથી બીજા કોઇની પણ કૃપાની કે જ્ઞાન સમાગમની અપેક્ષા હોઈ શકે નહિ (જ્ઞાન પણ ચોખ્ખું બંડીયું છે) ગો. સ્વામી કે જેમને શ્રીજીએ યોગ્ય જાણીને બન્ને દેશના અગ્રણી તરીકે સ્થાપ્યા છે જેનો ઉલ્લેખ સ.જી. જેવા મહાગ્રંથમાં કર્યો છે. આવા જ્ઞાનધુરંધર આચાર્ય અને સ્વામીને પણ નીચે ઉતારી પાડીને, ગુણાતીતાનંદ કે જેમની આગળ કશી ગણતરીના નથી તેમને સર્વોપરી ઠરાવ્યા છે. ક્યાં ચંદ્રમા અને ક્યાં તારા ? ક્યાં રાજા અને ક્યાં ચાકર ? એના જેવી વાત છે. ગોસ્વામીએ રઘુવીરજીને અક્ષર ધામમાં લઈ જવાનો **વર** આપેલો એમ આરંભમાં જ કહ્યું છે. એમનો **વર** નિષ્ફળ થયો અને ગુ. સ્વામી પાસે અક્ષરધામ મેળવવાનું ઠરાવ્યું. ગુ. સ્વામીને સર્વોપરી ઠરાવવા કેવા પેંતરા રચાય છે તેનો આ પ્રાથમિક નમુનો છે ગુ.સ્વામીને સર્વથી મોટા ઠરાવે તેનું તો કાંઈ નહિ પણ તેની પાછળ પોતાને સર્વોપરી થઈ પડવાનો દુરાશય છે એજ અપશોષનું સ્થાન છે સ્વા.ના ગીતા સાચી હોઈ તો આવી વિમુખ વાતનો ગંધ પણ ન હોવો જોઈએ એ મુદ્દો છે.

અ. ૧–૨ માં ધર્માધર્મસર્ગનું સ્વરૂપ નિરૂપણ સ. જી. માંથી જુદે જુદે સ્થળેથી મનસ્વી કર્યું છે. અધર્મના સર્ગ પૈકીના દંભ-પાખંડ, છળ–કપટ, માન–મોહ, મદ-મત્સર વિગેરે મહાદોષોના પૂજારી બનેલા હોવાથી પોતે પશુ પંક્તિના પામર પાગલો હોવા છતાં, ઉપાસ્ય ઇષ્ટદેવ નરનારાયણ લક્ષ્મીનારાયણ કૃષ્ણનારાયણ વિગેરેના પણ ઉપરી અવતારી થવાના કોડ સેવી રહ્યા છે. લગાર પણ લખતાં લજ્જાતા નથી. શ્રીહરિના મૂળભૂત શ્રીકૃષ્ણના પણ ઉપરી થવા માટે બધા જ બંડીયા એમ તેમ પેંતરા અજમાવી રહ્યા છે.

શ્રીકૃષ્ણગીતાના ૧૫ મા અધ્યાયને "પુરુષોત્તમયોગ" નામ આપ્યું છે. ત્યારે પંડયાએ એમાં ફક્ત "પૂર્ણ" શબ્દ આગળ મુકીને, શ્રીકૃષ્ણના પુરુષોત્તમપણાનું નિકંદન કર્યું છે.

અ. ૨૨ ને 'અવતાર–અવતારી ભેદ યોગ' એવું નામ આપ્યું છે. એમાં ગુણાતીતીયા દુષ્ટ દષ્ટાંતો દઈને ધ્યેય મોક્ષપ્રદ શ્રીજીસ્વરૂપ અવતારોનું સહસ્રધા ખંડન તંડન ભંડન કંડન કરવામાં આખી આસુરતા વાપરી છે. એમાં "અસંખ્ય **અવતાર માત્ર** એક શ્રીજીનું **ભજન** કરીને મોટાઈ પામ્યા છે." શ્રીજી પોતાના મુકતોને સમાધિ કરાવી, સર્વધામ પ્રત્યે **ત્યાંના** અવતારોને અને તેમના મુકતોને વાતો કરવા મોકલતા" વિગેરે અનેક અપવાકયો લખીને અવતારોને ઉતારી પાડવાનું જબરૂ ધાંધલ કર્યું છે. ઉપરોકત અખિલ બંડાર્થ વિચારીએ તો સ્વા. ના. ગીતાને બદલે "ગુણાતીતગીતા" નામ રાખ્યું હોત તો ગુણાનુગણ સારૂ શોભત. એજ પ્રમાણે ભાગવતનું પણ "ગુણાતીત ભાગવત" નામ રાખવાનું હતુ. જેવા ગુણ એવું નામ હોય તો સારૂ શોભે "શ્રીજીએ આચાર્યો સ્થાપ્યા. સચ્છાસ્ત્રો દેવો પધરાવ્યા" એમ પંડયાજી સરસાઈ કરે છે પણ તે પ્રમાણે વર્તન કર્યું નથી. અ. ૭માં "સચ્છાસ્ત્રોના સિદ્ધાંતોનો અવળો અર્થ કરી ભોળા જનોને અવળે રસ્તે ચઢાવે, પોતાને મનાવાની અને પૂજાવાની મોટી અભિલાષા રાખે" "પોતાના મુખથી પોતાનો જ મહિમા ગાય" ભગવાન થવા માટે ભગવાન જેવાં આચરણ કરે" ઇત્યાદિ જે અસંતનાં લક્ષણો કહ્યાં છે. તે પંડયામાં ઘટે છે કે નહિ ? તે ઉપરનો શાસ્ત્રાર્થ વાંચી વિચારીને નક્કી કરો. આમાં બાપાપંથીની પેઠે અનાદિ, પરમ એકાંતિક, એકાંતિક, એવો ભકતભેદ પણ પાડયો છે.

હવે પ્રસંગાત ભાગવતનું પહોળું પાનુ ઉકેલીએ–આમાં તો અમદાવાદના આચાર્યશ્રી. અ. પ્ર. દે. પ્ર. એડવોક મૂળચંદભાઈ, બાપાલાલ શાહ, વડતાલના આચાર્ય રઘુવીરજી, મુ. ગો. નિ. બ્ર. વિગેરે મહાસંતોના

ફોટા મુકીને અને તેમને સંવાદમાં પણ સંડોવીને સંપ્રદાયની દષ્ટિએ ગુણાતીતીયા બંડીયા બનાવી દીધા છે. વચ્ચે નારાયણજીનો ફોટો પણ આચાર્યની લાઈનને મળતો મુકયો છે. એમને તો પરમપૂજ્ય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુવર્ય મહારાજ વિગેરે વધુ વિશેષણો લગાવ્યાં છે. બીજાઓને કશું બિરુદ આપ્યું નથી. આટાટોપમાં અવશેષ નથી. આ બધું તો શોભા માટે હોઈ શકે. પરંતુ ગઢડાના બ્રહ્મચારી કે જે અનેક રીતે અગ્રણી હતા તેને મુખ્ય વકતા ગુરુ તરીકે સંવાદમાં સંડોવીને બંડ મંડળમાં દાખલ કરી દીધા છે, એતો અત્યંત અનુશોચ્ય ધિક્કાર્ય છે. વર્ણીનો ફોટો મુકીને તેમને આ ભુખ ભાગવતનું અર્પણ કર્યું છે. અક્ષરવાસી એ વિપ્ર વર્ણિવર્ય આ બંડબગદાને કેમ લેશે? કયાં મુકશે ? અને કેમ રાજી થશે ? સંવાદમાં પ્રશ્નકર્તા શિષ્ય તરીકે યોગાનંદ વર્ણી છે તેતો પોતાના પિતા જદુરામ હતા. એમને પણ સંવાદમાં સંડોવીને બંડીયા બનાવી દીધા એતો બીલકુલ સારૂ કર્યું નથી. પૂજ્ય પિતાનું હિત જોયું નથી. ગોપીનાથના ગઢડાવાળા તો આ બંડના કટ્ટા વિરોધિ હતા એમ વાતુમાંજ લખાણુ છે.

આ પંડયાના જી. ચ. ની ગુજરાતી ચતુષ્લોકી "જન્મ્યા જે કમલાપુરે" એમ ગોઠવી છે. "જન્મ્યા કોશલ દેશ" આ શ્રીજીના જી. ચ. નું સામુ અનુકરણ ઉદ્ધત છે. વળી વધુમાં આના આજ ભાવાર્થવાળી ચતુષ્લોકી સંસ્કૃતમાં જુદી ગોઠવી છે. 'શ્રીમદ્‌ ભાગવતનું અનુકરણ અત્યુદ્ધત છે. ચોથા પાદમાં "सत्सङ्गधूर्यान" એ પાદની આવૃત્તિ કરીને સત્સંગધૂર્ય તરીકે ગોઠવ્યા છે. આને કૃષ્ણવલ્લભાચાર્યે ગોઠવી આપી કહેવાય છે. એમ યદ્વાતદ્વા ગોઠવીને સંપ્રદાયના જે શ્રીજીમાન્ય ધુરંધરો છે તેને આમાં સંડોવીને ઉતારી પાડીને, પોતાની સર્વોપરી મોટાઈ પ્રખ્યાપન કરવામાં કશું જ બાકી રાખ્યું નથી. પંડે પંડયાએ પ્રશંસા-પર્યવસાયી 'આદિવચન' બે પેજમાં લખ્યું છે. તેમાં વકીલ કાશીભાઈ પાસે ભરૂચમાં લિપિબદ્ધ કરાવ્યાનું જણાવ્યું છે, પોતે લખવાની શક્તિ ધરાવતા નથી.

એ વકીલે "જીવનચરિત્ર" એવું હેડીંગ ગોઠવીને તે ૩૨ પેજમાં ચિતર્યું છે એમાં ગેબીના ગપને પણ વટાળે એવાં ઘણાં ગપ્પાં માર્યાં છે. તેમાંથી આ મુખ્ય જણાવીએ—આચાર્યશ્રી ભગવત્પ્રસાદજીનો હાથ પાકતો હતો. તેમને જોવા માટે પંડયા બોટાદના હરિભકતો સાથે વડતાલ આવ્યા. સર્વેની સાથે પંડયા પણ દર્શન માટે બેઠા હતા. તે વખતે પંડયાને શ્રીજીએ દર્શન દઈને કહ્યું "જે આ ભગવત્પ્રસાદજી મહારાજ **પરશુરામનો** અવતાર છે. તેમણે એકવીસ વાર નક્ષત્રિય પૃથ્વી કરી છે તેથી **તેમનો હાથ** પાકે છે. હવે થોડા દિવસમાં મટી જશે. એટલું કહીને શ્રીજી **અદ્દશ્ય થઈ** ગયા" આ રીતે વગર પ્રયોજનની કિલ વકીલાત કરી છે. આ આચાર્યશ્રી ૧૯૩૫માં ધામમાં ગયા છે. પંડયા **૧૯૩૧માં** જન્મ્યા છે તે વખતે ચાર પાંચ વર્ષના હશે. શી રીતે આવ્યા હશે. બોટાદના બે ત્રણ હરિભકતોને સાથે લાવ્યાનું કહે છે. સત્સંગ સમાજ પૈકી કોઇ મોટાને નહિ. ફકત પંડયાને જ શ્રીહરિએ દર્શન આપી સારૂ થઇ જવાનું કહી ગયા છે. આસો વદી દ્વિતીયા દિવસે સૂરતના દાકતર પાટો બાંધવા આવ્યાનું લખે છે તે તો નિષ્ફળ ગયા. "ઊંટ પાડો ને આખલો તેનો ન મળે કશો દાખલો" એ કહેવત જેવું હાંડો હાંડો જણાય છે કે નહિ ?

આ સઘળું તો ઉપલેક હોઈને થોડુ ઠીક છે, પરંતુ એ સત્ત્વગુણી આચાર્યને પરશુરામનો અવતાર ઠરાવીને, તેમણે એકવીશવાર ક્ષત્રિયોને હણવાના પાપે કરીને હાથે રોગ થયો તે શ્રીજીની કૃપાથી મટી ગયો. આ વાત કેવી રીતે સંભવે છે ? કયા યુગમાં પરશુરામ ભગવાન્ પ્રગટયા અને કયા વર્ષમાં આચાર્યશ્રી જન્મ્યા, ત્યાં સુધી તે પરશુરામ હત્યાપાપ સાથે કયાં રઝળતા હતા ? એનો કશો મેળ મળતો નથી. આ તો પ્રાકૃત વાત હોઇને થોડી ઠીક છે, પરંતુ પરશુરામ કે જેમને શ્રીહરિએ દશાવતારમાં ભગવાનપણે ગણ્યા છે. એ સ્તોત્ર સ. જી. પ્ર. ૨ અ. ૪૬ માં છે. આ સ્તોત્રને તો પુંચરત્નની અંદર ગણ્યું છે. તેના છઠ્ઠા શ્લોકમાં એમનું

અદ્‌ભુત ઐશ્વર્ય વિગેરે સહસ્રાર્જુન રાજાનું હનન કથામાં વર્ણવ્યું છે. આવા ભગવદ્દવતાર પરશુરામને માથે ક્ષત્રિયહનન દોષ આરોપીને, તેના નિવારણ માટે બહુકાળે આચાર્યરૂપે જન્મ ધરવાનું અને તેમને હસ્ત રોગ થવાનું અને શ્રીજીની આશીષથી મટી જવાનું લખવું', એ કેટલું બધું વિદ્દૂષિત વિપરીત છે તે સર્વ કોઈ જુવો. જ્યારે પરશુરામને આવું પ્રાયશ્ચિત કરવું પડતું હોય તો શ્રીકૃષ્ણ વિગેરેએ અને શ્રીહરિએ પણ ઘણાને માર્યા છે તેમને પણ પ્રાયશ્ચિત્ત કેમ નહિ કરવું પડે? પરશુરામ જાણશે તો પરશી કેમ નહિ ફેરવે? આ તો આખી અવતાર-દ્રોહી કિલ વકીલાત કહેવી પડે.

હવે એક વાત થોડી કહી છે અને થોડી રહી ગઈ છે તે કહીએ- પંડયાનો પ્રથમ જન્મ મોસાળ ભાવનગરમાં ૧૯૨૪ માં થયો. ૧૯૩૧ માં નદીમાં ડુબી જતાં, તેમાં કોઈ મુક્તપુરુષને ઘાલી દેવાનું લખ્યું છે. આ જોતાં બાલ્યવયનાં સાત વર્ષો નકામાં ગયાં કહેવાં પડે! ગુ. સ્વામી ૧૯૨૪ માં સ્વધામે સીધાવ્યા હોવાથી મૃતદેહમાં મુકત જીવને ઘાલવા આવ્યા તેતો દિવ્યરૂપે આવ્યા કહેવા પડે! આથી આ વયમાં ગુ. મુનિનો મેળાપ નથી એ નિર્ણય થાય છે. હવે એ મુનિને મિથ્યા નામે જેટલાં ગપોડાં મારવાં હોય તેટલાં પાછળથી માર્યા કરો, કોઈ ના કહેનાર નથી. જૂઠ પણ કંઈ માપમાં હોવું જોઈએ. બનાવટનું બળ બહુ છે. એમાં કોણ ન છેતરાય? બ્રહ્મા જેવા પણ છેતરાય! હવે બીજું કહીએ-ગી. ના જી. ચ માં "આ મુક્તનો પ્રવેશ કરાવ્યો" એટલું જ ફક્ત લખ્યું છે. કયા મુકતનો પ્રવેશ કરાવ્યો તેની સ્પષ્ટતા નથી. ભા. ના. જી. ચ. માં તો વકીલ કે જે ભા. ને લિપિબદ્ધ કરનારા છે, તેમણે "તેમની સાથે આવેલા ૭ મુકતોમાંથી એક મુકતના આત્માનો પ્રવેશ કરાવ્યો" એમ સ્પષ્ટતા કરી છે. ૭ પૈકી કયા મુકતનો પ્રવેશ કરાવ્યો તેની વળી સ્પષ્ટતા નથી, એટલે સંશય તો ઉભો રહે છે. વકીલ તો ૭ નામોને કહેતા નથી. ગીતા અ. ૨ પેજ ૧૦ ઉપર (૧) ભૂમાપુરુષ (૨) પ્રધાનપુરુષ (૩) ધર્મદેવ

(૪) લક્ષ્મીનારાયણ (૫) વાસુદેવ નારાયણ (૬) બદરીપતિ નારાયણ, આ ૭ આપ્યાં છે. આ છને તો વળી મૂળ પુરુષના **દીકરા** ઠરાવ્યા છે. ( પ્ર. પુ થકી જુદા મૂળ પુરુષ કોણ ? એ તો નક્કી કહેતા નથી. ) ૭ પૈકી એકને પ્રવેશ કરાવ્યો એટલે પાંચ તો અદશ્ય થઈ ગયા. ઘાલી દેવાની બીકે તત્ક્ષણ નાશી ગયા એમ કહેવું ઠીક પડશે. ધર્મદેવ તો વિજાતીય છે અને શ્રીહરિના પિતા છે અને બીજા પાંચ કરતાં ન્યૂન નંબરના છે જેથી એમનો પ્રવેશ તો પ્રસન્ન પડે નહિ. ધર્મદેવ સિવાયના પાંચેય નારાયણોને મુક્ત તરીકે કહેવાની ધૃષ્ટતા ઘનિષ્ઠ છે. હવે બીજા ચાર તો સજાતીય સ્વયં નારાયણો છે. પ્ર. પુ. નામથી શ્રીકૃષ્ણને ગણતા જણાય છે. તેતો હલકી પાયરીમાં આવે છે, એટલે એમનો પ્રવેશ સારો ન ગણાય. ચાર નારાયણો પૈકી કેને ઘાલ્યા તેનો નિર્ણય તો પંડ્યા કંપનીની વકીલાત કરનારા કાશીભાઈ તેમજ છપાવનારા અંબાલાલ કરશે. ચાર પૈકી એક હોય તો તે સ્વયં ભગવાન્ કે તેમના અવતાર હોવાથી વિભુસ્વરૂપ કહેવા પડે. જીવો કે મુક્તોને તો અણુસ્વરૂપ કહ્યા છે. જગત્કર્તા પરમેશ્વર જે કામ, અનાદિ સૃષ્ટિમાં કરી શક્યા નથી એ આ પંડ્યા માટે કર્યાં કહેવાં પડે. શ્રીજી જેમને પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમપણે કહેવાપૂર્વક ઉપાસ્ય ઈષ્ટદેવપણે કહે છે તે શ્રીકૃષ્ણને તો પ્રધાનપુરુષ ગણીને ચાર નારાયણોથકી પણ નીચે નંબરે નોંધી દીધા છે, શ્રીકૃષ્ણ છે એજ શ્રીહરિ છે એવો સાંપ્રદાયિક સન્નિર્ણય છે. આ જોતાં પંડ્યા કંપની તો શ્રીકૃષ્ણસ્વરૂપ શ્રીહરિના દ્રોહીઓમાં પ્રથમ નંબરે નોંધવા પડશે. આ જોતાં શિક્ષાપત્રી, સ. જી. વચ. ઉપર પામર પંડયાને લેશપણ આસ્તા કે શ્રદ્ધા કે વિશ્વાસ નથી એ સાબીત થાય છે. મુક્તનો પ્રવેશ નહિ કહેતાં કોઈ ભૂતનો પ્રવેશ કહ્યો હોત તો સર્વથા સંભવિત છે. એવા બનાવો ઐતિહ્યમાં ઘણા ગોઠવેલા છે. જીંદગીની ચેષ્ટા જોતાં મળતું આવે છે. અથવા ગુ સ્વામીનો પ્રવેશ ઠરાવ્યો હોત તો પણ વધુ ઘટિત થાત. કેમકે ચિત્ત

ચેષ્ટા ચારિત્ર્યને મેળવતાં ગુ. સ્વામીને મળતી છે અને એમને મમત્વ પણ છે. કેમકે એમના અનન્ય આશ્રિત હોઈને એમનુંજ ભજન સ્મરણ યાવજ્જીવં કર્યા કર્યું છે. બીજા નારાયણોને સંડોવ્યા છે તે બીલકુલ સંભવિત નથી.

હવે બીજું તત્ત્વ કહીએ–સાત વર્ષે મૃત દેહમાં મુક્તપુરુષનો પ્રવેશ કરાવ્યો તો પછી તે પિતાના વીર્યનો કે માતાની યોનિનો કશો જ સંબંધ રહ્યો નહિ. અન્ય જીવનો પ્રવેશ તો વીર્ય દ્વારા સચ્છાસ્ત્રો કહે છે. માતાપિતાના સંબન્ધવાળાને જ નિજજીવ કહેવાય. 'निजात्मनं' એમ શ્રીમુખે કહે છે. તે બીચારાની તો કશીજ ગતિ કલ્પી નથી. કેવા નિષ્ઠુર કઠોર ભેળા થયા છે. પૂજ્ય પિતા અને માન્ય માતાનો સંબન્ધતો ઉડાવી જ દીધો, આ કેવી કઢંગી સ્થિતિ છે. નિજાત્માનો ત્યાગ તો અત્યંત અધમ છે. મુક્તિ દશામાં પણ તેનો ત્યાગ નથી. અશુદ્ધ હતો તે શુદ્ધ થાય છે. બદલાઇ જતો નથી. અથવા કોઇ સ્વમંડળી પૈકીના કોઈને ઘાલ્યો હોત તો બંડપંરંપરા ચાલુ રહોત. શું અશકય છે? ફક્ત વાત જ ગોઠવવાની હતી?

અન્ય અવશ્ય અવગંતવ્ય કહીએ–પંડયા દેહ મુકી ગયા પછી મૃતદેહનો અગ્નિસંસ્કાર મંદિરના ખેતરમાં કર્યો એજ જગ્યાએ દિવ્ય નારાયણડેરી આરસની રમણીય કરી. તેમાં હાડકાં ગોઠવ્યાં, તેની નિત્ય પૂજા ષોડશોપચારથી ચાલુ કરી. તેની ઉપર દેવમંદિર ત્રણ શિખરવાળું કર્યું, પ્રતિષ્ઠિત દેવોની પૂજા પહેલાં નિત્ય અસ્થિની પૂજા શિષ્યો અદ્યાપિ ચાલુ કરે છે. તો તે અસ્થિ કયા મુક્તનાં પડી રહ્યા છે તેનો વિચાર કરવો પડશે? પ્રવિષ્ટ મુક્ત હતા તે તો દિવ્ય હતા. તેને પ્રાકૃત અસ્થિનો યોગ કેમ કહેવાય? સદેહે કેમ ચાલ્યા ન ગયા? શું તત્ત્વમહત્તા જોઇને હાડકાંમાં ભરાઇ રહ્યા? આ નટખટ ખટપટમાં ઉતરેલા બધા જ ભગવાનો હતા, એમને શું અશકય હતું? માતાપિતાના સંબન્ધવાળા નિજાત્માનો ત્યાગ તો જગતમાં કોઇ પણ તત્ત્વજ્ઞાની સારો કહેશે નહિ.

સર્વોપરી મોટપ્ય માટે બધા મળીને ગોઠવણી તો બહુ સારી કરી, પણ તેને મૂર્ખા બંડીયા સિવાય કોણ માને ? અસ્તુ.

ગી. અ. ૨૩ માં શ્રીજીના પ્રાકટયને પ્રારંભીને અંતર્ધાન સુધીનાં લીલાચરિત્રો સાંભળવાથી કલ્યાણ થાય, તે ચરિત્રો સ્વા. ના. ભાગવત સ્કંધ ૧૦ માં કહ્યાં છે" એમ કહીને સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ સ. જી. કે જે લીલાચરિત્ર પર છે તેને પણ ગણતા નથી. બીજા એવા ગ્રંથો ઘણા પ્રાચીન છે તેને પણ ગણતા નથી. કેવળ કપોલકલ્પિત કાગવત જેવા બંડાર્થ ભરપુર ભુંડા ભાગવતનેજ આગળ ધરે છે. આવાને કેવા સત્સંગી કહેવા ? આ બંડ બગદાથી ભરપુર પોપડો દબાઈ ગયો હતો, પણ તેમના વેવલા ચેલાઓએ ઉપાડવાથી ઉચિત કહેવું પડે છે. એટલે એ બધા દોષના કુલ માલિક પોતેજ ઠરે છે.

પંડયાનું આખું જીવન ગ્રંથસ્થ કરેલું જોઈએ તો કેવળ દુઃખમય જણાય છે. દારિદ્રય નામનો સખા સદા સાથે રાખીને આવ્યા હોવા જોઇએ. ભાવનગર મોસાળમાં જન્મ, ત્યાંથી સ્વગ્રામ કામળોલ આવ્યા. ત્યાં પરણ્યા. પુત્ર થયો પણ પરણ્યા વિના મરી ગયો. પત્ની પણ મરી ગઈ. જદુરામ બાપાજી બ્રહ્મચારી થઇ ગયા. પોતે ત્યાગી થવાના હતા, પણ કોઈએ ના કહેવાથી થયા નહિ. એક ભાઈ બ્રહ્મચારી થઈ ગયા. ગામનો ત્યાગ કરીને જે તે ગામે ફરીને જીવન પુરું કર્યું છે. (ગામોની નોંધ જીવનચરિત્રમાં લખી છે.) પાછળથી છગન ભક્ત અને કવિ નટવરલાલ મળ્યા એ પણ દારિદ્રય નામના સખાવાળા હતા. દંભ ડોળથી પ્રાપંચિક પરચાથી થોડા શિષ્યો બનાવીને દેહનિર્વાહ પુરો કર્યો છે. સંસારનું કશુંજ સુખ મળ્યું નથી. આ બધા અનર્થનું મુળ કારણ તો સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોનો અને શ્રીજીસ્વરૂપ ધ્યેય મોક્ષપ્રદ અવતારોનો પરિદ્રોહ કહીએ તો બરોબર બંધબેસતું છે. પરંતુ પાછળથી શિષ્ય બનેલા ભાઇબાઈઓ હાડકાં પૂજવા મંડયા એટલો લાભ છે. પરંતુ પંડયાને તો એનો કશો સ્વાદ નથી કેમકે તેતો ગમે

ત્યાં અન્યત્ર ગયા છે. વિગતવાર વાત એમ છે કે–સં. ૧૯૮૭માં ભરૂચમાં સત્સંગિઓને નિયમ આપતાં અમીન હરિભાઈને દિવ્યરૂપ ગુ. સ્વામીના કહેવાથી **ગોંડળ જવાનો નિયમ** આપ્યો. જેથી તેમની સાથે પંડ્યા વિગેરે ગોંડલ ગયા. સ્વામીના શિષ્ય દરબારે અક્ષર ડેરી પાસેની જમીનની માગણી કરતાં, પચીશ હજાર રોકડા લઇને તે જમીન આપી. તેના ઉપર શિખરબંધ મંદિર કર્યું." આ કથા ઉપરથી તેમજ ભાગવતસ્કંધ નવમાં ગુ. સ્વામીનાં લીલાચરિત્રો પરચા વિગેરે વર્ણવ્યા છે. ઇત્યાદિ ચોમેરનું બંડ વાતાવરણ જોતાં, તેમજ પંડ્યાનો જન્મને આરંભીને મરણપર્યંતનો ચોમેરનો બંડ સંસર્ગ જોતાં તે જાતે ગુણાતીતાનંદજીના વાજીંત્ર રૂપજ સાબીત થાય છે. સંશયવાળાએ બન્ને ગ્રંથનો મુખ ભાગ અને ગ્રંથાર્થ પણ વાંચી લેવો. અક્ષરપંથીઓમાં મનમાન્યું સન્માન નહિ મળવાને કારણે જુદો પંથ ઉપરથી ચલવ્યો છે. એવો ભેદ તો અક્ષરપંથીમાં પણ પડયો છે! ગુ. સ્વામી સિવાયના બીજા મોટા સંતોને તથા આચાર્યોને ઉતારી પાડીને એમનેજ સર્વોપરી પદે ચઢાવવા તેમજ લક્ષ્મીનારાયણ વાસુદેવ નારાયણ નરનારાયણ કૃષ્ણ નારાયણ વિગેરે ભગવત્સ્વરૂપોને પણ ઉતારી પાડીને તેમના કરતાં પણ ગુ. સ્વામીને ઉપરી અવતારી ઠરાવવા તેમજ આ બંડાર્થમાં અનુકુળ નહિ આવતાં સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો સ. જી. શિ. વચ. વિગેરેને ઉતારી પાડવામાં, તો એકજ સ્વરૂપ–સ્વભાવવાળા ઉઘાડા છે. વળી બોચાસણ બંડના વરિષ્ઠ વાસ્તવિક હોવાથી **સ્વામી** એટલે ગુણાતીત અને નારાયણ એટલે શ્રીજી કે નારાયણજી તે સ્વામિનારાયણ" એવો પણ દુરભિપ્રાય હશેજ. એ કલ્પિત ગ્રંથના પોબાર દેદાર જોતાં એવો અભિપ્રાય હોવોજ જોઇએ. કોઇ અંશે બોચાસણવાળા થકી જુદા નથી. ફક્ત ગુરુભેદ છે. એવો ભેદ તો બોચાસણમાં પણ પડયો છે. તે સોખડા સાંકરદામાં પ્રસિદ્ધ છે.

હવે એક વાત ન છુટકે જાહેરમાં મુકવી પડે છે. વીરશદમાં મૂર્તિ

પ્રતિષ્ઠા વખતે ધ. ધુ. આ. આનંદપ્રસાદજી મહારાજ બે દિવસ હાજર રહ્યા. બીજે દિને સાંજે વડતાલ આવતા રહ્યા. તેમને પાછા તેડવા માટે સ્વા. જ્ઞાનજીવનદાસ, શા. હરિબ. શા. હરિજી અને અંબાલાલ વિગેરે બાર વાગે વડતાલ આવ્યા, ઘણી ગોષ્ઠી કરી પણ નજ પાછા આવ્યા. સવારે વિધિ પૂર્ણ કરીને દેવોની પ્રતિષ્ઠા કરવાની હતી. હજી દેવો મંદિર ઉપર ગયા નથી તે પહેલાં મંદિર ઉપર આરતી થઇ. તે સાંભળીને શા. હરિજી. મંદિર ઉપર ગયા. થોડા પુરુષો અને બઈયો ઘણી હતી. આ કેની આરતી થાય છે એમ પુછ્યું, પણ કોઈએ જવાબ આપ્યો નહિ. આ બધી વાત હરિબળદાસને કહી. બાંધકામ કરાવનારા મીસ્ત્રી વજેશંકરભાઇને બોલાવીને પૂછ્યું. તેમણે સત્ય કહ્યું કે, આ ખેતરમાં પ્રથમ પંડયાનો અગ્નિસંસ્કાર થયેલો અને ત્યાં દેરી કરી હતી. તેમાં તેમનાં અસ્થિ મૂકયાં છે. તેની નિત્ય પૂજા થાય છે. લોકોને અતિશંકા ન થાય તેને માટે જુદી દેરી કરી છે, પણ તે ખોટી છે. ખરી દેરી તો મંદિરમાં આરસની આવી ગઈ છે. આ સઘળી અવૈદિક અશુદ્ધ વાત જાણીને મહાંત જ્ઞાનસ્વામીને બોલાવીને આ બધી વાત કહી, તે પણ જાણીતાતો હતાજ. પછી બન્ને શાસ્ત્રીઓએ એ પૂજા આરતીને બંધ કરવાની અને તે સ્થાનને બંધ કરવાની વાત કરી. તે વાત સ્વામીએ " હું હવે બંધ કરી દઈશ " એવા શબ્દોમાં સ્વીકારી પણ હતી. મંદિરમાં દેવોની પ્રતિષ્ઠા થઇ ગઇ, તથાપિ એ પાપપ્રચાર સ્વામીજી બંધ કરી શકયા નહિ, જે અદ્યાપિ ચાલુંજ છે. જેમ ગોંડલમાં ગુ. મુનિના મસાણમાં પંડયાના પ્રાથમિક સહકારથી મહામંદિર બાંધીને તેમાં સંપ્રદાયમાન્ય દેવો પધરાવીને તેમને નામે તેમના આશ્રિતોના મહાદંભે મસાણીયા બની ગયા. તેમ વીરશદમાં પણ નારાયણજીના મસાણમાં મોટું મંદિર બાંધી તેમાં પૂજ્ય લક્ષ્મીનારાયણ હરિકૃષ્ણ ઘનશ્યામ વિગેરે પધરાવ્યા, પણ નારાયણજીના શિષ્ય બાઇ–ભાઈઓ તો નારાયણજીનાં હાડકાંની પૂજા કરતાજ કાયમી થઇ રહ્યાછે. મંદિરના દેવોને તો કોઇ કશું પૂછતુંજ નથી. આચાર્ય

ત્યાગી ગૃહસ્થો વિગેરે સર્વેને મસાણીયા બનાવી દીધા ( આ પદવી એમની પોતાની ગ્રંથસ્થ છે ) હવે બોચાસણવાળાને દોષ દેવાનો નથી. સભી શબળીયા છે. દંભડોળથી સંપ્રદાયને છેતરનારા તો ઘણા મળ્યા છે, પણ આતો અદ્‌ભુત અજોડ મસ્તીપૂર્ણ છે. હવે તો બીજા મંડળવાળા પણ જ્ઞાનસ્વામીના નામે છેક છેતરાયા જાય છે. સ્વામીને પણ મંદિરમાં દેહ-નિર્વાહનો સ્વાર્થ છે. સ્વાર્થ એ બહુ બુરી ચીજ છે. મંદિરમાં માયાતીતાનંદ સ્વામી, શુકલ નાથજીભાઈ, નારાયણજી, જ્ઞાનસ્વામી વિગેરેના ફોટા તેમજ મંદિરમાં પથ્થરનાં પુતળાં પધરાવ્યાં છે તેને લીધે બહુધા મંડળવાળા પણ છેક છેતરાયા જાય છે. મૂળ તો બોચાસણવાળાનો આ પંથ છે. તે તો બહુ રાજી છે. હવે પરિણામ એ આવ્યો છે કે–કોઈ પણ શુભ કાર્ય કરવાનું હોય તો વીરસદ જાય છે, કિં બહુના જે મહાપૂજા વડતાલમાં થતી તે હવે વીરસદમાં કરવા જાય છે. આ બધીજ બાબતની અરજી ત્યાગીઓએ કરેલી હોવાથી આચાર્યશ્રી અથેતિ બંડાર્થને જાણે છે. શુભં ભવતુ

---

સં. ૨૦૨૮ માં **"ભગવદ્ વિજ્ઞાન"** નામની અજ્ઞાનપૂર્ણતમ એક **ચોપડી** અમદાવાદમાં જેમ તેમ છપાઈ છે. તેના **સંગ્રહકર્તા હીરજી** ભીમજી ચાવડા છે. માતાપિતાએ આપેલું 'હીરજી' તત્ત્વ નામ ફેરવીને અંત્ય વયે " ઉર્ફે **હરિ** ચાવડા " ધાર્યું છે. ' ભીમજી સાથે 'ચાવડા' નામ રાખ્યું તે સારૂં છે. પરંતુ 'ચાવડા' સાથે **'હરિ'** નામ બીલકુલ સારૂં લાગતું નથી. **ભગવાન્** શબ્દ તેમજ **વિજ્ઞાન** શબ્દના **અર્થને લેશથી** સમજતા નથી. તેમાં ખરૂ ભગવદ્ વિજ્ઞાન હોઈ શકે નહિ. આમાં સ્વા. ના. ની પ્રેરણાને પ્રથમ ઉઘડ જણાવે છે. ઉદ્દેશ તો દેહ છતાં આત્યંતિક મોક્ષની સ્થિતિ પ્રાપ્તિને જણાવે છે. (આ સંપ્રદાયને માન્ય નથી) પ્રકાશક તો તેમના પુત્ર **મનુભાઈ** છે. " મોરબી, રાજકોટ, મુંબઈ " એમ ત્રણ સ્થળો જણાવે છે.

આરંભમાં શ્રીજીનો ફોટો મનમાન્યો એક પેજમાં આપ્યો છે. તેની ચારે કોરે **કિરણો** કાઢી છે. એને દિવ્યવિગ્રહ શ્રીજીનો **પ્રકાશ**

ઠરાવીને એને જ અક્ષરધામ ઠરાવ્યું છે. (ગોલોકના મધ્યને વિષે અક્ષરધામ છે તેને તો મૂળમાંથી ઉરાડી મુકયું છે) એ કિરણોમાંજ અનંતકોટી **બ્રહ્માંડોની** રચના અને **અવતારોની** પણ એમાં જ સ્થિતિ બંડીયા ઠરાવીને, સાવ **નીચે** ઉતારી પાડયા છે. પાછળના પેજમાં શ્રીજી અને પિતામહ **બેચર** ચાવડાનો ફોટો છે. તેમને અનાદિ મુક્ત ઠરાવ્યા છે. એમ કરીને પોતાની મોટપ્ય પ્રખ્યાપન કરી છે. પ્રથમ આવૃત્તિ છે. ૧૦૦૦ કોપી કઢાવી છે. પુસ્તકને કીંમતી ઠરાવવા ૧૬ રૂપીયા કીંમત **રાખી** છે. દંભડોળ અને આટાટોપમાં કશી મણા રાખી નથી.

સદ્‌ગુરુવર્ય સ્વામી ઇશ્વરચરણદાસ તથા સદ્‌ગુરુ સ્વામી કેશવપ્રિય-દાસ કે જેમને અમદાવાદ ગાદીથકી **વિમુખ** કર્યા છે તેમને અંજલિ પ્રશંસાપર્યવસાયી બે પેજમાં આપી છે. વળી **"લેખકની ઓળખ"** એવું હેડીંગ ગોઠવીને, કોઈ અમદાવાદી **ઠક્કર** હેડમાસ્તરે ગ્રંથ અને કર્તાને પ્રશંસાપર૰ડબલ પેજોમાં આપી છે. આ ભાઇએ તો હીરજી ચાવડાને **'શ્રીહરિ'** નામથી અનેકવાર સંબોધ્યા છે. **'જી'** શબ્દ વધારે મુકયો હોત તો માન્ય નાથજીભાઈના મંડળવાળાના શીક્કાને મળતું સારૂ થાત. આ નામ તો સંપ્રદાયના ઈષ્ટદેવ શ્રીજી વિષે બહુ રુઢ છે. આમાં ઈ. ચ. ને **ગોપાળાનંદ** સ્વામીના શિષ્ય નિર્ગુણદાસના શિષ્ય તરીકે કહે છે તે અતિ અસંબંદ્ધ છે. ભલે નિર્ગુણદાસના શિષ્ય તરીકે હોય પણ તેમના ગુરુ ગોપાલાનંદ સ્વામી હતા એ સંબંદ્ધ નથી. દેશ વિભાગ ૧૮૮૩ માં થયો છે. આમાં અબજીબાપા, ઇ. ચ. કે. પ્રિ. શેઠ બળદેવદાસ પરીખ પુ. ધર્મકિશોરદાસનું પણ ઓળખાણ આપ્યું હોવાથી આ પંથ અબજીબાપાનો છે એ સાબીત થાય છે. વળી આ ઠક્કર માસ્તર, ચાવડાને "શ્રીજીએ ત્રણ કર્મો બાળી નાખ્યા હોવાથી દેહ પડી ગયો પણ દેખાય છે તે શ્રીજીની ઇચ્છાથી" એમ પણ લખાણ છે. આ વસ્તુ ઉ. સં. ને માન્ય નથી. વળી આ ચાવડાભાઈ 'ઇંગ્રેજી

શિક્ષણથી સં. માં મન ઓછું થઈ ગયું. આર્યસમાજ તરફ વળ્યું.... કલકત્તામાં રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ સ્વામી અને રામતીર્થ સ્વામીના સાહિત્યનો અભ્યાસ કર્યો. ૧૯૨૫ માં **ગીતાનો** ઉંડો અભ્યાસ કર્યો" એમ કહે છે તે ઠીક છે. આ વાત જો સાચી હોય તો આવા સંતસેવી ગીતાભ્યાસી ચાવડા ગીતાની ગર્હ્યતમ ગર્હા-લેશથી પણ કરે નહિ એ નિર્ણય છે. જો કરે તો તે આસ્તિકજ ન કહેવાય વળી ઠક્કર, સન ૧૯૨૫ માં વચનામૃતના અભ્યાયની શરૂઆતને કહે છે. જો કોઈ શ્રોત્રિય સદ્ગુરુ પાસે અભ્યાસ કર્યો હોય તો વચના-મૃત વિરુદ્ધ કંઇ પણ લેખ લખી શકે નહિ એ નિર્ણય છે. વળી ઠક્કર અષ્ટાંગયોગના અભ્યાસથી પણ વખાણે છે તે ઠીક છે. પણ યોગનું એક પણ લખાણ આ કિત્તામાં જણાતું નથી.

વિજ્ઞાનેચ્છુ ચાવડાએ ૩૨ પેજોમાં સંપ્રદાયના સમૂળ પસ્તાવા માટે પ્રસ્તાવના પ્રતન્વી છે. ગ્રંથના આરંભમાં સ. ધ. ધુ. આ. તેજેન્દ્ર-પ્રસાદજી મહારાજનો યુવાવયનો પાઘડીબંધ ફાંકડો ફોટો છાપ્યો છે અને બીજી બાજુ વચનામૃત ઉપર રહસ્યાનર્થ પ્રદીપિકા ટીકાકાર સ્વતઃ-સિદ્ધ **અનાદિ મુક્તરાજ** શ્રી અબજીબાપાનો ફોટો ફેંટાવાળો ફક્કડ આપ્યો છે. તેજેન્દ્રપ્રસાદજી મહારાજને જુદા પેજમાં મુક્યા હોત તો સારૂં. એક જ પાનમાં આગળ–પાછળ છાપ્યા છે તે સારૂં ન કહેવાય. આ બંડીયા વિમુખ પાનામાં એ આચાર્યશ્રીને સંડોવ્યા છે તે આશ્ચર્યતમ જેવું લાગે છે. કંઈક અભિપ્રાય તો હશે જ! તેજોવાદી અબજીબાપાનું તેજ તેજેન્દ્ર મહારાજમાં આધાન કરવા માટે કે પછી છાપવાની મંજુરી આપી છે એમ જણાવવા માટે હોય તો તેઓ જાણે, બાજા તો કલ્પના કરીને શાંત રહે. તેની સામેના પેજમાં ઇ. ચ. નો ફોટો છાપ્યો છે; એમના હાથમાં રહસ્યાનર્થનાં પાનાં ઉઘડ ધરાવ્યાં છે એમ કરીને ટીકાસ્થ પ્રશ્નોના પ્રષ્ટા સ. મુ. સ. જુ. ને ઠરાવ્યા છે. તેની પાછળના પેજમાં શિક્ષાપત્રી રહસ્યાનર્થના કર્તા સ. અ. મુ. કે. પ્રિ. ને ઠરાવ્યા છે

અને તેમનો ફોટો પણ છે. આ સ્વામી મૂળ તો અમદાવાદના હતા. ભુજમાં દશેક વર્ષ રહેલા. તેઓ બાપાની મૂર્તિ પૂજામાં રાખતા અને રહસ્યાર્થદીપિકાવાળુ વચનામૃત વાંચતા. ભુજના અગ્રેસર સંતોએ તેમ કરવાની ના કહેવાથી અમદાવાદ આવી રહ્યા. અબજીબાપાના તે પરમ ભક્તરાજ છે. કચ્છમાં આવે ત્યારે બળદીયામાં બાપાની છત્રીએ ઉતરે, પણ ત્યાંના મંદિરમાં જાય નહિ. ભુજ આવે ત્યારે ફક્ત મંદિરમાં દર્શન કરી જાય. એટલોજ સંબન્ધ રાખે છે. આ બાબત આચાર્યશ્રીએ બોલાવીને કહેલી પણ તેમનું માનેલું નહિ. અબજીબાપાના પંથમાં ભળેલા હોવાથી એમ તો જુદા જ હતા, પરંતુ સમાધાનીયા કરારમાં સહી કરીને પાછા અમદાવાદમાં રહેલા, પણ પ્રકૃતિ તો અદ્યાપિ એની એજ રહી છે. હાલમાં પાટડી ગામમાં રહે છે, એમ જીવનની અસ્થિરતમતા રહે છે, મનાયું તે ખરૂં. એમણે જે શિક્ષાપત્રી રહસ્યાર્થ ટીકા કરી છે તે કૃષ્ણવલ્લભાચાર્યકૃત કિરણાવલી ટીકાને બહુધા મળતી છે. આ પ્રસંગે એક વાત યાદ આવે છે. અબજીબાપા, ઇશ્વરચરણદાસ સ્વામી વિગેરે મંડળના પીઠસ્થાને અત્યારે મણિનગરમાં વિરાજતા મુક્તિજીવનદાસ છે. તેમનું આમાં નામ પણ નથી. એ અત્યાશ્ચર્ય પામવા જેવું છે, કંઇ ભેદ હશે એમ જણાય છે. આ નામાંકિતોનું નવ્ય મંડળ અમદાવાદ ગાદી તરફથી બહારતર છે એમાં સંશય નથી. વળી અબજીબાપા, જટાશંકર, સ્વા. હરિચરણદાસ આ ત્રિકુટી–ત્રિપુટી મનાય છે. રહસ્ય ટીકામાં તેમજ તે ત્રણેયની વાતોમાં એ ત્રણેયનાં સહનામ અને કીર્તિ અનુસ્યૂત આવે છે, આમાં પછીનાં બે જણનાં નામ કે કશી કીર્તિ આવતી નથી, એ આશ્ચર્યતમ કેવું પડશે, અંદર ભાગલા ભેદો પડયા જણાય છે આમાં પોતપોતાની મહામોટાઇ જ કારણ હશે? અસ્તુ.

આવા આ વિમુખતમ પુસ્તકને મળવાનાં ઠેકાણાં ત્રણ મુંબાઈમાં છે. તેમાં એક **સ્વા. ના. મંદિર** અને બીજું અગ્રણી મોહનલાલ શિવલાલ શ્રીજીનાની **દુકાન છે.** આ બાબત અત્યાશ્ચર્ય પામવા જેવી

છે બીજા સ્થળ બહારનાં છે. આ પુસ્તક ત્યાગીગૃહી આગેવાનોને પ્રચાર પ્રયોજને **ભેટ** તરીકે પણ આપે છે. આ બધીજ બંડીયા બાબતો માટે ખાસ નિસ્બત નથી. સંપ્રદાયના શુદ્ધ શાસ્ત્રીય વિજ્ઞાન પરત્વે છે અને તે સદાકાળ હોવીજ જોઈએ. જેથી થોડી મુદ્દાની ચર્ચા ચિત્રતમ કરીએ- ચાવડાજી 'ટુંકા નિવેદનમાં—' એક દિવસ મારા મનમાં કડીઓ ઉભરાઈ ઉઠી "સ્વરૂપ શ્રીજી મહારાજનું, રહ્યું વસી જીવનમાંય જો. સ્વરૂપ" આવી આવી કડીઓ ઉભરાવા લાગી અને તે મેં લખી લીધી. આશરે ૫૦ થી ૬૦ કડીઓ તેજ વખતે લખાઈ ગઈ" એમ પોતેજ સ્વશ્લાઘાની ચાવડાઈ વિચિત્ર કરે છે. જેમ શ્રીનારાયણના મુખથકી વેદામૃત નીકળ્યું. જેમ શ્રીકૃષ્ણના મુખથકી ગીતામૃત નીકળ્યું. જેમ શ્રીહરિના મુખ થકી હરિગીતા–નારાયણગીતા શિક્ષાપત્રી નીકળી, તેમ શ્રીજીના મુખથકી આ કડીઓ નીકળી છે. એમ પારેલક્ષં વખાણે છે. એટલે હવે એમના આ ગામઠી ગુજરાતી ગ્રંથને કોઈ પ્રમાણની જરૂર નથી. વેદવત્ ગીતાવત્ હરિગીતાવત્ સ્વતઃ પ્રમાણ માની બેઠા છે. આનું નામજ પંડિતંમન્યતા ? શ્રીજીના મુખની **કડીઓ** આવી ઢંગ ઢાળ, માત્રા વિગેરે વ્યવસ્થાએ વિહીન ન હોવી જોઈએ.

તત્ત્વજ્ઞાનના બે વિભાગો કપોળકલ્પિતતમ પાડીને, એકને **વાચ્યાર્થ** અને બીજાને **લક્ષ્યાર્થ** નામ ઉટાંગ ધરાવીને, વેદો ઉપનિષદો પુરાણો વિગેરેને પરોક્ષાર્થ ઠરાવીને, તેને વાચ્યાર્થમાં હેય તરીકે ઠરાવીને, પછીથી સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો શિક્ષાપત્રી સત્સંગીજીવન વિગેરે પ્રાચીન પ્રમુખ્ય પ્રબન્ધોને પણ વાચ્યાર્થમાં ફેંકી દઈને, એક વચનામૃત અને તેના ઉપરની રહસ્યાર્થ ટીકાને જ **લક્ષ્યાર્થ** તરીકે ગોઠવીને, એમાં પણ પોતે માનેલાં અમુક વચનામૃતોને જ લક્ષ્યાર્થમાં લઈને, છેવટે તો રહસ્યાર્થ **ટીકા અને આ નવા ગ્રંથને જ** સ્વતઃ પ્રમાણ તરીકે પ્રતિષ્ઠાપે **છે. જુઓ—**" માટે ભગવાનને કહેવા માટે માત્ર **એક** વચનામૃત ગ્રંથ અને ઉપરની ર. પ્ર. ટીકા અને આ **ભગવદ્વિજ્ઞાન** ગ્રંથ તે પુરતાં થઈ

રહેશે. આપણે જોયું તેમ સ્વા. ના. નાં વચનામૃતો અને તે ઉપરની રહસ્યાર્થ ટીકા એ બે શાસ્ત્રો તત્ત્વજ્ઞાનના લક્ષ્યાર્થના અર્થાત્ વિજ્ઞાનના **પાયાનાં શાસ્ત્રો** છે અને આ ભગવદ્‌વિજ્ઞાન ગ્રંથ એ પાયા ઉપરનું **ચણતર** છે. અર્થાત્ તે ઉપરનો વિસ્તાર છે" એમ પોતાના ગ્રંથને તો રહસ્યાર્થ ટીકા કરતાં પણ ઉપરતમ ગોઠવે છે. આ તો બાપાના પણ બાપા ઠાઉકા બની બેઠા છે. છેવટે લક્ષ્યાર્થીતમ તો ચાવડા જાતમાં ખેંચી લાવ્યા છે. બોરસદ કોર્ટમાં બાજી બોચાસણવાળાએ વચનામૃતને મુખ્ય ગ્રંથ માનવા માટે ઘણી દલીલો કરેલી. પણ તે કોર્ટે માન્ય નહિ કરતાં, શિક્ષાપત્રી અને સત્સંગીજીવનને મુખ્ય પાયાના ગ્રંથો તરીકે માન્યા છે. એ બેને અનુસરીને જ છેવટનો નિર્ણય લઈ શકાય. આ જોતાં ચાવડાજીની ચાવડાઈ તદ્દન નિષ્ફળ છે. વળી "**આ ગ્રંથ તો મોક્ષ માટે છેલ્લો શબ્દ છે.** જેમકે વચનામૃતોથી ર. પ્ર. ટીકામાં અધિક સ્પષ્ટ કહેવાયું છે અને તે બેયથી આ ગ્રંથમાં સ્વા. ના. અધિક વિસ્તારથી કહે છે" આ બંડ રીતે વચનામૃતને પણ અપૂર્ણતમ ગણીને છેવટે ર. હ. ટીકાને પણ અપૂર્ણ ગણીને છેવટે પોતાના પામર વિમુખ ગ્રંથને જ ભગવદ્વિજ્ઞાન માટે સર્વોપરી ઠરાવાની ચોધારી ચાવડાઈ કરી છે. વેદાદિ પરોક્ષ શાસ્ત્રો અને સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રોને પણ કોઈ કોઈ બંડરીતે દૂષિત ઠરાવીને છેવટે પોતાની **વૈખરી ખરી વાણીનેજ** વખાણવામાં હદ વાળી છે. 'नास्ति नष्टे विचारः' એવું છે. પરોક્ષના વ્યાસાદિ વિદ્વાનો અને સંપ્રદાયના શતાનંદ મુક્તાનંદ નિત્યાનંદ શુક નંદ વિગેરે વિદ્દદ્યોને પદે પદે બીભત્સતર ગાળો ભાંડીને પોતાને મુખે પોતાનાં વખાણ કરીને બહુ રાજી થયા છે. પરશ્લાઘા સાચી કરવી તે ઠીક છે, પણ ખોટી સ્વશ્લાઘા તો મુખનો એક દુર્વિપાક છે.

ઉંપનિષદો કે જે પરંબ્રહ્મની અપૌરુષેય વાણીરૂપ મનાય છે, તેની ઉપર મુનિમુખ્ય **ગોપાલાનંદ** મહાસ્વામીએ ભાષ્ય કર્યું છે. જે વિદ્યા, હૃદયગ્રંથિને વિદારણ કરે અને કર્મબંધનને નાશ કરે અને પરં-

બ્રહ્મને પમાડે તેને **ઉપનિષત્** કહે છે. એવો અર્થ એમણે કર્યો છે. આત્મા પરમાત્માના વિજ્ઞાન માટે ઉપનિષદો ખાસ હોવાથી, જેને મુખ્ય પ્રમાણ માને છે તે લોયા ૯ વચનામૃતમાંજ શ્રીહરિ " અને જ્ઞાન તો એમ થાય જે, જો બૃહદારણ્ય છાંદોગ્ય કઠવલ્લી આદિક જે **ઉપનિષદ્** તથા ભગવદ્ગીતા તથા વાસુદેવમાહાત્મ્ય તથા વ્યાસસૂત્ર ઈત્યાદિ ગ્રંથનું સદ્ગુરુથકી શ્રવણ કરે તો જ્ઞાન ઉપજે " એમ જ્ઞાન-પ્રાપ્તિ માટે ઉપનિષદોનું શ્રવણ પ્રથમ સ્વીકાર્યું છે. આવી પણ એ ઉપનિષદોનું ઉઘાડે છોગે ચોગાનમાં નાસ્તિકવત્ ખંડન કરવાની વાચાટતા ચાવડાએ ચોધારી વાપરી છે. તેનું દિગ્દર્શન કરાવીએ— પેજ ૧૧ " પ્રથમ ઉપનિષદોમાં જોઈશું તો તેમાં કઠ ઉપનિષદમાં એક વાત છે કે, નચિકેતા નામે ઋષિપુત્ર, યમદેવતા પાસે શ્રેયસ્ પ્રેયસ પુછવા જાય છે. પણ યમ તો જીવોને તેના કર્મફળ આપવાનુંજ કામ કરે છે **તેને શ્રેયસની ખબર હોવાનું સંભવિત નથી.** કારણ એ જો શ્રયસને જાણતા હોય તો **કર્મોના ફળ દેવારૂપ કુટણામાં** રહેવા કરતાં, **શાશ્વત સુખ** જે આત્યંતિક મોક્ષ તેની પ્રાપ્તિ પોતેજ કરી લેત. એ ઉપરથી જોઈ શકાય છે કે **તેને મોક્ષની વાતની જાણ નથી** " આ બંડતર રીતિએ યમરાજાને પણ મોક્ષ જ્ઞાનના અભાવવાળા ઠરાવીને સાવ નીચે પદે ઉતારી પાડે છે. હવે આ ઉપનિષદમાં નચિકેતા વિપ્રને આત્મા પરમાત્માનું જ્ઞાન, ભક્તિ અને મોક્ષ વિગેરેનું જ્ઞાન કહે છે તે પ્રત્યક્ષ જુવો–" ઉદ્દાલક મુનિના પુત્ર એક ગૌતમ મુનિ હતા. તેણે ફળની ઇચ્છાથી વિષ્ણુજીત નામનો યજ્ઞ કર્યો. તેમાં તેણે સર્વસ્વ સમર્પણ કર્યું. તે વખતે વૃદ્ધ ગાયનું દાન કરેલું દેખીને, પુત્રના મનમાં એમ થયું કે–આવું દાન દેવાથી પિતાને અનર્થ થશે અને યજ્ઞની વિફળતા જાણીને, દક્ષિણામાં જે આ દોષ થયો છે તેને ટાળવા માટે પિતાને કહ્યું કે–" હું પણ એક તમારા ધનરૂપ છું. તો મારૂ પણ દાન કોઇને કરો. એમ બેત્રણ વાર કહેવાથી કોપાવિષ્ટ પિતાએ પુત્રને **'યમરાજાને**

આપું છું' એમ વેગથી બોલી ગયા. પછી તો પિતાજી પારાવાર પસ્તાયા. પણ પુત્રે પિતાનું વચન પાળવાની આકરી પ્રતિજ્ઞા લીધી અને યમરાજાને ઘેર ગયા. ત્યારે તેતો પરદેશ ગયા હોવાથી ત્રીજે દિને પાછા આવ્યા. નચિકેતા તો ખાધાપિધા વિના ત્રણ દિવસ રહ્યા. આવેલા યમદેવ પ્રત્યે વૃદ્ધોએ કહ્યુ કે–આ બાલ વિપ્ર ત્રણ દિવસથી ખાધાપિધા વિના રહ્યા છો તો તેની સાંત્વના સત્વરે પ્રથમ કરો. નહિ તો અતિથિનો અનાદર થતાં તમને બહુ અનર્થ થશે. પછી યમદેવે સાંત્વના કરી અને ત્રણ દિવસ લાગટ ભૂખ્યા રહ્યાથી ત્રણ વરો માગવાનું કહ્યું. યમરાજાએ બહુ બહુ પ્રલોભનો બતાવ્યાં, પણ કોઈમાં નહિ લોભાઈને ત્રણ વરો માગ્યા. તેમાં પિતાની પ્રસન્નતા યથાપૂર્વ થાય વિગેરે બે વરો માગીને, ત્રીજો વર મોક્ષ માટેનો માગ્યો.

શિષ્યની પરીક્ષા પુરેપુરી કરીને, પછીથી કહે છે કે–શ્રેયસ્ અન્ય છે અને પ્રેયસ્ અન્ય છે. જે શ્રેયસ્ છે તે પ્રેયસ્ નથી અને જે પ્રેયસ્ છે તે શ્રેયસ્ નથી. તેમાં જે પ્રેયસ્ છે તે બંધન માટે થાય છે અને જે શ્રેયસ્ તે આત્યંતિક મોક્ષ માટે થાય છે. એમ શ્રેયસને બહુ વખાણીને " तं दुर्दर्शं गूढमनुप्रविष्टं " આ મંત્રથી આત્મા પરમાત્માના જ્ઞાનનો ઉપદેશ કર્યો. ' न जायते म्रियते वा ' આ મંત્રથી આત્મજ્ઞાનનો સ્પષ્ટ ઉપદેશ કર્યો. ' अणोरणीयान ' ઇત્યાદિ શ્રુતિઓથી પરમાત્મ સ્વરૂપનું વિજ્ઞાન કહીને ' नायमात्मा प्रवचनेन ' આ શ્રુતિથી એક ભક્તિથી જ પરમાત્માની પ્રાપ્તિ નિરૂપી છે. ' तद्विष्णोः परमं पदं ' આ શ્રુતિથી પરમાત્માના પરમપદની પ્રાપ્તિ પણ સ્પષ્ટ વર્ણવી છે. આ શ્રુતિ, ધામના નિરૂપણ માટે સંપ્રદાયના મહાજનોએ બહુધા પરિગ્રહી છે. બીજા અધ્યાયમાં પણ વિવિધ પ્રકારે આત્મા-પરમાત્માના સ્વરૂપ–રૂપ–ગુણ–વિભૂતિ વિગેરેનો અને તેની પ્રાપ્તિના સાધનભૂત ધર્માદિ જ્ઞાનનો અને અંતે પ્રાપ્તવ્ય ફળરૂપ આત્યંતિક મુક્તિનો પણ વિચાર સવિસ્તર કર્યો છે. 'एको वशी सर्वभूतान्तरात्मा' ' नित्यो नित्यानां ' ' न तत्र सूर्यो

भाति ' ' न सन्दृशे तिष्ठति रूपमस्य ' ઇત્યાદિ ઘણી શ્રુતિઓ છે. આનું ભાષ્ય ગોપાલાનંદમુનિરાજે કર્યું છે તે આ પ્રકરણમાં વાંચી લેવું. આવા આ કઠોપનિષદને અને તેના ઉપદેષ્ટા ગુરુ યમરાજાને પણ બહુ રીતે તિરસ્કારીને પોતાના બંડજ્ઞાનની પારે લક્ષં પ્રશંસા કરવામાં પાછી પાની ભરી નથી. "ઉપનિષદોમાં આત્યંતિક મોક્ષ બાબતમાં કોઈ વાત સ્પષ્ટ દેખાતી જ નથી." ઈત્યાદિ પેરેગ્રાફ સર્વથામાન્ય યમદેવ માટે લખ્યો છે. તે કોઈ રીતે યોગ્ય ઘટિત નથી. આ બધી ખોટી ખોદણાને શિક્ષકપદે રહેલા યમરાજા શું સહન કરશે? તે તો આકરી શિક્ષા કરશે જ. એને માટે જ એમની નિયુક્તિ પરમેશ્વરે કરી છે. આ ઉપનિષદમાંજ યમરાજા જાતે 'पुनर्पुनर्वशमापद्यते मे' એમ એવા અધમોને દંડધર પોતાને વશ વર્તનારા કરી દે છે. યમપુરીમાં લઈ જાય છે. આવા દ્રોહીઓને કેમ છોડી મૂકશે? કેવા અવળા અર્થો કરે છે અને વિકૃત રજુઆત કરે છે એનો આ મહામોટો નમુનો નૂતમતમ છે. 'નિંદત નહિ કોઇ દેવકું' એમ પ્રાર્થનામાં છે, તેનું અનુસંધાન રાખે તો સારૂં.

**ભગવદ્ગીતા** કે જે ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલી છે અને શ્રીજીએ અભીષ્ટ અષ્ટ સચ્છાસ્ત્રોમાં ગણીને જેના અભ્યાસની ખાસ આજ્ઞા કરી છે, અને વધુમાં રામાનુજીય ભાષ્ય સાથે તેને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકારે છે અને જેની ઉપર ગો. સ્વામીએ તત્ત્વભાષ્ય પણ કર્યું છે એવી ગીતા અને તેના પરમાચાર્ય શ્રીકૃષ્ણ કે જેમને શ્રીહરિએ પોતાના ઉપાસ્ય ઈષ્ટદેવ પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવતારકારણપણે સર્વોપરી માન્યા છે તે શ્રીકૃષ્ણને સાવ નીચે જીવાદિપદે ઉતારી પાડવામાં આસુરી શિશુપાલતા ઉઘડ ઉટાંગ વાપરી છે તે હવે થોડી નજરે જુવો—

પેજ ૧૩ **થી** ૧૫ **"હવે ગીતાનું જોઇએ**...વળી માયાના બ્રહ્માંડથી પર શું વ્યવસ્થા છે તે તો **ગીતા પણ કહેતી નથી...** આ બધાની વિગતો દેવાય તો જ યોગ્ય ગણાય પણ તે **ગીતામાં તો**

**નથી**...વળી ગીતાએ તેના અધ્યાય ૭ ના શ્લોક ૧૪ તથા અ. ૧૪ ના શ્લોક ૩ અને ૪ થી **શ્રીકૃષ્ણને પ્રકૃતિના પતિ પ્રકૃતિપુરુષ** કહ્યા છે. (પરંબ્રહ્મ ગીતાચાર્ય શ્રીકૃષ્ણને ક્ષુદ્ર પ્રકૃતિપુરુષ ઠરાવ્યા) જ્યારે એ પ્રકૃતિ પુરુષ, તથા તેનાથી પર વાસુદેવ બ્રહ્મ તથા તેનાથી પર અક્ષરને ભગવાનના ભક્ત કા. વચ. ૧૦ માં સ્વા. ના. કહે છે. (શ્રીકૃષ્ણના ઉપરી વાસુદેવ અને વાસુદેવના ઉપરી અક્ષર. આ બધા ભગવાનના ભક્ત છે એમ શ્રીજી કહે છે) માટે પ્રકૃતિપુરુષ કે બીજા કોઈ દેવો (લક્ષ્મીનારાયણ, નરનારાયણ, વાસુદેવ નારાયણ કૃષ્ણ નારાયણને દેવ કે દેવતા નામથી કહે છે) વળી એજ ગીતા શ્રીકૃષ્ણને જળ પૃથ્વી આદિ ભૂતોની માત્રારૂપ અ. ૭ માં કહે છે...એમ ગીતાના તે "જ્ઞાન-વિજ્ઞાનયોગ" કરતાં આ કા. વ. ૮ વધારે સ્પષ્ટ રીતે ભગવાનને બતાવે છે...**જુનાં શાસ્ત્રોની અસ્પષ્ટતા તથા તેની સંદિગ્ધ ભાષા એનેજ પંડિતો અને વિદ્વાનો તત્ત્વજ્ઞાન કહે છે,** કારણ "**પોતાને તો તે બાબતની ખબરજ ન હોય**" આ રીતે શ્રીકૃષ્ણને અને તેમની ગીતાને સાવ નીચે ઉતારી પાડીને પોતાના પામર ગ્રંથને અને રહસ્યાર્થને ખુબ વખાણે છે. જો સાચા ગીતાના ઉંડા અભ્યાસી હોય તો આ આસુરી અપકૃત્ય સ્વપ્ને પણ કરી શકે નહિ. અને લ. ના. વિગેરે નારાયણોને પ્રકૃતિપુરુષમાં ગણીને આવી નિંદા નજ કરે. 'નિંદત નહિ કોઈ દેવકું" એમ પ્રાર્થનામાં પ્રતિદિન ગવાય છે.

**હવે પુરાણોનું જોઇએ**—વ્યાસજીએ સત્તર પુરાણો કર્યાં તો પણ વ્યાસજીને શાંતિ ન થઈ તે વખતે પ્રત્યક્ષ ભગવાન્ શ્રીકૃષ્ણ હતા. તેથી વ્યાસજીએ ભાગવતમાં તેમના ગુણ ગાયા. આ ઉપરથી જોઇ શકાય છે કે–ખુદ વ્યાસ જેવાને પણ સત્તર પુરાણો કર્યાં ત્યાં સુધી **મોક્ષ કોણ કરશે તે સમજાયું ન હતુ ..પણ એમાં મોક્ષ કોણ કરે એવા છે તે તો કહ્યું જ નહિ.** જો શાસ્ત્રકાર પોતે **આ વાત ન જાણે** તો તેના શાસ્ત્રમાં પણ **એ વાત ન જ હોય તે સ્વાભાવિક છે"**

આ રીતે પુરાણો અને તેના કર્તા ભગવાન વ્યાસમુનિને મોક્ષના અજ્ઞાની ઠરાવીને ઉતારી પાડે છે. વ્યાસમુનિને શ્રીહરિ તો એક ભગવદવતાર તરીકે કહેવાપૂર્વક તેમનાં વચનોનેજ પ્રથમ પદે લે છે.

**આત્યંતિક કલ્યાણની ગહના ગતિ-પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન પણ છેક છેતરાયા—**

જેમને શ્રીમુખે પરંબ્રહ્મ ભગવાન્ પુરુષોત્તમ સર્વાવિર્ભાવકારણપણે પ્રતિપાદવાપૂર્વક ઉપાસ્ય ઈષ્ટદેવપણે પ્રતિપાદ્યા છે અને વળી ' अन्योऽपि **धर्मरक्षार्थे** ' એમાં નિરૂપ્યા મુજબ શ્રીહરિના પણ મૂળ અવતારી તરીકે પણ નિરૂપ્યા છે અને પ્રત્યેક મહામંદિરોમાં જુદા જુદા નામ રૂપથી પ્રતિષ્ઠાપીને એમની જ ઉપાસના ભક્તિ, મોક્ષ માટે પ્રવર્તાવી છે એવા પણ શ્રીકૃષ્ણને આત્યંતિક કલ્યાણ માટે કેટલી મહેનત અને હેરાનગતિ ભોગવવી પડી છે, તે તમામ આશ્રિતો નજરે નિહાળો–આ ગ્રંથના ૫૬૪ થી ૫૬૬ પેજોમાં " પંચાળા વચનામૃત ૨ માં શ્રીજીએ સાંખ્ય–યોગની વાત કરી છે તેનો મર્મ–રહસ્ય લક્ષ્યાર્થ કપોલકલ્પિત કાઢે છે તેને સર્વ કોઈ વાંચો અને વિચારો–(પં. વ. ૨) " શ્રીજીએ પંચાળામાં સાંખ્ય યોગની વાત કરી કે–આ વાતને ફક્ત **જીણાભાઇ** દરબારજ યથાસ્થિત જાણે છે. આ વાતને સાંભળીને અક્ષરધામના મુક્તોએ શ્રીજીને પૂછ્યું કે, શ્રીકૃષ્ણ ગોલોક ધામને છોડીને પૃથ્વી ઉપર કેમ ગયા હતા ? વળી દ્વાપરયુગમાં પૃથ્વી ઉપર ગયા હતા અને પાછા કેમ આવતા રહ્યા ? અને વળી ફરી પાછા અહીં કેમ આવ્યા ? ત્યારે શ્રીજી બહુ હાસ કરીને બોલ્યા કે– આ રહસ્યને **તમો મુક્તો જાણો છો** તથાપિ મારા મુખથી મર્મ જાણવા ઈચ્છો છો તો હું કહું છું તેને સાંભળો. શ્રીકૃષ્ણસ્વરૂપ શ્રીજીમહારાજ **શ્રીકૃષ્ણને ફરી આવવાનું કારણ કહે છે**–શ્રીકૃષ્ણ એ પૂર્ણાવતાર અને અનંત બ્રહ્માંડના પતિ કહેવાય છે પણ વસ્તુતાએ તે તો **પ્રકૃતિના સ્વામી-ધણી હોવાથી** પ્રકૃતિપુરુષ તરીકે સર્વ શાસ્ત્રો કહે છે. ( પરંબ્રહ્મ પુરુષોત્તમપદેથી ઉતારી પાડીને છેક છેલ્લે નંબરે

નોંધે છે.) આવા પ્રકૃતિપતિ શ્રીકૃષ્ણે અમારૂ જ્ઞાન પામવા માટે પૃથ્વી ઉપર આવવાનો અતિ દઢ વિચાર કર્યો. અને પોતાના ઉપરી ઈષ્ટદેવ જે વાસુદેવબ્રહ્મ તેની આજ્ઞા માગી. (ઉપરીની આજ્ઞા તો અવશ્ય લેવી જ પડે) આ રહસ્ય વાત તમો મુક્તો જાણો છો તથાપિ ટુંકામાં કહીએ–"**કૃષ્ણ આવ્યા પૃથ્વી પર જે આત્યંતિક મોક્ષ પામવા. છોડયું ગોલોક ધામને છોડયાં સૌ ઐશ્વર્યને. આત્યંતિક મોક્ષ અર્થે જે છેલ્લું શાશ્વત સુખ છે થયા દરબાર પંચાળા ગામમાં હિંમતસિંહ નામથી. પણ જ્ઞાને બન્યા સૂક્ષ્મ અતિ, કહેવાયા ઝીણાભાઈ નામથી**" (આત્યંતિક મોક્ષ કે જે શાશ્વત સુખ કહેવાય છે તેને પામવા માટે શ્રીકૃષ્ણ ગોલોકધામ અને તેનાં બધાંજ ઐશ્વર્યોને પણ છોડીને પૃથ્વી ઉપર પોતે આવ્યા. આવીને હિંમત-સિંહ નામરૂપથી પ્રકટ થઈ રહ્યા. આવા વિજ્ઞાનમાં બહુ ઝીણા હોવાથી એમનું **ઝીણાભાઈ** નામ સાર્થક કહેવાયું, (એમ શ્રીકૃષ્ણને ઝીણા-ભાઈ દરબાર ઠરાવ્યા) "વળી બોલ્યા શ્રીહરિ, આ પૂર્ણાવતાર કૃષ્ણ થકી, અમે અતિ અધિક સામર્થ્ય બતાવ્યું છે આ સમે. કૃષ્ણાવતાર ભલે મોટા, પૂર્ણાવતાર કહેવાય જે. પણ અવતારી એવા, અમારી જ ઈચ્છાએ આવેલ તે" એમ શ્રીકૃષ્ણને ફરી આવવાનું ખરૂ કારણ તો આત્યંતિક મોક્ષને કહે છે. આ વાતનો સમસ્ત દોષભાર પોતાને શિરે ન આવવા દેવા માટે શ્રીજીને શિરે આરોપે છે. આ કેવું કપટ કુંભડ તે જોઈ લ્યો. જ્યારે ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણની આવી અધોગતિ કરાય છે, તો તદ્રુપ નરનારાયણ કે લક્ષ્મીનારાયણ કે વાસુદેવ નારાયણની તો વાતજ શી કહેવી ? એ તો આત્યંતિક કલ્યાણ વિના આ પ્રાકૃત લોકમાં રખડતાજ અનાદિથી રહ્યા. આશ્રિતોએ અત્યંત અનુશોચનીય છે. જે વસ્તુતઃ આત્યંતિક અકલ્યાણતમ કે અનાત્યંતિક કલ્યાણતમ છે તેમાં પરંબ્રહ્મ શ્રીકૃષ્ણને પણ પુરા ફોસલાવી ફસાવી પાડયા. હવે શું કરવું ? અને કયાં જવું ? કશી દિશા સુઝતી નથી

પ્રકૃતિપુરુષરૂપ શ્રીકૃષ્ણ, ઝીણાભાઇ નામરૂપથી પ્રગટીને, પ્રગટ શ્રીહરિથકી આત્યંતિક કલ્યાણનો પરવાનો લઈને અક્ષરધામે જતાં, પ્રથમ સ્વરૂપભૂત વાસુદેવબ્રહ્મ આવ્યા. ઇષ્ટદેવે તેમણે તો પરવાનગી પ્રથમથી આપી હોવાથી આગળ જવાની આજ્ઞા તત્ક્ષણ આપી દીધી. આગળ ચાલતાં **અનાદિ મૂળ અક્ષર** (જેને ગુણાતીત કહે છે) આવ્યું. તેમને પોતાના પાકા દુશ્મન જાણ્યા. પણ આ અવદશાએ શું કરવું? એમ વિચારીને તેમની પણ સેવા શુશ્રૂષા કરીને જેમ તેમ રજા લઇને ઉપર ગયા, ત્યાં તો એકાંતિક, પરમ એકાંતિક, અનાદિ મહામુક્ત, એવા રૂઢ મૂઢ ગૂઢતર નંબરવાળા ( અબજીબાપા વિગેરે ) મુક્તરાજો જોવામાં આવ્યા. એમને પાકા દુશ્મનો જાણતા હોવાથી તેમની પણ સેવા શુશ્રૂષા કરીને, રજાચીઠી મેળવીને, આગળ અક્ષરાધીશ શ્રીજી પાસે ગયા. ત્યાં તો બન્ને મૂળથી એકાત્મા હોવાથી બધી દુરંત દુઃખની વાત સવિસ્તર કહી. પછી શ્રીકૃષ્ણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે–" આવા વિમુખવર્ય દ્વેષીતમ વાતાવરણમાં આપણાથી કેમ રહી શકાય? માટે આપણા અસલ ગોલોક અક્ષરધામમાં જતા રહીએ." એમ એક વિચાર કરીને તત્ક્ષણ સ્વધામે આવતા રહ્યા. અને યથાપૂર્વ આત્યંતિક સુખીયા થઈ ગયા. એજ શાશ્વત સુખ શ્રીકૃષ્ણે ગીતા અ. ૧૮માં નક્કી કર્યું છે.

પછી શ્રીકૃષ્ણે શ્રીહરિને કહ્યું કે—" તમારા દંભ નામથી અને આત્યંતિક કલ્યાણના પાખંડપ્રયોગથી મને પરંબ્રહ્મને પણ છેક છેતર્યો છે અને બહુજ હેરાહગતિમાં મુકયો છે, તો આ અવતારદ્રોહી શાસ્ત્રશત્રુઓ હોઈને સંપ્રદાયદ્રોહી પુરા પાકા છે તેમને તમો થતી હોય તે ખરી સજા કરો. ત્યારે વિચારશીલ શ્રીજીએ કહ્યું કે-' હું સાધુના રૂપમાં હોવાથી એ મને શોભે નહિ. માટે રાજાના રૂપમાં રહેલા આપજ એ બધા જ બંડખોરોને સમુચિત સજા કરો, કે જેથી આવી છેતરપીંડી કોઈની પણ કદાપિ હવે કરે નહિ. પછી સ્વવશવર્તી યમરાજાને બોલાવીને શ્રીકૃષ્ણે કહ્યું કે–જે ન્યાય રીતિએ થતી હોય એવી સજા આ બધાજ બંડખોરો

છેતરપીંડા હરામખોરોની કરો. ત્યારે યમદેવે કહ્યું કે–'મેં કઠોપનિષદમાં મુમુક્ષુ નચિકેતા વિપ્રને આત્મા પરમાત્માનું જ્ઞાન આપ્યું છે અને તેમને પામવાના ઉપાયો પણ જ્ઞાન ભક્તિ બતાવ્યા છે અને આત્યંતિક મોક્ષની પણ વાત સ્પષ્ટ કરી છે છતાં મને પણ ' કશું જ્ઞાન નથી, એતો દૂષિત યમપદમાં બંધાઈ રહ્યો છે. એને મોક્ષની જાણ નથી' વિગેરે બહુતર મિથ્યા અપવાદો આપ્યા છે. માટે ભારે શિક્ષા કરવા યોગ્ય છે, પરંતુ મને તો એ અવતારદ્રોહી લબાડ લોકોને જોવાની પણ ઈચ્છા થતી નથી. માટે એ શિક્ષા તો તમો પોતે જ કરો, એ સર્વથા ઠીક છે. પછી આ ગીતા અને ગીતાચાર્ય પોતાનું નિંદન ભંડન તંડન કંડન કરનારા દ્વેષી ક્રૂર મૂઢ નરાધમોને ગીતા અ. ૧૬ શ્લો. ૧૯–૨૦ "तानहं द्विषतः क्रूरान्" આ બે શ્લોકોમાં કહ્યા મુજબની જાથુકની શિક્ષા કરી, કે જેથી ભવિષ્યમાં મોક્ષની પ્રાપ્તિના અનધિકારી નક્કી કરી દીધા. એમ કરીને ભગવાન્ શ્રીકૃષ્ણ ચિંતા રહિત થતાં નિતાંત નિર્વૃત થઈ ગયા. એમ કરવાનું કરીને અર્ચિમાર્ગ પ્રાપ્ય ગોલોકાંતર્વર્તિ અક્ષરધામના માર્ગને નિષ્કંટક કરી દીધો. અને પોતે થોડા કૃતકૃત્ય થઈ ગયા. પછી આચાર્યો અને મોટા અનુયાયિઓ પાસે તેવા તમામ બંડીયાઓને સંપ્રદાયથકી બહિષ્કૃત લેખિત કર્યા. એમ કરીને ઉદ્ધવજીએ સ્થાપેલા શ્રીકૃષ્ણ સંપ્રદાયને યથાસ્થિત રાખ્યો. વચ્ચે આચાર્યો પણ દેવસ્થાનના કુલ માલિક થવા માગતા હતા તેમને પણ કોર્ટ દ્વારા પાછા પાડીને સંપ્રદાયની મીલકત દેવની ઠરાવીને, પોતાની સત્તા જમાવી દીધી. અને વહીવટ માટે સમાજની સત્તા સંપાદન કરી વાળી. એમ અપૂર્ણ કર્તવ્ય પુરૂ કરીને પૂર્ણતમ કૃતાર્થતર થઈ ગયા. કંઈક બાકી હતું તે બોરસદ કોર્ટમાં અવતારદ્રોહી શાસ્ત્રશત્રુ બોચાસણવાળા ઉપર આચાર્યે કેસ કરતાં વાદી–પ્રતિવાદી તરફથી મુખ્ય શાસ્ત્રાધિકારવાળા પુરાવા લઈને 'શ્રીકૃષ્ણ એજ સ્વા. ના. છે' એવો ફાઇનલ નિર્ણય કરાવ્યો. એમ ચોખુંચમ કરી દીધું. હવે તો રાજ્યસત્તા ઇન્દિરા રાણી પાસે હોવાથી ઈન્દિરા-

પતિ શ્રીકૃષ્ણને કશી ચિંતા જ રહી નહિ. આ તો કથા ઉપરની ઉપ-કથા થોડી થઈ.

હવે તત્ત્વવિચાર પર આવીએ-શ્રીજીએ પંચાળામાં રહીને ઘણી જ્ઞાનવાર્તા કહી છે, પણ ઝીણાભાઈનો પ્રશ્નજ કશો નથી. એમનો એ વિષય પણ બીલકુલ નથી. પ્રશ્નોત્તર કરનારા તો શ્રીજી અને પંડિત પરમહંસો છે. જે પં. ૨ ઉપર સાંખ્યયોગને નામે ધૂર્તધતીંગ બંડીયા બેફામ કૃષ્ણદ્રોહી ગોઠવ્યું છે તેમાંજ "અને યોગવાળા જે છે તે **પ્રત્યક્ષ મૂર્તિ** એવા જે મત્સ્ય કચ્છ વરાહ નૃસિંહ વામન **રામકૃષ્ણાદિક** ભગવાનના અવતાર તેને ધ્યાને કરીને મોક્ષ થાય" એમ ભગવદ્દવતારોની ધ્યેયતા અને આત્યંતિક મોક્ષપ્રદતા પ્રતિપાદે છે "અને એ સર્વથી પર જે **પુરુષોત્તમ શ્રીકૃષ્ણ** તેજ વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનિરુદ્ધરૂપે થાય છે તથા **રામકૃષ્ણાદિ** અવતારોનું ગ્રહણ કરે છે તે **ધ્યાન કરવા યોગ્ય છે**" આ રીતે શ્રીકૃષ્ણને સર્વથી પર પુરુષોત્તમપણે પ્રતિપાદવા-પૂર્વક તેના વાસુદેવાદિ વ્યૂહો અને અવતારોની **ધ્યેયતાને** આત્યંતિક કલ્યાણ માટે કહે છે. છેવટે " આધુનિકોએ સાંખ્યમાર્ગ અને યોગમાર્ગ બગાડી નાંખવાનું પણ કહે છે. એજ ન્યાય, ઉપર જણાવેલા શાસ્ત્રશત્રુ અવતારદ્રોહી વિમુખોને પણ લાગુ થઈ શકે છે. આજ વચનામૃતના શુદ્ધ સ્પષ્ટ તત્ત્વ શબ્દો જો અનંધ હોય તો દૃષ્ટિપથે જરૂરથી પડે અને અવળા અર્થો કરવાની અને વિકૃત રજુઆત કરવાની દુર્બુદ્ધિ વાપરતાં અવશ્ય અટકે. આ તો પં. ૨ ની વાત વિશદ થઈ.

**હવે પં. ૬ ની વાત કરીએ—" શ્રીકૃષ્ણ જેવો** અવતાર સર્વ શક્તિએ યુક્ત બીજો કોઈ નથી થયો. કેમકે બીજી જે સર્વે **પોતાની અનંત મૂર્તિઓ** ભિન્નભિન્નપણે રહી છે તે સર્વનો ભાવ **પોતાવિષે દેખાડયો**...લક્ષ્મીપતિ જે **વૈકુંઠનાથ** તેનો ભાવ પોતામાં જણાવ્યો...પોતે શ્રીકૃષ્ણે કહ્યું કે – ' यस्मात्क्षरमतीतोऽहं ' એવી રીતે પોતાનું **પુરુષોત્તમપણું** જણાવ્યું. તથા **ગોલોકવાસી** રાધિકારહિત

શ્રીકૃષ્ણ તેતો પોતે જ હતા... તથા **શ્વેતદ્વીપવાસી** વાસુદેવ તેણે તો **પોતેજ** અવતાર ધાર્યો હતો તથા **નરનારાયણ** તો સમગ્ર ભારતને વિષે એ શ્રીકૃષ્ણને જ કહ્યા છે...માટે કૃષ્ણાવતાર જેવો કોઈ અવતાર નથી અને એ અવતાર **સર્વોપરી** વર્તે છે" આ રીતે શ્રીકૃષ્ણને સર્વોપરી અવતારી તરીકે શ્રીમુખે સ્પષ્ટતમ શબ્દોમાં નિરૂપે છે. પંચાળામાં સભામાં થયેલી વાતો તો આવા પ્રકારની શ્રીકૃષ્ણ પરમાત્મા પરતમ છે. આમાં બંડનો ગંધ પણ નથી. **બીજું સુંદરતર કહીએ**– જ્યારે શ્રીકૃષ્ણજ ઝીણાભાઈરૂપે અવતર્યા છે અને તેમણે શ્રીજીને શ્રીકૃષ્ણાદિક થકી તદ્દન જુદા પરાત્પર સમજ્યા છે, તો તે દરબારે શ્રીજીને સર્વસ્વ સમર્પણ કરીને જુનાગઢમાંજ મહામંદિર કરાવીને **રાધારમણ અને દ્વારકાંધીશને** કેમ પ્રથમ પધરાવ્યા ? હરિકૃષ્ણને તો બહુ વર્ષો પછી પધરાવ્યા છે. આ ઉપરથી તો બધોજ બંડીઓ બનાવટ નિઃશંક સાબીત થાય છે. કશો સંશય રહેતો નથી.

પંચાળામાં દરબારને ત્યાં શ્રીજી, સંતો સાથે રાસ રમ્યાનું કહેવાય છે. આ કથા તો સ. જી. પ્ર. ૪ અ. ૨૨ માં આ રીતે છે— "ખાખરાના વનમાં મુનિઓના ઉતારા કર્યા હતા. ત્યાં શ્રીજી, હેમંતસિંહ વિગેરે પાર્ષદો સાથે પધાર્યા હતા. એકાદશીની રાત્રિએ સંતો રાસ રમતા હતા તે સ્થળે શ્રીજી વિરાજ્યા. મધ્યરાત્રિએ મુનિઓ થાકી જવાથી શ્રીહરિ પાસે આવીને વિશ્રાંતિ માટે બેઠા. પ્રસન્ન શ્રીહરિએ દિવ્ય રુપે દર્શન આપ્યું, તેમાં પ્રથમ શાંત તેજ જોયું. તેમાં દિવ્ય પીતાંબરધારી, મુરલીધારી, શ્રી દામાદાદિપાર્ષદ પરિચરિત, રાધાલક્ષ્મી વિશિષ્ટ શ્રીકૃષ્ણને જોયા. મુનિઓએ 'नमो नमस्तु कृष्णाय वासुदेवाय ते नमः' એમ સ્તુતિ કરી. તમો રાધારમાયુક્ત શ્રીકૃષ્ણ ભગવાન છો. હેમંતસિંહ આદિક પાર્ષદોએ આવાં દિવ્ય રુપનાં દર્શન કરીને તેની સુદુર્લતા માની, ત્યાંથી જુનાગઢ આવ્યા. ત્યાં દરબારમાં ઉતર્યા, ત્યાં હેમંતસિંહે રાજોપચારથી પૂજા કરીને 'नारायणऋषिभर्ता' એ

પદ્યથી આરતી ઉતારી " આટલી દિવ્યતમ કથા છે. આમાં શ્રીહરિને શ્રીકૃષ્ણના અનન્ય અવતાર તરીકે સમજીને બધો પૂજાવિધિ કર્યો છે. આમાં બંડીયા ખુંણીયા ગોઠવણીનો ગંધ પણ નથી. બંડીયા અર્થો અને ખંડીયા રજુઆત કરવાથી કાંઈ વળે નહિ. મનસ્વી વાચ્યાર્થ અને લક્ષ્યાર્થની ચાવડાઇ કરવાથી, કશી સિદ્ધિ સાંપડતી નથી. આખી મૂર્ખાઇનું ખુલ્લું પ્રદર્શન છે.

વચ. વર. ૧૮ માંથી ફક્ત "રામાનંદસ્વામી એ ઉદ્ધવજીનો અવતાર હતા" એટલી જ અલ્પ બાબત લીધી છે. જ્યારે સ્વામી, ઉદ્ધવજીનો અવતાર છે તો શ્રીહરિ, શ્રીકૃષ્ણનો અવતાર છે એમ લેવું જોઈતું હતું "ઉદ્ધવ તે રામનંદ રૂપ, શ્રીકૃષ્ણ તે આ શ્રીહરિસ્વરૂપ" એમ નિષ્કુલાનંદમુનિ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. આમાં સત્સંગિઓએ અવશ્ય જાણવા યોગ્ય પાંચ બાબતો રહી છે. તેમાંથી કંઇ પણ લીધું નથી. એમાં તો ગુરુ પરંપરા, અભીષ્ટ અષ્ટ સચ્છાસ્ત્રો અને ઉપાસ્ય ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનાં પરોક્ષ પ્રત્યક્ષ રૂપો જાણવાનાં કહ્યાં છે. જે શ્રીકૃષ્ણ કહ્યા એ જ પ્રત્યક્ષ શ્રીહરિ છે એવો લક્ષ્યાર્થ પ્રત્યક્ષાર્થ કાઢયો છે. શિક્ષાપત્રી, સત્સંગિજીવનનો આધાર રાખીને એ આખું વચનામૃત વાંચો વિચારો તો ઉપર વર્ણવ્યો એ જ નિર્ગલિતાર્થ સુસિદ્ધ થાય છે. બંડાર્થ ખંડાર્થને મળતું કિંચિત્ પણ નથી, આવી તો સેંકડો વિરુદ્ધ વાતો વંઠેલ ફંટેલ છે. તેની ઉપેક્ષા કરવામાં આવે છે.

હવે પરચુરણ થોડું કહીએ–સંપ્રદાયમાં આરંભથી પ્રેમાનંદ મુનિકૃત શ્રીહરિચેષ્ટા સર્વે અનુયાયિઓ નિત્ય ગાય છે. તેને નહિ ગણીને, અક્ષરધામમાં અનાદિ મુક્તોને નિત્ય ગાવાની નવી ચેષ્ટા ચાવડીયા ગોઠવી કાઢવાનું મહાસાહસ છે. પ્રથમ ચરણ તો એનું એ જ રાખ્યું છે. એની જ દેશી બંડીયા બેહુદી કાઢી છે. "મોટા મોટા રે, મુક્તો સૌ અનાદિ પરમ એકાંતિકરે, તેમજ સૌ એકાંતિક" આ ચરણથી આખોજ બંડાર્થ સમજુથી સમજી શકાય છે. ચોથા પદમાં "સ્વામિનારાયણ રે,

સૌ નારાયણોના સ્વામી " એવો ઉટાંગ અર્થ સ્વા. ના. નામનો કરીને, લક્ષ્મીનારાયણ વાસુદેવનારાયણ કૃષ્ણનારાયણ નરનારાયણ આદિકને પરંબ્રહ્મપદેથી ઉતારી પાડીને જીવાદિ તુચ્છતમ પદે નાંખી દે છે. શિક્ષાપત્રીમાં તેઓની વચ્ચે અભેદ જાણવાનો શ્રીમુખે કહે છે તેને તો બીલકુલ ગણતા જ નથી. નારાયણ નામ કે જે શ્રીજીમાં મુખ્ય છે તેને પાશ્ચાત્યોમાં ખેંચી જઈને ઈષ્ટદેવ સ્વા. ના. ને પણ નકામા નિરર્થક કરી દીધા છે. આનું વિવેચન ઉપરના લેખોમાં બહુધા આવ્યું છે, તે આ સ્થળે વાંચી લેવું.

આ સંપ્રદાયમાં 'निर्विकल्प निश्चय अति, निश्चय तव घनश्याम' આ પ્રાર્થના નિત્ય બોલાય છે. તેને મૂળથી કાઢી નાંખીને તેને સ્થાને બીજી બંડીયા ગામઠી ગોઠવી છે. રાગ તો એનો એજ રાખ્યો છે. એનાં ૭ પદો ૬૨ કડીઓમાં ગોઠવ્યાં છે. ૧ પદની છઠી કડીમાં–શ્રીજીને દિવ્યતમ, અનાદિ મુક્તને દિવ્યતર અને પરમએકાંતિકને દિવ્ય' એમ ત્રણ નંબરો મનસ્વી ગોઠવ્યા છે, શ્રીજી કે જેમને કોઈ સમાન કે અધિક નથી એમની સાથે અનાદિ મુકતો અને પરમ એકાંતિકને ગોઠવ્યા છે. એમ ઉટાંગ કરીને શ્રીજીની લાઈનમાં બે જાતના મનમાન્યા મુકતોને ગોઠવ્યા છે. (મુકતોમાંતો ભેદ હોઈ શકે નહિ, છતાં તે પાડવાની મહામૂર્ખાઈ છે) સર્વોપરી અવતારી શ્રીજી સાથે દિવ્ય દિવ્યતર નામથી મનમાન્યા મુકતોને ઘુસાડી દીધા છે. શ્રીજીને પણ પોતા જેવા સજાતીય સમજીને આ ભેદો ભુંડા પાડયા કહેવાય. આવું કોઈનું પણ ભગવદ્‌વિજ્ઞાન નથી. આતો ગુહ્ય ગુહ્યતર ગુહ્યતમ જેવી ઉટાંગ ગોઠવણી ગામઠી કહેવી પડે. આખી મૂર્ખાઈનું ખુલ્લું પ્રદર્શન ગામડીયા છે. સમાન જાતિમાં આ નંબરો ઘટે–વિજાતીયમાં ઘટે નહિ. શ્રીજીતો બધાજ મુંકતોથકી વિજાતીય પરંબ્રહ્મ ભગવાન પુરુષોત્તમ ઉપાસ્ય ઈષ્ટદેવ સર્વાવતારધર્તા છે.

પાંચમા પદમાં–'નરનારાયણ વિગેરે બધાજ પુરુષોત્તમ છે અને તમે પૂર્ણ પુરૂષોત્તમ છો.' એવો મનોરંજન ભેદ પાડી તેનુ મૂળ પુરૂષો,

નરનારાયણો, વાસુદેવો, મહાકાળ, વિગેરેને શ્રીજીના સેવક–ચાકર તરીકે વર્ણવ્યા છે. પદોની પુનરાવૃત્તિનો પાર નથી. શ્રીકૃષ્ણને ગોલોક રચવાનું, નરનારાયણને બદરીકાશ્રમ રચવાનું, વાસુદેવને શ્વેતદ્વીપ રચવાનું સામર્થ્ય આપ્યું એમ પણ ઉઘડ બકે છે. મૂર્તિમાં રસબસ રહેનારાને અનાદિ તરીકે અને બહાર સન્મુખ ઉભા રહેનારાને પરમ એકાંતિક એવા પણ ઉટાંગ ભેદ પાડે છે. એકાંતિકનો નંબર તો નાંખો છે, લક્ષણ અહીં કર્યું નથી.

આ ગામડીયા ગામઠી ગપ્પાષ્ટક ગ્રંથનું મંગળાચરણ ૨૨ પૂર્વ છાયામાં ગોઠવ્યું છે. ૯ માં અબજીબાપાને અનાદિ મુક્ત ઠરાવ્યા છે. એ જ પહેલો નંબર નોંધ્યો છે. 'વચનામૃતનું ભાષ્ય રહસ્યદીપિકા નામથી કર્યું' એમ વર્ણવીને વંદન કર્યું છે. આમાં સ્વા ઈ. ચ. ને સ્પષ્ટ ઉપાસના કહેનારા તરીકે દાખલ કર્યા છે. સ્વા. વૃંદાવનદાસજી, સ્વા. કેશવપ્રિયદાસજી, સ્વા. ધર્મકિશોરદાસજી વિગેરેને નમસ્કાર કર્યા છે. આથી આ બંડપંથની બધી જ જુદાઈ જાણવામાં આવી જાય છે. જુદુ તે જુદુ જ. સંપ્રદાયાય સાથે મેળ રહેતો નથી.

હવે ચોખુંચમ ચારુતમ કહીએ— " સર્વનું ઓષધ શાસ્ત્ર-વિહિત છે પણ મૂર્ખાઇનું કોઇ ઓષધ નથી " એવું નીતિવાક્ય છે. પોતે તો કશું ભણેલા જ નથી એ તો ગ્રંથના પોબાર દેદાર ઉપરથી જ જણાય છે. કોઈ મળતો ભળતો થોડુ ભણેલો લેભાગુ મળ્યો હશે. તેણે અતિશયાર્થમાં 'तरट् तमट्' પ્રત્યયો શિખવાડયા વળગાડયા હશે. તેની વાચાટી ચાવડઇ જ્યાં ત્યાં કર્યા જ કરે છે. ગીતાના "यस्मात्क्षरमतीतोऽहं" આ શ્લોકને પ્રમાણપણે લઇને શ્રીજીએ અને તેમના મહાજનોએ શ્રીકૃષ્ણને પુરુષોત્તમપણે મુખ્ય શાસ્ત્રોમાં સપ્રમાણ વર્ણવ્યા છે, ત્યારે તેમને જીવાદિ તુચ્છ પદે ઉતારી પાડવા માટે 'પૂર્ણ' શબ્દ આગળ મુકીને, શ્રીજીને પૂર્ણ પુરુષોત્તમ અને શ્રીકૃષ્ણને પુરુષોત્તમ (પ્રકૃતિ પુરુષ) ઠરાવ્યા છે. હવે સંપ્રદાયનાં જ શાસ્ત્રોમાં શ્રીકૃષ્ણને પૂર્ણપુરુષોત્તમપણે પ્રતિપાદ્યા છે

તેનું મૂળથી ખંડન કરીને ઉતારી પાડવા માટે **પૂર્ણતર** શબ્દ વાપરીને શ્રીકૃષ્ણને **પૂર્ણ** અને શ્રીજીને **પૂર્ણતર** કહે છે. હવે શ્રીકૃષ્ણને 'मत्तः परतरं नास्ति' 'कृष्णात्परं किमपि तत्वमहं न जाने' ઇત્યાદિ વચનના આધારે શ્રીકૃષ્ણને પરતરપણે શ્રીજી પ્રતિપાદે છે. તેના ખંડન માટે વળી શ્રીજીને **પૂર્ણતમ** પણે કહીને શ્રીકૃષ્ણને ઉતારી પાડે છે. આ બંડાર્થમાં બધા જ બંડીયા એક જ અસદભિપ્રાયવાળા ચોખાચમ છે.

'पूर्णमिदमदः पूर्णं' આ શ્રુતિતો પર, વ્યૂહ, વિભવ વિગેરે પાંચેય રૂપોને પૂર્ણપણે વર્ણવે છે. જેમને બધાજ બંડીયા, સર્વોપરી સુદૃઢ ઉપાસક તરીકે પ્રથમપદે નિર્ણીત કરે છે એવા પંડિતરાજ નિત્યાનંદ સ્વામી સ્વકૃત **હરિદિગ્વિજય** ગ્રંથમાં (ઉલ્લાસ ૪૨) 'अन्योऽपि धर्मरक्षायै' 'यदा यदा हि धर्मस्य' ઇત્યાદિ પ્રમાણોને પરિગ્રહીને, શ્રીકૃષ્ણના બીજા અવતાર તરીકે શ્રીહરિને વર્ણવીને તત્ત્વતઃ અભેદને કહે છે. વધુમાં શ્રીકૃષ્ણને પરંબ્રહ્મ કેમ કહેવાય ? તો તેમના ચરણમાં ધ્વજાદિ સોળ ચિહ્નો છે માટે પરંબ્રહ્મ કહેવાય. એજ શ્રીકૃષ્ણનાં ચિહ્નો શ્રીજીના ચરણમાં હોવાથી શ્રીજીને શ્રીકૃષ્ણના અવતાર તરીકે કહી શકાય, એવો ફાઇનલ નિર્ણય લાવ્યા છે. 'परिपूर्णतमः स्वयं' એવું વાક્ય પણ એ સંદર્ભમાં એ સ્વામીએ લખ્યું છે. આમાં તો **પૂર્ણતમ** કરતાં પણ વધારાનો **પરિ** શબ્દ લીધો છે, એટલે સ્વરૂપ–રૂપ–ગુણ વિભૂતિ વિગેરે સર્વપ્રકારે પરિપૂર્ણ છે, કશુંજ બાકી રહેતું નથી. સંપ્રદાયના પ્રબન્ધોમાં એવાં વાકયો સેંકડો વૃદ્ધોએ લખ્યાં છે. બીજુ કહીએ–ફક્ત એકલા શ્રીજીને **દિવ્યતમ** કહીને, બે પ્રકારના માનીતા અનાદિ મુકતોને દિવ્યતર-દિવ્યપણે પ્રતિપાદે છે. ફકત તર તમ પ્રત્યયનો ઉપયોગ કરે છે. શ્રીકૃષ્ણને તો 'जन्म कर्म च मे दिव्यं' એ શ્લોકને પ્રમાણપણે લઇને શ્રીજી અને તેમના મહાજનો દિવ્યપણે વર્ણવે છે. તેને પણ ખંડન કરીને શ્રીકૃષ્ણ માટે વાપરેલા **દિવ્ય શબ્દને** પોતાના માનીતા અનાડી મુકતોમાં ગોઠવી દીધા છે. 'ગુહ્ય ગુહ્યતર ગુહ્યતમ' આ શબ્દો ગીતાનાજ છે તેને

લઈને પોતાના અજ્ઞાનપૂર્ણતમ ગ્રંથમાં લઇને સ્વાર્થે ઘટાવી દીધા છે. ચાવડાજી **શાશ્વત** શબ્દ ઉપર વારેવારે બહુ ભાર મુકીને બધા જ પુરુષોત્તમ નારાયણોને જીવાદિ હલકાપદે ઉતારી પાડે છે. પરંતુ એ શબ્દ તો અ. ૧૮ માં 'शाश्वतं पदमव्ययं' 'स्थानं प्राप्स्यसि शाश्वतं' એમ શ્રીકૃષ્ણેજ ઉચ્ચારેલો છે. 'यद्गत्वा न निवर्तन्ते' એમ પોતાના ધામને અપુનરાવૃતિ તરીકે કહે છે. આ જોતાં આ મૂર્ખાઈને તો શાશ્વત કહેવી પડે. શાશ્વત શબ્દ કોણે કેવી બાબતમાં વાપર્યો છે તેનું ભાન તો અવશ્ય અપેક્ષિત છે. શાશ્વત એટલે **નિત્ય.** શુભં ભવતુ.

**બાપાપંથની અવળી માન્યતા ઉપર પૂર્વે પ્રબળ વિરોધો થયા છે તેની નોંધ :**—(૧) આ ગ્રંથના કર્તા **હીરજી ભીમજી ચાવડા** કે જે બાપાપંથી દિગ્વિજય માસિકની નિયામક સમિતિના પ્રમુખ તરીકે, એક બહુ બીભત્સ લેખ, ઉ. સં. માસિકના તંત્રી મગનલાલ ઉપર લખેલો તેનો જડબાતોડ જવાબ તંત્રીએ, ઉ. સં. વર્ષ ૪ અંક ૮માં ૮ પેજોમાં આપ્યો છે.

(૨) એજ દિ. વિ. માં 'સત્સંગસમાજને વિજ્ઞપ્તિ' એવા હેડીંગથી 'લેખક સહજાનંદી' એવું ઉપનામ ધારીને નનામો લેખ લખેલો, તેનો લાંબો જવાબ પુ. હરિસ્વરૂપદાસે વર્ષ ૪માં ૬૪ પેજોમાં આપ્યો છે.

(૩) એજ માસિકમાં કોઇ મથુરદાસ માધવદાસના નામથી મોટા હેડીંગથી લેખ લખેલો. તેનો જવાબ ૧૨ પેજોમાં શા. હરિબળદાસજીએ ઉ. સં. માસિકમાં આપ્યો છે.

૪ એજ માસિકના વર્ષ ૧, અંક ૧૦ માં બાપાપંથી શેઠ બળદેવદાસે ખુલ્લો પત્ર લખેલો, તેનો જવાબ શા. હરિજીવનદાસે ૩૦ પેજમાં ઉ. સં. માં આપ્યો છે.

૫ એજ માસિકમાં ઉજમશી સોની કે જે બાપાપંથી તથા અક્ષરપંથીના પણ મળતા છે, તેમણે એક પત્ર લખેલો. તેનો જવાબ શા. હરિજીવનદાસે ઉ. સં. માં વર્ષ ૫ માં, ૨૭ પેજમાં આપ્યો છે.

૬ બાપાપંથી બનેલા પુ. લક્ષ્મીપ્રસાદદાસે દિગ્વિજયમાં લેખ લખેલો, તેનો જવાબ શા. હરિબળદાસજીએ ૨૦ પેજમાં ઉ. સં. મા વર્ષ ૫, અંક ૩–૪ માં આપ્યો છે. આ બધા શાસ્ત્રીય ઉત્તરો ઉપરના ચાવડાએ વાંચી વિચારી લેવા વિનંતિ છે.

**કિં બહુના**–બન્ને દેશના ધ. ધુ. આચાર્યશ્રીએ બાપાપંથીની બધી જ અવમાન્યતાના વિરોધમાં **આજ્ઞાપત્ર** છપાઇને બહાર પાડયો છે તેની નકલ ઉ સં. મા. વર્ષ ૪ અં. ૯ માં અક્ષરશઃ લખી છે તે આ પ્રકરણમાં વાંચી લેવું.

## બન્ને આચાર્યશ્રીએ બહાર પાડેલી આજ્ઞાપત્રિકાની નકલ—

**श्री स्वामिनारायणो विजयतेतराम् ।**

ઉદ્ધવ સંપ્રદાયના સમાશ્રિત સમસ્ત ત્યાગી ગૃહિને કારણસર સમયાનુસાર સૂચના આપવાની જરૂર પડી છે કે, આપણા ઇષ્ટદેવ પરબ્રહ્મ ભગવાન્ શ્રી સ્વામિનારાયણે વેદાદિ સચ્છાસ્ત્રોને અનુસારે સ્થાપેલા શુદ્ધ સંપ્રદાયમાં પ્રધાનપણે પ્રમાણભૂત પ્રબંધો શિક્ષાપત્રી સત્સંગિજીવન, વચનામૃત વિગેરે છે. આ પ્રબંધોમાં ભગવાને પોતાનું શુદ્ધ તત્વજ્ઞાન સરલ રીતે સ્પષ્ટ વર્ણવ્યું છે અને પોતાના સદ્ગુરુ વિગેરેની પરંપરાથી પ્રવર્તાવ્યું છે. હાલમાં તેમાં ફેરફાર કરવાની કેટલીક કોશીષો ઉપસ્થિત થયેલી જણાય છે. અને તેને માટે બીજી પણ કેટલીક ખટપટો સત્સિદ્ધાંતને સત્યાનાશ કરનારી ઉભી થઇ છે. હાલમાં રહસ્યાર્થપ્રદીપિકા નામની ટીકા સાથે વચનામૃતનું એક પુસ્તક છપાયું છે. આમાં પ્રથમ તો મૂળ ગ્રન્થમાંજ કેટલેક સ્થળે ફેરફાર કરેલો જણાય છે. ટીકા તો સંપ્રદાયમાં પ્રમાણભૂત પ્રબંધોમાં પ્રતિપાદન કરેલા શુદ્ધ સિદ્ધાન્તને લેશથી પણ નહિ અનુસરનારી હોઈને રહસ્યાર્થપ્રદીપિકા નહિ પણ સહસાર્થપ્રદીપિકા વસ્તુતઃ છે. તેમાં કેટલાક કપોળકલ્પિત અર્થો એવા વર્ણવ્યા છે કે જે લોક શાસ્ત્રોથી વિરુદ્ધ અને ન્યાયશૂન્ય હોઈને બાળકોએ પણ ઉપહાસ્ય છે. વળી આ પુસ્તક છપાવાની

અમારી આજ્ઞા લીધી નથી. તો આવા મૂળ ગ્રન્થમાંજ અન્યથા કરનાર તેમજ સત્સિદ્ધાન્તને બહુધા વિરોધ કરનાર આ ટીકા સાથેનાં પુસ્તકો અથવા અમારી આજ્ઞા લીધા સિવાયનાં છપાવેલાં બીજા પુસ્તકો પણ કોઈએ લેવાં નહિ અગર વાંચવાં સાંભળવાં નહિ.

વળી કેટલેક સ્થળે ઉપાસ્ય શ્રીજીમહારાજની મૂર્તિ સિવાય બીજી અનુપાસ્ય મૂર્તિઓ જ્યાં ત્યાં જેમતેમ જેની તેની પધરાવવાની કે પૂજાવાની પ્રમાણશૂન્ય પ્રવૃત્તિ ઉભી થયેલી જણાય છે. આ પ્રવૃત્તિ પણ સંપ્રદાયના સદાચારથી વિરુદ્ધ હોઈને અન્તે સંપ્રદાયના સિદ્ધાન્તને બહુ હાનિ કરનારી છે. તો તેવી પ્રવૃત્તિ કોઈએ કરવી નહિ અને કોઈ કરતા હોય તો તેમાં કોઈ પ્રકારનો ભાગ લેવો નહિ એવી અમારી આજ્ઞા છે. એજ

| | | |
|---|---|---|
| श्री नरनारायण देवनी गादिना आचार्य—अमदावाद<br>श्री वासुदेवप्रसादजी पुरुषोत्तमप्रसादजी महाराज | સંવત ૧૯૮૯ ના ચૈત્ર વદી ૫ શનિવાર | આચાર્ય શ્રી આનંદ-પ્રસાદજી મહારાજ શ્રીપ્રતિપ્રસાદજી માહારાજ<br>વડતાલ<br>વાયા આણંદ |

શ્રી નરનારાયણદેવની
ગાદીના ધર્મધુરંધર આચાર્ય
શ્રી ૧૦૮ શ્રી વાસુદેવ પ્રસાદજી
પુરુષોત્તમ પ્રસાદજી
સ્વસ્થાન અમદાવાદ

શ્રી લક્ષ્મીનારાયણદેવની
ગાદીના ધર્મધુરંધર આચાર્ય
શ્રી ૧૦૮ શ્રી આચાર્ય
શ્રી આનંદપ્રસાદજી શ્રીપતિ-
પ્રસાદજી મહારાજ
સ્વસ્થાન વડતાલ

---

**આપાપંથી બન્ને નકશાના વિરુદ્ધ અંશનું દિગ્દર્શન—**

આ જ્ઞાન નામનું અત્યંત અવળું અજ્ઞાન, (નિરાકાર આત્મા સાકાર બની જાયછે વિગેરે) આ નિતરાં નિરાળા સાક્ષર શિક્ષિત

કહેવાતા મંડળમાં ક્યાંથી આવ્યું છે, તેની ઘણી ગોત કરતાં મૂળ મળી આવ્યું છે. એક **ચિત્ર** અતિવિચ્છિત્ર મુદ્રિત મફત વહેંચાએલું જોવા મળ્યું છે. એની બે હજાર કોપી છપાવી છે. એનું નામ, **“ સર્વોપરી શુદ્ધ ઉપાસના દર્શન. અક્ષરધામનો નકશો ”** એવું મોહક આપ્યું છે. આના મુદ્રક લેખક પ્રકાશક **રતિલાલ** એ. પંડયા છે. રહેવાસી **સરસપુર**–અમદાવાદ છે. એના અર્ધા ભાગમાં ગોળાકાર નકશો છે. અંદર સમજુતી આપતું લખાણ છે. બીજા અર્ધા ભાગમાં વિગત સમજાવતું આખું લખાણ છે. મધ્ય ભાગે એક ગોળાકાર નાનું કુંડાળું કાઢયું છે. તેના મધ્યે **સ્વામિનારાયણ** ભગવાનને સાવ સામાન્ય વેષભૂષામાં બેસાર્યા છે. એમના ચરણારવિંદ પાસે **અનાદિ મુક્તોનું** મુખ્ય નિત્ય સ્થાન ગોઠવ્યું છે. કુંડાળામાં અક્ષરધામ, અંતર્યામિ શકિત, બ્રહ્મધામ તેજ, એવા ત્રણ શબ્દો લખ્યા છે. એમના ફરતા ચારે બાજુ **પરમ એકાંતિકનો** નંબર નિરાળો નોંધ્યો છે. ( આ નંબરો અબજી બાપાવાળાના કહેવાય છે. એકાંતિક નંબર ત્રીજો પણ છે.) તેમના પછી ચારે બાજુ **‘ અક્ષર ’** એવા શબ્દથી નંબર નોંધ્યો છે. ( આ નંબર ગુણાતીતાનંદવાળાનો કહેવાય છે ) તેના પછી નીચે ચારેબાજુ **વાસુદેવ બ્રહ્મ** શબ્દ લખ્યો છે. ( આ કોણ હશે તે વાસુદેવ જાણે ) તે પછી **નરનારાયણ** (૧) **મહાકાળ** ૨) **શ્રીકૃષ્ણ** (૩) આ ત્રણ નંબરો ચારે તરફ નોંધ્યા છે. આટલાનો ગોળાકાર પૃથક્ પાડયો છે આ કુંડાળામાં જે આવ્યા તેને **અચળ સૃષ્ટિ કહે**છે. સુખાદિકમાં ન્યૂનાધિકતાને માનેછે. ( સંપ્રદાયને આ માન્ય નથી ) આમાં. છેક છેલ્લા શ્રીકૃષ્ણને ગુલામ હાલતમાં મૂકયા છે. પછીથી મોટું કુંડાળું ચિતર્યું છે, તેમાં પ્રકૃતિને પ્રારંભીને પાતાળ પર્યંતના સઘળા લોકોની લાંબી નોંધ કરી છે. એમ નવ્ય નકશો પુરો કર્યો છે.

કાગળના બીજા ભાગમાં સમજુતી આપી છે. જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ, પરબ્રહ્મ, પરંબ્રહ્મ, અંતર્યામિ શકિત, એમ લખ્યું છે, બ્રહ્મ–

શ્રીકૃષ્ણ સુધી ( લાલ વર્તુળ ) **દેહ અને આત્મા જુદા નથી.** ( દેહ કહો કે આત્મા કહો, બન્નેનો ભેળો લોચો ) **પૃથિવી ઉપર આવે તોપણ દેહ અને આત્મા જુદા નહિ. મુક્તોને પણ તેવી રીતે સમજવું.** ( જીવોને દેહ આત્મા જુદો અને પૃથ્વી ઉપરના મુક્તોને જીવ આત્મા જુદા નહિ આ કેવી વિચિત્ર વાત ? ) **આ સાકાર બ્રહ્મમય** સૃષ્ટિ કહેવાય છે. આમાં સુખ ઐશ્વર્યમાં તારતમ્ય છે. પ્રકૃતિથી પાતાળ સુધી સર્વના દેહ આત્મા જુદા હોવાથી એ જીવ કહેવાય છે. સર્વના આત્મા નિરાકાર છે. **પરબ્રહ્મની ઉપાસનાથી જીવ સાકાર થાય છે.** ( નિરાકાર આત્માને સાકાર બનાવવાજ ઉપાસના છે ) આ સઘળી **ચલસૃષ્ટિ** કહેવાય. શ્રીકૃષ્ણને બ્રહ્મ ઠરાવ્યા છે. તે પોતે પ્રકૃતિથી પાતાળ સુધી મહાવિરાટને સર્જે છે. ( ઉપર પ્રવેશજ નહિ ) નિરાવરણ અર્ચિમાર્ગ ચારેય દિશાએથી કાઢયો છે. ( શાસ્ત્ર પ્રમાણે અર્ચિમાર્ગ નથી ) કેઠ સીધો શ્રીજી પાસે પહોંચી જાય. નકશામાં મહેનત અને ખર્ચો ઘણો કર્યો છે. અને લાગવગ મોટી મેળવી છે. અને બહુ મંડળવાળાને સાધ્યા છે.

આ નવીન નકશાને છાપવાની **આજ્ઞા** આપનારા અમદાવાદના ધ ધુ. આચાર્ય શ્રી **દેવેન્દ્રપ્રસાદજી** મહારાજશ્રી છે. પ્રસન્નતા પ્રદર્શાવનારા ચરાડવાના મહંત સ. શાસ્ત્રીશ્રી **ગોપાલચરણદાસજી** સ. પુ. સ્વા. **બાળમુકુંદદાસજી** સ. બ્ર. **રામકૃષ્ણાનંદજી** પ્ર.ભ.શ્રી **કેશવલાલ** મલ્લિકાર્જુન ભટ્ટ (ડીસ્ટ્રીકટ જજ્જ) પ. ભ. **મોહનલાલ** ભાળજા ( એડવોકેટ ) એમ મળીને છ જણ છે. આમાં બીજી વ્યક્તિ-ઓતો પ્રકાશક સાથેના કોઇ કોઈ જાતના સંસર્ગથી દાખલ થઇ હશે એ વાત સમજમાં આવે છે. પરંતુ જજ્જ સાહેબ કે જે પ. ભ. નાથજીભાઈના જમાઈ અને એમના મંડળમાં મુખ્ય મનાતા સાક્ષર છે. તેમના લેખો પણ સત્સંગ પત્રિકામાં સ્વતંત્ર આવે છે. આતો વગર વાંચે વિચારે સહિ તો નજ આપે. આમાં બીજી બાબતો વિષે કશી

નિસ્બત નથી. પ્રકૃતમાં મુક્તિદશામાં દેહ જુદો અને આત્મા જુદો એમ નહિ પણ **નિરાકાર આત્મા સાકાર બની જાય છે.** આ એક માન્યતા અવિચારિત પ્રખર પ્રવર્તી છે તેનો સુવિચાર ચાલે છે. પ. ભ. ગુરુ નાથજીભાઈથકી તો આ જ્ઞાન મેળવ્યું નથી. એમનો એ વિષય ન હતો એ સર્વકોઈ સમજે છે. આ જ્ઞાનમંડળમાં આ જજ્જ સાહેબ ભળ્યા હોય અને એ જ્ઞાન શીખી ગોખી લાવ્યા હોય, એવું અનુમાન છે (આ જ્ઞાનના કોઈ મૂળ ગુરુ તો હોવા જોઈએ) એમનાથકી આ જ્ઞાન જ પંડ્યાશ્રી વકીલ પાસે આવ્યું હોય એમ જણાયછે. એ ગુરુપરંપરાએ પ્રાપ્ત થયેલું આ જ્ઞાન સેવામંડળના સભ્યો માટે જાહેરમાં પત્રિકાદ્વારા મુકયું હોય એમ જણાયછે.

વળી આ જ્ઞાનનું મૂળ શોધતાં અબજીબાપાનું મંડળ (રુચિમંડળ નામથી ઓળખાયછે) જણાયછે. હલમાં અમદાવાદ મંદિર તરફથી **"સ્વામિનારાયણ"** માસિક નીકળે છે. તેના સંસ્થાપક **તેજ ઇન્દ્ર-પ્રસાદજી** મહારાજશ્રી છે. તંત્રીઓ વિગેરે બીજાઓ છે. એના વર્ષ ૧ અંક ૫ માં **ઉત્તમરામ** ચુનીલાલ કણીયા (એલ. ટી. એમ) એ નામથી એક લેખની શરૂઆત છે. એ ચાલુ લેખ ૬ અંકમાં પણ આવ્યો છે. એમાં આ નકશાની બાબતોનું બહુધા અનુસંધાન મળતું આવેછે. અબજીબાપાની વાતોનું અનુસંધાન આવતું હોવાથી આ પ્રક્રિયા એમના મંડળની છે એમ જાણવામાં આધાર મળેછે; પૂર્વે આ બાબતની ચર્ચાઓ થઈ ગઈ છે. આ બાબતમાં નિસ્બત નથી. એમના વર્તુળનું જ્ઞાન પ. ભ. નાથજીભાઈના મંડળમાં આવ્યું છે તે અત્યાર સુધી ગૂઢ હતું તે હવે સેવામંડળને નામે જાહેરમાં મૂકીને તેમાં આખા સંપ્રદાયને ફસાવવા માગે છે. જેથી આ એક ચેતવણીરૂપની સમયાનુસારી સમાલોચના પ્રસંગાત્ કરી છે. માસિકના સંચાલકોએ આ લેખની બાબત શિક્ષાપત્રી, સત્સંગિજીવન, વચનામૃતો સાથે મળતી આવેછે કે કેમ ? તે જોવાની ફરજ છે. સંપ્રદાયસિદ્ધાંતે રામાનુજપ્રવર્તિત **વિશિષ્ટાદ્વૈત**

મત અને તેમણે કરેલાં અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકારેલા સૂત્રભાષ્યના ગીતા ભાષ્યના અનુસંધાનની પણ અપેક્ષા છે. આ વહીવટ નથી પણ સંપ્રદાયનું વિજ્ઞાન છે. અવિનય થતો હોય તો ક્ષંતવ્ય છે.

આ નકશાની બાબતમાં સર્વેએ જાણવા જેવું **વિચિત્ર** કહીએ- શ્રીકૃષ્ણ ભગવાનનો નંબર તો ક્રમાંકે આઠમો કે નમો એક ખુણે છેલ્લો આવે. (નંબર મળ્યો એટલા ભાગ્યશાળી) એટલે શ્રીજીથી એકાત્મ એમનું અંતર બહુ છેટું પડયું. વચ્ચે જાતજાતના મુક્તો અને અક્ષરો અને વાસુદેવ બ્રહ્મ, નરનારાયણ, કાળપુરુષ, વિગેરે ધકાવીને ઘુંશી ગયા. (ભોળાભાવના શ્રીકૃષ્ણ બધોજ હક્ક કબજો અક્ષરધામ સુધીનો ખોઈ બેઠા) ભલે એ બધો આક્રમક વર્ગ આપમેળે મોટો થઈ બેસે. અને શ્રીકૃષ્ણને એક ખુણે છેલ્લે જાણે ઉપરના સર્વેના તાબેદાર ગુલામ તરીકે રાખ્યા હોય તેની પણ ચિંતા નથી. સંપ્રદાયનાં મુખ્ય શાસ્ત્રો કે જે શ્રીકૃષ્ણને ઉપાસ્ય ઈષ્ટદેવ પરબ્રહ્મ પરમાત્મા અવતારી તરીકે પ્રતિપાદનારા છે તે પણ મિથ્યા નિરર્થક થાય તેની પણ ચિંતા નહિ. પરંતુ આજ નકશાની નીચે ભવિષ્યમાં પ્રગટનારા ભગવાન્ શ્રીસ્વામિનારાયણના અવતારની સાબીતી માટે કેટલાંક પરોક્ષ શાસ્ત્રોનાં શંકિત પ્રમાણો પ્રદર્શાવ્યાં છે. તેમાં શંકા હોવાથી ભલે બાજુપર રહ્યાં. પરંતુ જેને માટે જરાપણ અવળું બોલી શકાય નહિ એવા ભાગવતના સ્કંધ ૧૦ નું "अन्योऽपि धर्मरक्षाये देहः सम्भ्रियते मया" આ પ્રમાણ લીધું છે. શ્રીકૃષ્ણ કહે છે. 'હું બીજા અવતાર ધર્મરક્ષા માટે ધારિશ' તો તે અવતાર તો સ્વા. ના નો છે. એવો તો આખો સાંપ્રદાયિક ઉપોદ્ઘાત ઘનિષ્ઠ ઘડયો છે. આ પ્રમાણ આ બાબતમાં શી રીતે ઘટશે એ મોટી ચિંતા સર્વેને થાય તેમ છે. પરસ્પર વિરોધનો અવધિ રહેતો નથી. જે શ્લોકને પ્રમાણ તરીકે નકશામાં લીધો છે તે પ્રમાણે તો શ્રીકૃષ્ણ શ્રીહરિ બન્ને એકાત્માઓ સાથે જોઈએ. પહેલા શ્રીકૃષ્ણ અને પછી શ્રીહરિ એમ બેઠક ઘટતી આવે. આ પ્રમાણેની સુસ્થિતિ હોવા

છતાં બધા સર્વોપરી ઉપાસનાધારી બંડ મંડળવાળાઓએ મળીને આઠમે નંબરે ધકાવી કાઢ્યા છે. નકશામાં શ્લોકની વાત મુકવાની જ ન હતી. અસંગતિનો અવધિ રહેતો નથી. ઉધડ ઉટાંગ હાંકવું હોય ત્યાં સમન્વયની કે પરસ્પર વિરોધની તો વાત જ ક્યાં? સ્વતંત્ર તંત્રવાળાને એની ચિંતા ન હોય એ સહજ છે. નરનારાયણ એજ સ્વામિનારાયણ છે એવો શાસ્ત્રીય ઉપોદ્દઘાત છે. અને તે પ્રમાણે સર્વત્ર પ્રચાર પણ છે. એમને છઠ્ઠે નંબરે સ્થાન આપ્યું એ મોટો ઉપકાર માનવો પડશે. શ્રીકૃષ્ણ કરતાં અધિક ભાગ્યશાળી તો ખરા. શિક્ષાપત્રી પ્રમાણે શ્રીકૃષ્ણ અને નરનારાયણ તો એક સ્વરૂપ છે. એમની વચ્ચે કાળ પુરુષને ક્યાંથી લાવીને આવરણ તરીકે દાખલ કરી દીધો. બીજા બીચારા રામાદિ અવતારોને તો આ ગોળામાં સ્થાનજ મળતું નથી. વચ્ચે વચ્ચે પોતાની બાબતની પ્રમાણતા માટે વચનામૃતને અડાવે છે. સદ્દગુરુ સંગ્રહિત એક પરથારાને પૂર્વાપરના અનુસંધાનથી વાંચે વિચારે તો બધા પ્રશ્નો આપોઆપ ઉત્તરિત થઈ જાય કોઈને કાંઇ કહેવાનું રહેશે નહિ. કોણ શ્રીકૃષ્ણ? અને કોણ સ્વામિનારાયણ? અને કેનું અક્ષર ધામ? અને કેના કોણ મુક્તો? દિવા જેવું દિવ્ય દેખાય છે. એ પ્રમાણે નકશો હોવો જોઈએ. આ સ્વતંત્રપક્ષવાળા તો શાસ્ત્રીય પ્રમાણોને માનનારા નથી. તો અક્ષર-ધામમાંથી સીધા પધારેલા શ્રીહરિ અને તેમના મુક્તોમાં દેહ આત્મા જુદા જુદા હતા કે એક મેક રૂઢમૂઢ સાચો હતો. હજી બહુ વર્ષો થયાં નથી. પરંપરાથી અનુભવવાળા હજી જાણીતા છે. સર્વેના દેહ તો પડયા રહ્યા છે. તેના અગ્નિસંસ્કારો થયા છે અને અસ્થિસંગ્રહ થયો છે. અહમર્થ મુક્તાત્માઓજ ધામમાં ગયા છે. આટલું સમજે તો આ વિસંવાદી વાતનો ફાઈનલ નિર્ણય આવી જાય છે. અહમર્થ આત્મા સ્થિર છે. એમાં વૃદ્ધિ વિગેરે વિચિત્ર વિકારો થઈ શકે નહિ. એટલું સમજેતો બસ છે.

ઉપરના નકશાની બધી બાબતો પ્રમાણપુરઃસર છે એમ માનીને ધ. ધુ. આચાર્યશ્રી છપાવવાની આજ્ઞા આપે છે. પરંતુ તેની તપાસણી

ચકાસણી તેમણે પ્રથમ કરવી ઘટેછે, કેમકે પોતે ધર્મનાજ જેમ એમ જ્ઞાનના પણ ધુરંધુર મનાયછે. શ્રીહરિએ રામાનુજ પ્રવર્તિત **વિશિષ્ટાદ્વૈત મત** સ્વમત તરીકે સ્વીકાર્યો છે અને તે રામાનુજે રચેલા સૂત્રભાષ્ય ગીતાભાષ્યને અધ્યાત્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યો છે. તે તરફ દૃષ્ટિ રાખવી ઘટેછે. શિક્ષાપત્રી સત્સંગિજીવન વચનામૃત ઉપર તો આવશ્યક છેજ. આ નકશાની બાબતોમાં પ્રસન્નતા પ્રદર્શકો ચાર ત્યાગીઓ અને બે ગૃહસ્થો છે. ત્યાગીઓમાં બીજાઓ તો સાધારણ કહેવાય છે. પરંતુ ચરાડવાના મહંત સ. સ્વામી ગોપાળચરણદાસજી તો શાસ્ત્રી જ્ઞાની કહેવાય છે. તેમણે વાંચી વિચારીનેજ પ્રસન્નતા પ્રદર્શાવી હોય એમ જણાતું નથી. એક વર્તુળમાં દેહ આત્મા જુદા અને એક વર્તુળમાં જુદા નહિ એ વસ્તુ તત્ત્વદૃષ્ટિએ બહુ વિચારણીય છે. બીજી પણ બાબતો નકશામાં નિર્દિષ્ટ વિચારવા જેવી છે. આમાં ઉમરેઠના એડવોકેટ ભાળજાની પ્રસન્નતા લખી છે તે તો કોઈ સંસર્ગથી દાખલ થઈ ગયા હશે. એમનો એ બીલકુલ વિષય નથી. ઉમરેઠના કેશવલાલ-ભાઈતો જજ્જ સાહેબ હોવાથી ચોમેરની ચોકસાઇ અને ચકાસણી કરીને ચુકાદો આપનારા છે અને પ. ભ. નાથજીભાઈના જ્ઞાનપાત્ર છે અને સંપ્રદાયનાં તેમજ બીજાં રામાનુજીય શાસ્ત્રો પણ વાંચ્યાં હશે. તેઓ આ નકશાની બાબતમાં કયા સંસર્ગથી સંમત થઇને સહી આપી હશે એ અત્યંત આશ્ચર્ય પામવા જેવી વાત છે. "વાંચે પણ નહિ કરે વિચાર તે સમજે નહિ સઘળો સાર" એવું છે.

આ નકશો બહાર પડયા પહેલાં બીજો એક **નકશો** બહુધા આજ નમુનાનો જરા નાનો બહાર પડયો છે. સંપાદક કડીના **છોટાલાલ** મગનલાલ રૂના વ્યાપારી છે. આમાં પણ આચાર્યશ્રીની આજ્ઞા લખી છે. આનું નામ **"ઉપાસના દર્પણ"** એવું ઉત્તમ રાખ્યું છે. ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયવાળાને માટે આ પ્રયાસ છે એમ ઉદ્દેશને કહેછે. વચનામૃતો ઉપરથી ઉદ્ધારેલું છે એમ પોતે માનીને તે તે વચનામૃતોની

નોંધ આપી છે. કૃષ્ણનું નામ જ આવવા દીધું નથી એટલે બીજી ઉપાધિ તો નથી. બહુધા બાબતોમાં બન્ને નકશાને મળતાપણું છે. આમાં થોડું અવ્યક્ત છે. આમાં પણ બે કુંડાળાં નાનાં મોટાં ગોળાકાર ચિતર્યાં છે. વચ્ચે પુરુષોત્તમ નારાયણ, તેમની નીચે મુકતો, અને તેમની પછી શુદ્ધ ચૈતન્ય બ્રહ્મતેજ, અક્ષરધામ (નિર્ગુણ) અક્ષર (સગુણ) વિગેરે નંબરો લખ્યા છે. " શુદ્ધ ચૈતન્ય બ્રહ્મતેજ " આ શબ્દો તો બહુધા ચારે બાજુ લખ્યા છે. એ ઉપરથી સુધારા વધારા સાથેનો આ નકશો બન્યો હોય એમ જણાય છે સ્વાભિમત જ્ઞાનના પ્રચાર માટે નકશાની મહેનત અને ખર્ચો ઘણો કર્યો પ્ર યક્ષ દેખાય છે. વળી આ નકશાની સમજુતિ માટે " **ઉપાસના દર્પણ** " એ નામની ચોપડી એજ છોટાલાલભાઈએ કડીમાંજ છપાવી છે. આચાર્યશ્રીની આજ્ઞા લખી છે. એમને જ અર્પણ છે. આચાર્યશ્રી અને લાલજીના ફોટા છે. ચરાડવાના શાસ્ત્રીજીએ ભૂમિકા લખી છે, ૧૪ પ્રકરણો પાડયા છે. આમાં પણ નાના મોટા નકશા એના એજ છાપ્યા છે. નામ એનું એજ છે– નિવેદનમાં સ્વામીશ્રી હરિચરણદાસજીના પત્રોનું તથા મુક્તરાજ દેસાઈભાઈ તથા સારા ભાઈનું સ્મરણ છે. ૪૩ પાન ઉપર "**જયારે શુદ્ધ અક્ષર બ્રહ્મરૂપ થાય છે ત્યારે તેનો આત્મા ભગવાનની ઈચ્છાએ કરીને સાકાર થાય છે.**" એવા શબ્દો છે. એ ઉપરથી મળતો આશય સમજાય છે. ભૂમિકામાં પાન ૩૯ ઉપર "પોતાના અવતારોને તથા અવતારોના ભકતોને પૃથ્વી ઉપર મનુષ્યરૂપ ધરાવીને પોતાના સ્વરૂપનું જ્ઞાન તથા ઉપાસના સમજાવીને તે સર્વેને પોતાના અક્ષરધામમાં લઈ જવા " એ એક ચતુર્થ હેતુ લખ્યો છે. આ બાબત મુખ્ય ગ્રંથો સાથે મળે છે કે કેમ ? તે વિદ્યાભાસ્કરની પદવીવાળાએ વિચારવાનું છે. સંતભૂષણ અને ધર્મભાસ્કર તો સાધારણ છે. અવતારો કેના ? અને શું તત્ત્વ ? અને એમાં જુદાઈ કેવી ? એ જુદુ તત્ત્વ છે તો પાંચ પૈકી કયા તત્ત્વમાં એમનો સમાવેશ છે ? અને એમનો કયા ધામમાં કે ટાપુમાં નિવાસ છે ?

જ્યારે અવતારોને પણ કલ્યાણ માટે મનુષ્ય રૂપ ધરવું પડે અને પરનું જ્ઞાન-ઉપાસન કરવું પડે તો પછી તેમના થકી તો કલ્યાણની આશાજ કેમ રખાય ? રામકૃષ્ણાદિ અવતારો અને તેમના ભક્તો ધ્રુવ પ્રહ્લાદ ઉદ્ધવ નારદ અંબરીષ શુક સનકાદિક વિગેરે અનાદિ કાળથી કલ્યાણ વિના આપણી પેઠે રીબાતા રઝળતા કહેવાય ખરું ? પૂર્વના કોઇ અવતારો કે તેમના ભક્તોનું જ્યારે અદ્યાપિ કલ્યાણ થયું નથી તો તેમની મહેનતનું શું ફળ ? શ્રીહરિ પણ એક અવતાર હોવાથી તુલ્ય ન્યાયે એમની પણ એવી અવદશા કોઈ કહે તો શો સાચો ઉત્તર શાસ્ત્ર પ્રમાણે આપી શકાય ? આ બધો ચોમેરનો વિચાર કરવાનો છે. આમાં અમારે બીજી બાબતો ઉપર બહુ નિસ્બત નથી. **"નિરાકાર આત્માજ સાકાર બની જાય છે"** એ બાબત ઉપર ખાસ નિસ્બત છે. તેથી જ આટલું વિવેચનથી કડવુ કહેવું પડે છે તે ક્ષંતવ્ય છે. સંપ્રદાયને રામાનુજીય જ્ઞાન સ્વીકાર્ય હોવાથી તે તરફ દૃષ્ટિ રાખવી એ ખાસ જરૂરી છે. આ જ્ઞાન ભંડોળીયું-ભભાકીયું તો નથી થતું ને ?

ઉપરનો નકશો સપ્રમાણ છે એમ માનીને વાઘોડીયાના સોની ધીરૂભાઇએ ફરીથી એનાએજ પ્રચાર માટે ફરી છપાવ્યો જણાવ્યો છે.

ઇતિશ્રી—

---